# તત્ત્વજ્ઞાનના નિબંધો

લેખક અને પ્રકાશક:
**મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા**
એમ. એ; બી. એસ. સી; એલ. એલ. બી;
સૉલીસીટર–હાઈકોર્ટ, મુંબાઈ.
( શ્રીશારદાપીઠના શંકરાચાર્ય અને નામદાર શ્રીગાયકવાડ
સરકારના ગ્રન્થકર્તા )

સંવત્ ૧૯૮૪ ]                [ ઈ. સ. ૧૯૨૮

મુંબાઈ

કિમ્મત રૂ. ૧–૦–૦

પ્રથમાવૃત્તિ ૧૯૧૮.

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति ॥ (छां. उ.)

असतो मा सद्गमय तमसो मां ज्योतिर्गमय मृत्योर्मामृतम्॥ (बृ. उ.)

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥ (क. उ.)

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥ (भ. गी.)





પુસ્તકો મળવાનું ઠેકાણું:—
પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
માલીક:—રાજગુરૂ પંડિત રવિશંકર જેષ્ઠારામ એન્ડ સન્સ
કાલબાદેવી રોડ, ઝવેરબાગ, નં. ૨૨૯ મુંબાઈ (૨).

ધી "ન્યુસ પ્રિન્ટીંગ" પ્રેસમાં
મણિલાલ ઈચ્છારામ દેસાઈએ છાપ્યું.
કાળાઘોડા, એક-હાઉસ લેન, કોટ, મુંબાઈ.

# સમર્પણ.

તત્વજ્ઞાનનું આ લઘુ પુસ્તક મારા પરમપૂજ્ય માન્યવર અનેકગુણસંપન્ન શિરછત્ર તીર્થરૂપ પિતાશ્રી રા. બા. ચન્દ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડ્યા બી. એ. રિટાયર્ડ ઍસીસ્ટંટ સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ પી. ડબલ્યુ. ડી. સેક્રેટેરીએટ મુંબાઇ, તેઓશ્રીના મારા પ્રત્યેના અપૂર્વ પુત્રવાત્સલ્ય તથા મારી વિદ્યાપ્રાપ્તિ તથા કેળવણીને માટે તેઓએ જે પરિશ્રમ લીધો છે તથા આત્મભોગ આપ્યો છે તેની કંઇક અલ્પસેવા બદલ હું તેઓશ્રી પ્રત્યેની મારી પૂજ્યભાવના પ્રદર્શિત કરવા તેઓશ્રીને સપ્રેમ સમર્પણ કરૂં છું.

આપનો આજ્ઞાંકિત પુત્ર
મનુભાઇ ચન્દ્રવિદ્યાનંદ પંડ્યા.

# અનુક્રમણિકા







# મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રીનો અભિપ્રાય

તત્ત્વજ્ઞાનના ૧૨ નિબંધો રા. રા. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યાએ વર્તમાનપત્રોમાં છુટક છુટક આપેલા. તેમાંના કેટલાક તેજ વખતે મારા વાંચવામાં આવેલા. હાલમાં તે સઘળા એકત્ર છપાવી પ્રસિદ્ધ કર્યા તેથી એ નિબંધો લોકોપયોગી થશે. ભગવાન્ શંકરાચાર્યસમ્મત કેવલાદ્વૈતસિદ્ધાન્તને અગ્રણી રાખી ઇતર સિદ્ધાન્તોનું નિરીક્ષણ કરવામાં સૂક્ષ્મ વિચારશ્રેણીનું અવલંબન કર્યું છે.

વિવર્તવાદ ઉપનિષદ્વિદ્યાનું હૃદય છે અને બીજા વાદો પ્રક્રિયા સમજવામાં ઉપયોગી થાય છે એમ બતાવી પરિણામપ્રભૃતિ વાદોની અસારતા દાખલા દલીલોથી દર્શાવી છે તે સાથે અવિકૃત પરિણામવાદની અઘટ માનતા સ્પષ્ટ કરી દેખાડી છે.

ઔપનિષદ્દર્શનરૂપ અધ્યાત્મિકવિદ્યા સાક્ષાત્ ભગવદ્વિભૂતિ છે અને તેના પ્રણેતા વ્યાસ ભગવાને ચતુર્લક્ષણીથી કેવલાદ્વૈતનું જ પ્રતિપાદન કરેલું છે એમ નિષ્પક્ષપાત મર્મજ્ઞ પુરુષોને સુવિદિતજ છે અને આ નિબંધોમાં પણ એજ નિશ્ચય પ્રકટ કરવામાં આવ્યો છે. આ નિબંધોની વિશિષ્ટતા ઉપોદ્ઘાત દ્વારા જણાઈ આવે છે. ઇતર સિદ્ધાન્તોની પ્રબલ પ્રમાણો તથા યુક્તિઓથી અસારતા સ્ફુટ કરી દેખાડવાની શ્રીહર્ષસ્વીકૃત કથાશૈલીનો ઉપયોગ કરવામાં દક્ષતા દાખવી છે. વેદાંતસિદ્ધાન્તના જિજ્ઞાસુજનોને આ નિબંધો ઘણાજ ઉપકારક થવા યોગ્ય છે.

સં. ૧૯૮૪ શ્રાવણ બીજા સુદિ ૫<br>તા૦ ૨૦-૮-૨૮.

શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર

ૐ

# પ્રસ્તાવના

આ પુસ્તકમાંના ઘણાખરા તત્ત્વજ્ઞાનના નિબંધો મેં જુદે જુદે વખતે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કર્યા હતા. પણ મારા કેટલાએક સ્નેહીઓના ખાસ આગ્રહથી મેં તે તમામ લેખોને એકત્રિત કરી, તેમાં ઘટતા ફેરફારો કરી તથા તેમાં કેટલાએક નવીન નિબંધો ઉમેરી, તે નિબંધોને આ પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કર્યાં છે. દરેક મનુષ્યે પોતાના જીવનના ઉત્કર્ષને માટે અવશ્ય જાણવું જોઇએ કે તે કોણ છે, ક્યાંથી આવ્યો છે, તે ક્યાં જવાનો છે તથા તેનું શું કર્તવ્ય છે? આ અતિ અગત્યના પ્રશ્નોનો સંતોષકારક ખુલાસો આપણને તત્ત્વજ્ઞાન સિવાય બીજા કોઈ પણ શાસ્ત્રથી મળી શકતો નથી. માટે આપણે તત્ત્વજ્ઞાનનું સાધારણ જ્ઞાન અવશ્ય મેળવવુંજ જોઇએ.

હિંદુધર્મશાસ્ત્રમાં તત્ત્વજ્ઞાનનો વિષય ઘણોજ ગહન તથા સૂક્ષ્મ છે ને તેમાં આવતા કેટલાએક પારિભાષિક શબ્દો (Technical Terms) તથા સૂક્ષ્મ વિષયો સાધારણ માણસથી સમજી શકાય એવા ન હોવાથી મેં આ તત્ત્વજ્ઞાનના નિબંધોની શરુઆતમાં ઉપોદ્ઘાતદ્વારા તે તમામ પારિભાષિક શબ્દો તથા વિષયોની બને તેટલી સાદી ને સરળ ભાષામાં સમજુતિ કરી છે, તેમજ વેદાંત-તત્ત્વજ્ઞાનના મુખ્ય સિદ્ધાંતો અનેક શ્રુતિ, સ્મૃતિ, તથા પુરાણોના પ્રમાણથી તેમજ યૌક્તિક દલીલોથી સમજાવ્યા છે. આ તત્ત્વજ્ઞાનના વિષયો સહેલાઇથી સમજી શકાય તેને માટે સુજ્ઞવાંચકને મારી ખાસ વિજ્ઞપ્તિ છે કે તેઓએ તે નિબંધો વાંચવા અગાઉ, શરુઆતમાં ઉપોદ્ઘાતવિભાગ જરૂર વાંચી જવો કે જેથી તેઓ આ નિબંધો બરોબર સમજી શકશે.

હિંદુ ભાઇઓનું સમસ્ત જીવન તથા તેઓનો તમામ લૌકિક તેમજ વૈદિક વ્યવહાર ધર્મપર આધાર રાખે છે. હિંદુધર્મશાસ્ત્રના મૂળ સિદ્ધાન્તો વેદતારાયણ પર રચાયલા છે જુઓ. મનુસ્મૃતિ वेदोऽखिलो धर्ममूलम् (મ. સ્મૃ.). મારા તમામ નિબંધોમાં વેદનુંજ સર્વોત્કૃષ્ટ પ્રમાણ ગણવામાં આવ્યું છે. તેમ વળી વેદને અવલંબીને યુક્તિવાદનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે, જે શાસ્ત્ર સંમત છે. હિંદુ-ભાઇઓમાં વેદને ઇશ્વરપ્રણિત (Divine Revealation) માનવામાં આવે છે, પણ આ માન્યતા અન્ય ધર્મો કરતાં જુદી જાતની છે. એટલે ક્રીશ્ચીયન લોકો તથા ઇસ્લામી ભાઇઓ જેમ Bible તથા Koran જેવા એક ધર્મપુસ્તકનેજ Divine Revealation તરીકે માને છે, તેમ સનાતન હીંદુ ધર્મમાં માનવામાં

આવતું નથી. સનાતનવૈદિકધર્મમાં વેદને મનુષ્યકૃત ગ્રંથ માનવામાં આવતો નથી. છેક સંહિતાના સમયથી માંડીને, ઉપનિષદ્ગ્રંથો પર્યંત જુદા જુદા ઋષિઓને જે અગાધ જ્ઞાનામૃતસાગરનો પ્રત્યક્ષ અનુભવ થયો હતો તેવા અનુભવગમ્ય જ્ઞાનના તમામ સંગ્રહને વેદ કહેવામાં આવે છે. ऋषयः मंत्रद्रष्टारः મંત્રનું પ્રત્યક્ષઅનુભવ (Intuition)થી જે મુનિઓને દર્શન થયું હતું તે લોકોને ઋષિ કહેવામાં આવે છે, અને પરબ્રહ્મનો સાક્ષાત્ અનુભવ કરનાર ઋષિઓએ પોતાના અનુભવના સ્ફુરણો (Inspiration)નું જે ગ્રંથોમાં દિગ્દર્શન કર્યું છે, તે સમસ્ત ગ્રંથોને વેદ કહેવામાં આવે છે. આપસ્તંબયજ્ઞપરિભાષામાં વેદનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે मंत्रब्राह्मणयोः वेदनामधेयं. એટલે મંત્રસંહિતા તથા બ્રાહ્મણ ગ્રંથોનું નામ વેદ, જેનું ભારતવર્ષના બહુશ્રુત બ્રાહ્મણોએ અદ્યાપિ પર્યન્ત હજારો વર્ષોથી ગુરુશિષ્યસંપ્રદાયદ્વારા મુખપાઠથી પરિપાલન કર્યું છે. તેથી વેદને શ્રુતિ પણ કહેવામાં આવે છે. મંત્રસંહિતામાં મુખ્યત્વે કરીને ઈશ્વરની શુદ્ધ પ્રાર્થનાઓ તથા સ્તુતિ તેમજ કોઈક કોઈક સ્થળે ગૂઢ તથા સૂક્ષ્મ રીતે તત્ત્વજ્ઞાન પણ જોવામાં આવે છે. બ્રાહ્મણ ગ્રંથોમાં ઘણું કરીને યજ્ઞકાંડ તથા વૈદિક કર્મનું અનુષ્ઠાન તથા ધર્મમાર્ગ અનેક સુંદર આખ્યાયિકાઓ તથા પ્રાચીન ગાથાઓ સહિત નિર્દિષ્ટ છે. બ્રાહ્મણના છેવટના ભાગમાં આરણ્યકનો સમાવેશ થયલો જોવામાં આવે છે, જેનો ઉપયોગ સાધારણ રીતે વાનપ્રસ્થ આશ્રમમાં કરવામાં આવે છે. બ્રાહ્મણના અંતિમ ભાગને ઉપનિષદ્ તથા વેદાંત કહેવામાં આવે છે, જેમાં ઉત્તમ તત્ત્વજ્ઞાન, ઉપાસનાઓ, તથા સૃષ્ટિક્રિયા વિભાગ વિ. મુખ્યત્વે નિર્દિષ્ટ છે. સમસ્ત વેદનો ઉત્કૃષ્ટ રહસ્યસાર ઉપનિષદ્ ગ્રંથોમાં જોવામાં આવે છે. હિન્દુ ધર્મશાસ્ત્રોમાં ઉપનિષદ્ સર્વોપરિ સ્થાન ભોગવે છે. હિન્દુઓના જીવનનો મુખ્ય આશય, આ અસાર સંસારના જન્મમરણના દુઃખમાંથી મુક્તિ મેળવી ઉત્તમ આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવાનો છે. તે જ્ઞાન દ્વારા પરબ્રહ્મની સાથે ઐક્ય સાધી પરમાર્થ પ્રાપ્ત કરવાનો અંતિમ હેતુ છે. ઉપનિષદ્ના આધ્યાત્મિક જ્ઞાનથી દરેક મનુષ્ય આ જીવનમાં પણ આત્યંતિક સુખ (Absolute Bliss) તથા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે છે. Schopenhaur શૉપન હૉઅર જેવો જર્મનીનો વિદ્વાન તત્ત્વવેત્તા ઉપનિષદને માટે નીચે મુજબ જણાવે છે: "In the whole world there is no study so beneficial and so elevating as that of the Upanishads. It has been the solace of my life and it will be the solace of my death—આખી દુનીઆમાં ઉપનિષદ્ જેવો લાભદાયક તથા ઉત્કર્ષકારક બીજો કોઈ પણ અભ્યાસ નથી. ઉપનિષદનો અભ્યાસ મારી જીંદગીને દિલાસારૂપ થયો છે, ને તે મારા મરણનો પણ દિલાસો રહેશે." હિંદુસનાતનધર્મનો આશય, પાશ્ચાત્ય પ્રજાની માફક, માત્ર ધન, પુત્ર, તથા આ

લોકની કીર્તિ સંપાદન કરી સ્વાર્થ સાધવાનો નથી, પણ લોકકલ્યાણને માટે પરમાર્થ સાધી બ્રહ્મઅવગતિ તથા પરમાત્માની પ્રાપ્તિ સાધવાનો છે. એટલે સનાતનવેદધર્માવલંબી હિંદુભાઇઓનું ધ્યેય, અન્ય વક્તિઓ સાથે સ્પર્ધા કરી, આસુરી-સંપદના બળથી તેઓને દબાવીને પોતાનો એકલાનો જ ક્ષુદ્ર ઐહિક સ્વાર્થ સાધવાનો નથી પણ તેઓનું ધ્યેય ધર્મ (Duty) પાળવા પ્રત્યે વધારે હોય છે. જ્યારે એથી ઉલટું પાશ્ચાત્ય પ્રજાનું ધ્યેય હક્ક (Right) ને નામે સંકુચિત દૃષ્ટિનો સ્વાર્થ સાધવા પ્રત્યે હોય છે. પણ આવી રીતિથી સમાજનો ઉત્કર્ષ કદી પણ સાધી શકાતો નથી. પણ એથી ઉલટું સમાજમાં પરસ્પર વિરોધ, વૈમનસ્ય, કુસંપ તથા કલહકંકાસ વધે છે. આસુરી સંપદના વિગ્રહથી અનેક ગરીબ તથા નિરાધાર પુરુષો તેમજ પ્રજાઓ પાયમાલ થઈ ગયાં છે, એવું આપણે અનેક ઐતિહાસિક બનાવોપરથી જોયું છે—Might-is-Right જબરો હોય તે સાચો તથા Survival of the Fittest ના Darwin ના સિદ્ધાન્તોથી જગતને ઘણી હાની થઈ છે. ડાર્વિનના સિદ્ધાંતો નીચે મુજબ છે: Marry, Multiply, Let the strongest live and the weakest die—પરણો, અને વૃદ્ધિ કરો. જબરા હોય તે જીવે ને નબળા હોય તે મરે." ઉપલી ડાર્વિનની નીતિ જે આધુનિક સમયમાં પાશ્ચાત્ય દેશની સુધરેલી પ્રજાઓમાં પૂર જોસમાં ફેલાયલી છે, તે હિન્દુવેદધર્મશાસ્ત્રને સંમત નથી પણ સદા ઉપેક્ષ્ય છે. તેવી સ્વાર્થી નીતિનું અનુકરણ કરવામાં કદી પણ હિંદુ પ્રજાનું શ્રેય થવાનું નથી. Prof. Huxley જેવો વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી ઉપલી ડારવીનની નીતિને વખોડી કાઢે છે, તે નીચેની ઉક્તિ-થી સમજાશે. તેઓ જણાવે છે કે "The law of self-sacrifice is the law of the evolution of man and the law of the survival of the fittest is the law of the evolution of Brute—આત્મભોગનો કાયદો મનુષ્યના ઉત્કર્ષનો કાયદો છે અને બળવાન પુરુષનો જીવવાનો હક્ક, પશુના ઉત્કર્ષનો કાયદો છે." મનુષ્યમાત્રના ઉત્ક-ર્ષને માટે સનાતન વૈદિક સિદ્ધાંતોનોજ ઉત્તમ આશ્રય છે ને તેને માટે વેદ-નારાયણે વર્ણાશ્રમધર્મની ઉત્તમ વ્યવસ્થા નિર્દિષ્ટ કરી છે, જેમાં કોઈ પણ જાતની બીનજરૂરિ સ્પર્ધાને સ્થાન નથી, પણ તેથી પ્રજામાં સર્વત્ર ભ્રાતૃભાવના (Universal Brotherhood) તથા સહચર્ય (co-operation)નોજ વિકાશ થશે. આપણને માટે વેદધર્મનું યથાધિકાર પરિપાલન કરવું એજ શ્રેયસ્કર માર્ગ છે. જુઓ ગીતા स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः વેદવિહિત ધર્મના પરિ-પાલનમાં આપણું મૃત્યુ આવે તો ભલે પણ આપણે આપણા સ્વધર્મનો ત્યાગ ન કરવો, કારણ કે વેદધર્મથી ઇતરધર્મો ભયને આહ્વાન કરવા જેવા છે ને તેથી

પરિણામે આપણને દુઃખ જ થશે. તે બતાવી આપવા, મેં ઉપોદ્ઘાતમાં હિંદુ-વર્ણાશ્રમધર્મ, જ્ઞાતિસંસ્થા (caste system) વિ. કેટલાક અગત્યના સામાજીક પ્રશ્નો પણ ચર્ચ્યા છે. તે પ્રત્યે હું સર્વ કોઇનું ધ્યાન ખેંચું છું. ઉપલા પ્રશ્નોના યથાર્થ નિર્ણયથી આધુનિક સમયના અનેક સામાજીક વિષયોમાં ઘણો પ્રકાશ પડશે. જો આપણે સનાતન વૈદિકધર્મના સિદ્ધાંતોનું પરિપાલન કરીશું તથા વસુધૈવકુટુંબક ના વેદાન્ત-અદ્વૈત સિદ્ધાન્તનો બહોળો ફેલાવો કરીશું તો હાલમાં આપણે સમાજમાં જે અનેક ધાર્મિક, સાંપ્રદાયિક, સામાજીક, વ્યાવહારિક તથા રાજ્યદ્વારી ટંટાઓ, વિરોધો તથા કલેશો જોઇએ છીએ, તે હંમેશને માટે નાબૂદ થશે. એટલું જ નહીં પણ આપણે હિંદુસંગઠનના મહાન કાર્યમાં દેશને અગત્યની સેવા કરીશું. આવા આશયથી જ મેં મારા તત્ત્વજ્ઞાનના નિબંધો આ પુસ્તક દ્વારા સુજ્ઞ-વાંચક આગળ રજુ કર્યા છે.

છેવટમાં મારા વ્યવસાયી ધંધાની અનેક પ્રવૃત્તિઓને લીધે, મારાથી આ પુસ્તકના પ્રુફો બરોબર તપાસી શકાયા નહતાં, ને તેથી તેમાં ઘણી અશુદ્ધિઓ રહી ગઇ છે. તેને માટે શાસ્ત્રી રેવાશંકર મેઘજી તે સ્વર્ગસ્થ દેવીદાસ લલ્લુભાઇ પાઠશાળાના અધ્યાપક, તેમની પાસે મેં અગત્યના દોષોનું એક શુદ્ધિપત્રક તૈયાર કરાવ્યું છે, જે આ પુસ્તકના છેવટમાં મેં છાપ્યું છે. તેને માટે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું. તેમજ વળી મારા સ્નેહી ભાઇ હિંમતરામ અગ્નિહોત્રી, જાદવજી શાસ્ત્રી, તથા જમનાદાસ હરખજી સંઘવી જેઓ સનાતન વેદધર્મના ઉત્કર્ષનો ઘણો આગ્રહ ધરાવે છે તે ભાઇઓએ મને કેટલી અગત્યની સૂચના કરી હતી તેઓનો પણ આ સ્થળે આભાર માનું છું.

કોરોનેશન બિલ્ડીંગ.<br>
ગીરગામ બેંક રોડ<br>
શ્રાવણ શુકલ પંચમી<br>
સંવત્ ૧૯૮૪<br>
મુંબાઇ, તા૦ ૨૦-૮-૨૮

લી૦<br>
મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા.

॥ ॐ तत्सत् ॥

नमो ब्रह्मादिभ्यो ब्रह्मविद्यासंप्रदायकर्तृभ्यो वंशऋषिभ्यो महद्भ्यो नमो गुरुभ्यः ।
सर्वोपप्लवरहितः प्रज्ञानघनः प्रत्यगर्थो ब्रह्मैवाहमस्मि ॥

श्रुतिस्मृतिपुराणानामालयं करुणालयम् ।
नमामि भगवत्पादं शंकरं लोकशंकरम् ॥
शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥
यः शंकरः सकलवेदरहस्यवक्ता ।
बौद्धादिबुद्धितमसां खलु चण्डभानुः ॥
अभ्युद्दधार विगलच्छ्रुतिमार्गमद्धा ।
भूमण्डले विजयते यतिसार्वभौमः ॥
शाक्यैः पाशुपतैरपि क्षपणकैः कापालिकैर्वैष्णवै-
रप्यन्यैरखिलैः खलैः खलु खिलं दुर्वादिभिर्वैदिकम् ॥
पन्थानं परिरक्षितुं क्षितितलं प्राप्तः परिक्रीडते ।
घोरे संसृतिकानने विचरतां भद्रंकरः शंकरः ॥

॥ ॐ तत्सत् ॥

# પ્રસ્તાવના–વેદાંત તત્ત્વજ્ઞાનની સંક્ષિપ્ત મીમાંસા.

कटाक्षकिरणाचान्तनमन्मोहाब्धये नमः ।
अनन्तानन्दकृष्णाय जगन्मङ्गलमूर्तये ॥

(૧) નિર્ગુણ પરબ્રહ્મ–અત્યંત પ્રાચીન સનાતન વૈદિકધર્મના સમયથી માંડીને છેક પૌરાણિક સમય પર્યંત, દૈવીસંપત્ તથા આસુરીસંપત્‌નું તુમુલયુદ્ધ આપણને સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. ઋગ્વેદની અનેક ઋચાઓમાં ઇંદ્ર ને વૃત્રાસુરનું યુદ્ધ, બ્રાહ્મણ ગ્રંથોમાં દેવ–અસુરનું યુદ્ધ, તથા રામાયણના સમયમાં દૈવી–અવતારરૂપ શ્રી રામચંદ્ર તથા અસુરાવતારરૂપ રાવણ વચ્ચેનું યુદ્ધ સર્વ કોઇને જાણીતું છે. આ ભાવના માત્ર સનાતન વૈદિકધર્મમાં પ્રચલિત હતી, એટલુંજ નહીં, પણ અન્ય ધર્મોમાં પણ તે ભાવના જોવામાં આવે છે. બૌદ્ધધર્મમાં બુદ્ધ અને માર, ઝરથુસ્તીધર્મમાં અહુરમઝદ તથા અહ્રીમન, ઇસાંઈ તથા ઇસ્લામીધર્મમાં ખુદાને શયતાન એ નામે ઉપલાજ દ્વંદ્વયુદ્ધની ભાવના જોવામાં આવે છે. ઉપર જણાવેલા યુદ્ધમાં દૈવીસંપત્‌નો વિજય થાય છે ને આસુરીસંપત્‌નો પરાભવ થાય છે એટલે અંશે ઉપલા તમામ ધર્મોમાં સામ્યપણું માલમ પડે છે. પણ તેમાંથી આપણે નિર્ણય કરવાનો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, સૃષ્ટિમાં શું પરસ્પર વિરોધી એવાં ભિન્ન ભિન્ન બે તત્વો છે કે, એકજ પરમ તત્વ છે? જરથુસ્તી, ક્રીશ્ચીયન, તથા ઇસ્લામી ધર્મોમાં પરસ્પર વિરોધી એવાં બે ભિન્ન ભિન્ન તત્વોને માનવામાં આવે છે. તેમજ હિંદુસ્તાનમાં પ્રચલિત અનેક ધર્મો તથા સંપ્રદાયોમાં પણ કાંઇક આવીજ દ્વૈતભાવના જોવામાં આવે છે, આ ઉપરાંત આર્યસમાજીસ્ટ ભાઇઓમાં વળી એક નવીન ત્રૈતભાવના માનવામાં આવે છે. એટલે તે લોકો, પરમેશ્વર, જીવાત્મા, તથા પ્રકૃતિ એમ ત્રણ સ્વતંત્ર ભિન્ન ભિન્ન તત્ત્વોને માને છે. પરંતુ વેદાંત દર્શનમાં ઉપલા તમામ મતોની શ્રુતિ સ્મૃતિઓના સમન્વયપૂર્વક સમીક્ષા કરવામાં આવી છે, ને છેવટે વેદાનુકૂળ અનેક યુક્તિઓદ્વારા એવો સિદ્ધાંત નક્કી કરવામાં આવ્યો છે કે અખિલ બ્રહ્માંડમાં પરમતત્ત્વ એકજ છે, જે અદ્વિતીય છે અને તેનાથી કોઇ પણ ભિન્ન પદાર્થ જેવો કે ઇશ્વર, પ્રકૃતિ, જીવ, માયા, શયતાન વિ. પદાર્થ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો નથી. તે સર્વે પદાર્થોના અસ્તિત્વનો આધાર એક શુદ્ધ નિર્ગુણપરબ્રહ્મતત્ત્વપરજ છે ને તેને અવલંબીનેજ તે તે પદાર્થો તેના નિયત ક્ષેત્રમાં કાર્યો કરી શકે છે. એટલે તે તમામ પદાર્થો પરાશ્રયી કરે છે; જ્યારે

પરબ્રહ્મ સ્વાધીન તથા સ્વાશ્રયી છે અને તેની સત્તાને માટે તેને કોઇ પણ અન્ય સ્વતંત્ર પદાર્થનો આશ્રય લેવો પડતો નથી. પરમતત્ત્વજ્ઞાનસ્વરૂપ એકજ ચૈતન્ય છે, જે પ્રકાશમય છે ને સર્વને પ્રકાશિત કરે છે. વેદાંતમતમાં માયા અથવા પ્રકૃતિને સ્વતંત્ર તત્ત્વ માનવામાં આવતું નથી, કારણ કે તે અજ્ઞાન અથવા છાયા સમાન છે તો તેને સ્વતંત્ર પદાર્થ કેમ કહી શકાય? ક્રીશ્ચીયન ધર્મમાં શયતાનનું પરમેશ્વરથી સ્વતંત્ર અસ્તિત્વ માનવામાં આવે છે. તે એટલે સુધી કે શયતાનને નર્કનો રાજા માનવામાં આવ્યો છે ને ત્યાં તે રાજ્ય કરે છે, આથી ઉલટું વેદાંત મતમાં એકજ પરમતત્ત્વને માનવામાં આવે છે. તેને પરબ્રહ્મ તથા પરમાત્મા એ નામે સંબોધવામાં આવે છે, અને તેના મૂળસ્વરૂપના જ્ઞાનથી આપણને તમામ વ્યાવહારિક તથા પારમાર્થિક કાર્યોનું જ્ઞાન થઈ શકે છે એવી વેદાંતશાસ્ત્રની મુખ્ય પ્રતિજ્ઞા છે.

શ્રીમદ્ જગદ્‌ગુરુ આદ્યશંકરાચાર્યભગવાને પ્રસ્થાનત્રયીપર ઉત્તમ ભાષ્યો રચી, શ્રુતિ–સ્મૃતિનો યથાર્થ સમન્વય કરી વેદાનુકૂળ અનેક યુક્તિઓ તથા સબળ દલીલોથી એમ પ્રતિપાદન કર્યું છે કે તમામ જગતમાં શુદ્ધ કેવલાદ્વૈત સ્વયંજ્યોતિર્મય પરમતત્ત્વ એકજ છે. તેજ પરમસત્ય અમૃત છે ને તેને અવલંબીનેજ સમસ્ત જગત્ તથા પ્રકૃતિ પોતાના તમામ કાર્યો કરે છે. એજ વેદાંતનો છેવટનો પરમ રમણીય સિદ્ધાંત છે તથા તેજ પરમ તત્ત્વ છે. તે પરમ તત્ત્વ સ્વાનુભવપૂર્વક પ્રાપ્ત કરવું એજ દરેક મનુષ્યનો પરમપુરુષાર્થ છે ને હોવો જોઇએ, કારણ કે તેનું ફળ પણ અદ્વિતીય પરમાનંદસુખ તથા સંસારમાંથી હંમેશને માટે મુક્તિદાયક છે. તે ઉત્તમ અદ્વિતીય આધ્યાત્મિક અપરોક્ષજ્ઞાનથી દરેક મનુષ્ય पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनं રૂપી આ અસાર સંસારના કારાગ્રહમાંથી સદાને માટે મુક્ત થઈ ઉત્તમ સામ્રાજ્ય, સ્વાતંત્ર્ય તથા સુખસંપન્ન એવું પરમપદ પ્રાપ્ત કરી શકે છે. એ અદ્વિતીય પરબ્રહ્મતત્ત્વ દરેક માણસ સહેલાઇથી સમજી, સંસારની અનેક દુઃખમય પ્રવૃત્તિઓમાં પણ અખંડાનંદરસ અનુભવી શકે, એવા આશયથી મેં આ નિબંધો લખ્યા છે.

શ્રીમદ્ શંકરાચાર્ય જેવા અસાધારણ તીવ્રબુદ્ધિશાળી મહેશ્વરાવતારરૂપી મહાપુરુષ, કે જેના ઉપલા કેવલાદ્વૈતના પરમ સિદ્ધાંતને હિંદુસ્તાનના કરોડો માણસો સ્વીકારે છે તથા વ્યવહારમાં મુકી સંસારિક વિપત્તિઓમાં દીલાસો લઈ અનુપમાનંદ સુખનો અનુભવ કરે છે, એટલું જ નહીં પણ જે રમણીય સિદ્ધાંતને પાશ્ચાત્ય પ્રજાના અનેક તત્ત્વજ્ઞાની ફીલસુફો તથા મહાશયો જેવા કે Maxmuller, Deuson, Gough, Jacob, Thibeau. વિ, તેઓ એક અવાજે આંતરિક પ્રેમ તથા ઉત્સાહથી અનુમોદન આપી સ્વીકારી રહ્યા છે, તેવા મહા-

પુરુષને પણ આજકાલના નવીન નીકળેલા કેટલાએક દુરાગ્રહી તથા શાસ્ત્રાનભિજ્ઞ સાંપ્રદાયિકોએ સ્વાર્થવૃત્તિથી તથા બીજાં એવાં અનેક કારણથી છોડ્યા નથી, પણ તેનાપર યદ્વાતદ્વા અનેક પ્રહારો કર્યાં છે તથા અનેક અસંબદ્ધ જલ્પનાઓ કરી રહ્યા છે. ઉપલા વિરોધાત્મક નીંદિત કાર્યમાં પુષ્ટિમાર્ગસંપ્રદાયના કેટલાએક વૈષ્ણવો તથા કેટલાએક અગ્રગણ્ય કહેવાતા વિદ્વાનોએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. તે એટલે સુધી કે તે પુરુષોએ શાંકરમતાવલંબીઓને, પ્રચ્છન્નબૌદ્ધ, આસુરી, પાખંડી, નાસ્તિક વિ. અનેક ઉપનામોની સુંદર પુષ્પાંજલીઓથી વધાવી લીધા છે (!). વળી હમણાં થોડા સમયથી શ્રીયુત મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. ડેક્કન કૉલેજના સંસ્કૃત પ્રોફેસર, તેઓએ 'શાંકરવાલ્લભમતતુલના' એ વિષયપર વ્યાખ્યાનમાળા શરૂ કરી છે ને તે દ્વારા પણ શ્રીશંકરાચાર્યની ઘણી નીંદા કરવામાં આવે છે. આ ભાઈઓનાં મંતવ્યો કેટલાં બધાં દૂષિત, શાસ્ત્રથી વિમુખ તથા પ્રતારણારૂપી છે, એ બતાવી આપવા, મેં 'મુંબાઈ સમાચાર'ના દૈનિકપત્રમાં અનેક લેખો જુદે જુદે વખતે પ્રગટ કર્યા હતા. તેના જવાબમાં વૈષ્ણવસેવામંડળના ઑ. સેક્રેટરી રા. ચુનીલાલ પરીખ તથા તેના પ્રમુખ શ્રીયુત ધીરજલાલ વરજદાસ સાંકળીઆ હાઈકોર્ટ વકીલ, તેમજ રા. જગમોહનદાસ રણછોડદાસ શ્રોફ. બી. એ, એઓ તરફથી પણ તેજ પત્રમાં કેટલાએક લેખો પ્રગટ થયા હતા. તેઓના તમામ મુદ્દાના લેખો, મેં આ પુસ્તકમાં, પૂર્વપક્ષ તરીકે પ્રસિદ્ધ કર્યા છે, જે વાંચેથી કોઈને પણ સમજાશે કે વાલ્લભમતાનુયાયીઓનો સ્વસંપ્રદાય પ્રત્યે કેટલો ને કેવો દુરાગ્રહ છે તથા શ્રી શાંકરમત પ્રત્યે તેઓ કેટલો દ્વેષ ધરાવે છે. એટલુંજ નહીં પણ તેઓના વિચાર શ્રી વેદનારાયણથી પણ કેટલા વિમુખ, બાલિશ તથા હાસ્યાસ્પદ છે, તે પણ સમજાશે. મારા નિબંધોનો આશય કોઈ પણ સંપ્રદાય યા પંથને પોષવાનો કે ઉત્તેજન આપવાનો કે નીંદવાનો નથી; પછી તે શૈવ મત હોય, વૈષ્ણવ મત હોય, આર્યસમાજીસ્ટ મત હોય, કે કોઈ પણ અન્ય સંપ્રદાયનો મત હોય, પણ માત્ર સત્ય તત્ત્વ શું છે, તથા વેદાંતનું જ્ઞાન રાષ્ટ્રીય સંગઠનના કાર્યમાં ઐક્ય વૃત્તિ સાધવા તેમજ અન્ય રીતે દરેકને કેટલું વ્યવહારોપયોગી છે, તે બતાવી આપવાનો છે, ને તેથી મેં બને તેટલી સાદી તથા સર્વ કોઈને સમજાય એવી સરળ ભાષામાં, અદ્વૈતવેદાંતના મુખ્ય સિદ્ધાંતો જનતા સમક્ષ આ નિબંધોમાં રજુ કર્યા છે, અને તેમ કરવાથી, આધુનિક સંપ્રદાયોમાં કોઈ કોઈ સ્થળે જોવામાં આવતા પાખંડો સ્પષ્ટ રીતે સ્વતઃ નાબુદ થઈ જાય છે.

તત્ત્વજ્ઞાનનો વિષય સમજવાને માટે સહુથી પ્રથમ તો આપણને સત્યાસત્ય વસ્તુનો નિર્ણય કરવાની બુદ્ધિની આવશ્યકતા છે, કારણ કે તત્ત્વજ્ઞાનનો વિષય ઘણો ગહન તથા સૂક્ષ્મ છે અને તેમાં સ્થૂલ બુદ્ધિ ચાલી શકે તેમ નથી. વેદ તથા ધર્મશાસ્ત્રનું જ્ઞાન મેળવવાને વેદાનુકૂળ તર્ક ઘણોજ જરુરનો છે, તે મનુસ્મૃતિના નીચલા શ્લોકપરથી

સમજાશે. आर्षं धर्मोपदेशं च वेदशास्त्राऽविरोधिना। यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः॥ (મ. સ્મૃ) વેદ તથા ધર્મશાસ્ત્રોનું જ્ઞાન જે પુરુષ વેદાનુકૂળ તર્કથી સંપાદન કરે છે તેજ ધર્મને જાણે છે, બીજો કોઇ નહીં. આ જગતમાં કયો પદાર્થ સત્ય છે, તેનો નિર્ણય આપણે સહુથી પ્રથમ કરવો જોઇએ. શું ઇંદ્રિયજન્ય વિષયોનું તથા ભૌતિક પદાર્થોનું વિજ્ઞાન આપણને સત્યવસ્તુની પ્રતીતિ કરાવે છે ખરું? સામાન્ય બુદ્ધિથી પણ કોઇ સમજી શકશે કે જે પદાર્થ સદા નિત્ય, અવિકૃત તથા અવિનાશી હોય તેનેજ સત્ય કહી શકાય. પણ આ જગતમાં આપણને સર્વે પદાર્થો પરિવર્તનશીલ પ્રતીત થાય છે. જે જગ્યાએ મોટી નદીઓ તથા સાગરો વહેતાં હતાં તે જગ્યાએ સુકી ધૂળવાળી જમીન તથા ગગનભેદી પર્વતો જોવામાં આવે છે. તેમજ જે જગ્યાએ ધૂળ ઉડતી હતી, તે જગ્યાએ પાણી ફરી વળ્યાં છે. તો પછી એવા નિત્ય બદલાતા જગતના પદાર્થોને આપણાથી સત્ય કેમ કહી શકાય? ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ગીતામાં જણાવ્યું છે કે जातस्य हि ध्रुवो मृत्युः જે કાંઇ જન્મ્યું છે તેનો અવશ્ય નાશ છે, એટલે આ સર્વ જગત જે ઇશ્વરે સરજ્યું છે તે વિનાશી છે; તો તેને સત્ય કેમ કહી શકાય? છતાં પણ વાલ્લભમતમાં જગતને તથા તેના તમામ પરિવર્તનશીલ વિકારોને પણ સત્ય માનવામાં આવ્યા છે. એટલું જ નહીં પણ તેવા વિનાશી તથા વિકારી પદાર્થોવાળું જગત તેમ જ સંસારમાં સબડતા તમામ પાપી, ચોર, ખુની તથા શેતાન પુરુષો, તે સર્વને ઇશ્વર માનવામાં આવ્યા છે. એટલે તે લોકોના મતમાં નિત્ય–અનિત્ય, વિકારી–અવિકારી, ધર્મ–અધર્મ, વિદ્યા–અવિદ્યા તથા જ્ઞાન–અજ્ઞાન વિ. પ્રતીત થતા જગતના તમામ વિકારી તથા વિરોધી ભાવોની તારતમ્યતાનો નિર્ણય કરવાનો અવકાશ જ નથી, કારણ કે તેઓ એમ માને છે કે જગતના તમામ વિરોધી ધર્મો અલૌકિકતાથી બ્રહ્મમાં ઘટી શકે છે એવું તેઓએ માનેલા પુરુષોત્તમનું મહાત્મ્ય છે! શું આનુંજ નામ વેદાંત તત્ત્વજ્ઞાનની મીમાંસા તથા શાસ્ત્રનો સમન્વય કહેવાય કે? આ કેવી ભયંકર તથા ભ્રાંતિકારક માન્યતા છે? આ માન્યતાથી ઇશ્વરનું કેવું પરમ રમણીય શુદ્ધ ને સુંદર સ્વરૂપ તે મતમાં જાળવી રાખવામાં આવ્યું છે તેનો સુજ્ઞ વાંચકને સ્હેજમાં જ ખ્યાલ આવી શકશે (?) અરે! શ્રીરામાનુજાનુયાયી વૈષ્ણવભકતો પણ આ કપોલકલ્પિત વિરુદ્ધધર્માશ્રયત્વના વિલક્ષણ તથા હાસ્યાસ્પદ મતને માનતા નથી. તેઓ સ્પષ્ટ જણાવે છે કે બ્રહ્મમાં દૈવીધર્મો જ ઘટી શકે; બ્રહ્મમાં કદી પણ અજ્ઞાન કે અવિદ્યા ઘટી શકે જ નહીં. જો શુદ્ધ પરબ્રહ્મમાં વિરુદ્ધ ધર્માશ્રયથી, અજ્ઞાન તથા અવિદ્યા અલૌકિકતાથી ઘટી શકતાં હોય, તો પછી તેવા અવિદ્યાવાળા પુરુષોત્તમને બ્રહ્મ જ કેમ કહેવાય, તથા તેને શુદ્ધ પણ કેમ કહેવાય? આવા મતને શુદ્ધાદ્વૈતમત કહેવો એ એક જાતની પ્રતારણા જ કહેવાય! આથી ઉલટું શ્રી શાંકરમતમાં માયાવાદથી પરબ્રહ્મનું સચ્ચિદાનંદ શુદ્ધસ્વરૂપ સ્વાભાવિક રીતે પ્રતિપાદિત રહે છે, માટે શ્રી શાંકરમતને જ શુદ્ધ બ્રહ્મવાદ કહેવાય.

 

**(૨) માયાવાદ-બ્રહ્મ તથા જગતનો સંબંધ.** શાંકરમતમાં માયાને કે અવિદ્યાને બ્રહ્મના ધર્મ તરીકે કદી પણ ઓળખવામાં આવતી નથી. સંસારમાં રહેલા અજ્ઞાની તથા પાપી જીવોનેજ અવિદ્યા હોય, પણ શુદ્ધબ્રહ્મને અવિદ્યા કદી પણ હોય જ નહીં. તેવા સંસારી જીવોની અવિદ્યાનું શુદ્ધ જ્યોતિર્મય બ્રહ્મજ્ઞાનથી નિર્મૂલન કરવું એ જ પરમ પુરુષાર્થ છે, ને તેને માટે જ વેદાંતશાસ્ત્ર રચવામાં આવ્યું છે કે જેથી મનુષ્યો સંસારસાગર તરી જાય, પરબ્રહ્મની પ્રાપ્તિ કરી શકે. જુઓ શ્રીશંકરાચાર્યકૃત શારીરિકભાષ્યની અધ્યાસભૂમિકા. શ્રીશાંકરમતમાં શુદ્ધબ્રહ્મનું સ્વરૂપ વેદમાં જણાવ્યા મુજબ નિરાકારી તથા નિર્ગુણ છે, તથા સગુણબ્રહ્મનું સ્વરૂપ માયાઉપાધિઅવચ્છિન્ન છે. વળી સગુણબ્રહ્મ તથા માયાનો સંબંધ આધ્યાસિક છે. સગુણબ્રહ્મ માયાથી પર, સ્વતંત્ર તથા અલિપ્ત છે. આથી ઉલટું પુષ્ટિમાર્ગસંપ્રદાયમાં બ્રહ્મને સાકારી, સગુણ, તથા અવિદ્યાશક્તિવાળો માનવામાં આવે છે. એટલે હાથ, પગ, મુખ, પેટ વિગેરે અવયવોવાળા વિગ્રહ-શરીરવાળા સાકારી બ્રહ્મનેજ શુદ્ધ પરબ્રહ્મ માનવામાં આવે છે. તે લોકોના મતમાં શરીર જે માયાનું કાર્ય છે ને શરીરી જે શરીરથી જુદો છે, તથા જે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે, તેનું સાંકર્ય કરવામાં આવ્યું છે. માયાનું કાર્ય શરીર જે જડ તથા નાશવંત છે તેનેજ તે લોકો નિરાકારી નિર્ગુણબ્રહ્મ માને છે. આ માન્યતાને માયાનુંજ કાર્ય નહીં તો બીજું શું કહેવાય? માયાના નામથી કેટલાએક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો બહુ ભડકી જાય છે. પણ માયાનો ખરો અર્થ શું છે તે હજુ તે બિચારાઓ સમજી શક્યા હોય એમ લાગતું નથી. જે જાણી ન શકાય અથવા જે અનિર્વચનીય છે તે માયા. અતિ પ્રાચીન વૈદિક સમયનાં ઋગ્વેદના 'નાસદીય' સૂક્તમાં માયાનું મૂળ વાસ્તવિક સ્વરૂપ સ્પષ્ટ માલમ પડી આવે છે. જુઓ ઋગ્વેદ સંહિતા नासदासीन्नो सदासीत्तदानीं (ઋ. વે) એટલે સૃષ્ટિ ઉત્પન્ન થઇ તેની પ્રથમ અવસ્થામાં અસદ્ ન હતું તેમ સદ્ પણ ન હતું. માયા સત્ નથી તેમ અસત્ પણ નથી. તે સદ્-સત્ય નથી કારણ કે આત્યંતિક સત્ય તો માત્ર નિર્ગુણબ્રહ્મજ છે. તે અસત્-અસત્ય (શૂન્ય) પણ નથી, કારણ કે જગતમાં અલીકવત્ મિથ્યા કોઈ પદાર્થજ નથી. એટલે માયા સદસદ્‌થી વિલક્ષણ છે જે વ્યવહારોપયોગી છે. છતાં વાલ્લભમતાનુયાયીઓ શ્રીશંકરાચાર્યપર એવા દોષારોપનો આક્ષેપ કરે છે કે "શાંકરમતમાં જગત આત્યંતિક મિથ્યા છે. નિર્ગુણ બ્રહ્મ નપુંસક છે તથા ઇશ્વર કાલ્પનિક છે" આ અસત્ય કથન છે, ને તે એક જાતની ભ્રાંતિજ છે. શ્રીશાંકરમતમાં પરબ્રહ્મને પૂર્ણ ઐશ્વર્યશક્તિસ્વરૂપ, પૂર્ણજ્ઞાનસ્વરૂપ, તથા પૂર્ણ આનંદસ્વરૂપ માનવામાં આવે છે. તેમજ માયાને બ્રહ્મની એક ઔપાધિક ( accidental ) અવસ્થા માનવામાં આવે છે, જે પરિણામી, વૈકારિક તથા અનિત્ય છે, ને તે પરબ્રહ્મને સદૈવ

આધીન છે: તેના અસ્તિત્વનો તમામ આધાર બ્રહ્મપરજ છે. તેમ પરબ્રહ્મ તેનો લય પણ કરી શકે છે. એટલે જેમ લાકડામાં ગૂઢરૂપે અગ્નિ રહે છે, જે શક્તિનું એક રૂપાન્તર છે તેમ પરબ્રહ્મમાં માયા રહે છે. વળી શાંકરમતમાં આ જગતને અલીકવત્ આત્યંતિક મિથ્યા માનવામાં આવતું નથી, પણ જગતનું વ્યાવહારિક સત્યત્વ સ્વીકારવામાં આવ્યું છે. પરબ્રહ્મથી પ્રેરિત મૂળ પ્રકૃતિ જગતના તમામ કાર્યો કરે છે, પણ પ્રકૃતિ જડ હોવાથી તથા જગતમાં તેનું સામ્રાજ્ય હોવાથી સાંસારિક જીવો પરબ્રહ્મને ઓળખી શકતા નથી, ને તેથી જ તેઓ માયામાં ગોથાં ખાયાં કરે છે ને દુઃખ ભોગવે છે. એટલે સંસારના દુઃખનું મૂળ કારણ વિષયો પ્રત્યેની આસક્તિ તથા શુદ્ધબ્રહ્મના સ્વરૂપનું અજ્ઞાન છે. વેદાંતમાં મૂળ પ્રકૃતિનેજ માયા કહેવામાં આવે છે. જુઓ શ્રુતિ. मायां तु प्रकृतिं विद्यात्। मायिनं तु महेश्वरं. પ્રકૃતિ જડ હોવાથી, તેને અજ્ઞાન પણ કહેવામાં આવે છે, પણ તેના અધિષ્ઠાતા મહેશ્વરને માયાવી કહેવામાં આવે છે, જે જ્ઞાનસ્વરૂપ છે ને માયાથી સ્વતંત્ર છે, ને તે માયાને પોતાના નિયમમાં રાખી શકે છે. અનાદિઅવિદ્યાથી જીવને પોતાના સ્વરૂપનું ભાન રહેતું નથી ને તેથીજ તેને સંસારમાં જન્મ લેવા પડે છે. જુઓ ગીતા अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું મૂળસ્વરૂપ અજ્ઞાનથી (એટલે માયાથી) આવૃત થયેલું હોય છે ને તેથીજ સંસારી જીવો માયામાં મોહિત થાય છે. તેમજ વળી ભગવાન ગીતામાં જણાવે છે કે नाहंप्रकाशः सर्वस्य योगमायासमावृतः હું સર્વને પ્રકાશિત નથી એટલે સમજાતો નથી, કારણકે યોગમાયાથી હું ઢંકાયેલો રહું છું. આને શાંકરમતમાં વિવર્તવાદ અથવા માયાવાદ કહેવામાં આવે છે. તો પછી માયાવાદની સાબીતીમાટે આથી બીજો કયો વધુ પુરાવો જોઇએ છે? માયાવાદનો સિદ્ધાંત વેદાંતપ્રતિપાદ્ય છે એટલું જ નહી, પણ શ્રીભગવદ્‌ગીતામાંથી પણ માયાવાદ સિદ્ધ થઈ શકે છે

માયા એટલે મિથ્યા–શૂન્ય એવો અર્થ શાંકરમતમાં થતો નથી. પણ શ્રીશાંકરમતના વિરોધી દુરાગ્રહીઓએ જાણી જોઇને એવો અસત્ય દોષારોપ શ્રીશંકરાચાર્ય પર કરી તેમને મહાન અન્યાય કર્યો છે. પણ તેમ કરવા જતાં, સાક્ષરવર્ગમાં તેઓ ભારે ઉપહાસપાત્ર થાય છે. શૂન્યવાદ તો બૌદ્ધલોકોનો છે જેનું સમર્થ ખંડન, શ્રી શંકરાચાર્યે વેદાંતસૂત્રના શારીરિક ભાષ્યમાં કર્યું છે. જો કોઈ પણ પુરુષે જગન્નિયન્તા ઇશ્વરનું સર્વવ્યાપકપણું તથા અસ્તિત્વપણું શાસ્ત્રીયપદ્ધતીથી તથા સબળ યુક્તિથી સાબીત કર્યું હોય તો તે શ્રીશંકરાચાર્ય જ છે. ગમે તેવો જડવાદી યા નાસ્તિક પુરુષ હોય, તે પણ શ્રીશંકરની દલીલ સાંભળ્યા પછી ઇશ્વરનું અસ્તિત્વપણું સ્વીકાર્યા વગર રહે નહિ, એજ તેઓશ્રીનું વિશિષ્ટપણું છે. છતાં પણ તે જાણીને એમ કહેવું કે શ્રીશંકરાચાર્ય પ્રચ્છન્ન બૌદ્ધ હતા, નાસ્તિક હતા, તે છતી જીભે

એમ કહેવું કે હું બોલી શકતો નથી તેના જેવું છે, તથા તે કથન એક અંધ-પરંપરાની માત્ર નકલ છે. એવી મિથ્યા જલ્પનાઓથી કોઇ પણ ચતુર પુરુષ હવે છેતરાય એમ નથી. શ્રીશંકરાચાર્યે શારીરિક ભાષ્યમાં ઇશ્વરના અસ્તિત્વ-પણાની શંકા કરનારને પૂછ્યું છે, કે "ભાઇ, તમે બધી ચીજની શંકા કરો છો તથા કોઈ પણ ચીજને માનતા નથી, તેમ જ ઇશ્વરને પણ માનતા નથી, તો જવાબ દો કે તમો પોતે છો કે નથી?" જો તમો એમ કહો કે 'હું નથી' તો તે કોઇ પણ માણસ કબૂલ નહીં કરે, કારણ કે પ્રત્યક્ષ પ્રમાણથી તે ખોટું ઠરે છે. તેમજ વળી તમારા તે કથનથી તમો ઇશ્વરનું અસ્તિત્વ તમારી મેળેજ સાબીત કરી આપો છો, કારણ કે 'હું નથી' એક કહેનાર પ્રત્યક્ષ અનુ-ભવનાર વ્યક્તિ ચોક્કસ અસ્તિત્વ ધરાવે છે, પછી ભલે તેથી વ્યતિરિક્ત બીજા સૃષ્ટિના તમામ બાહ્ય પદાર્થો આત્યંતિક સત્ય ન હોય. ડેકાર્ટી Descartes નામનો ફ્રાન્સનો આધુનિક ફિલોસોફીનો પિતા પણ એમજ જણાવે છે કે "Cogito ergo sum—હું ધારું છું કે હું છું." એટલે દરેકના અસ્તિત્વપણાની બાબત તો સત્યજ છે, ને તે અનુભવસિદ્ધ છે. એમાં કોઇ પણ જાતની શંકાને અવકાશજ નથી. એટલે એમ સાબિત થાય છે કે દરેક મનુષ્યમાં જે ચૈતન્ય આંતરિક રીતે તમામ શરીરમાં ઓતપ્રોત વ્યાપી રહ્યું છે ને જેને માટે માત્ર 'અસ્તિ છે' એટલુંજ કહી શકાય, તેજ શુદ્ધનિર્ગુણબ્રહ્મ છે, જે જ્ઞાનસ્વરૂપ છે તથા અનન્ત છે પણ તેનું 'છે' એ સિવાય બીજી કોઇ રીતે વર્ણન થઈ શકે એમ નથી. વળી શૂન્ય-વાદના સંબંધમાં શ્રીશંકરાચાર્યે શારીરિક ભાષ્યમાં, બૌદ્ધોને યુક્તિથી એક અગત્યનો પ્રશ્ન પૂછ્યો છે, કે "જો તમો બૌદ્ધો સર્વ જગતને શૂન્ય–મિથ્યા માનતા હો, તો પછી તમો તમારું માથું દીવાલ સાથે અફાળો, ને પછી જવાબ દો કે દીવાલ સાચી છે કે શૂન્ય છે?" તેને એમજ જવાબ દેવો પડશે કે દીવાલ શૂન્ય–મિથ્યા નથી. તો હવે શાંકરમતમાં સર્વ મિથ્યા છે એવો વાદ ક્યાં કહ્યો? જગતનો કોઈ પણ પદાર્થ તેમજ વ્યવહાર આત્યંતિક અસત્ય કે મિથ્યા નથી, અરે! સાદી બારાખડીના અક્ષરો પણ આત્યંતિક મિથ્યા નથી પણ તેમાંથી ભાષાદ્વારા ઉત્તમ પદાર્થજ્ઞાન મળી શકે છે. તેમજ વળી સંસારિક લૌકિક વ્યવહાર અગર જો કે આધ્યાસિક છે તો પણ તે મિથ્યા નથી. ભગવાન ભાષ્યકારે વ્યવહારને નૈસર્ગિક તથા સ્વા-ભાવિક કહ્યો છે, મિથ્યા નથી કહ્યો. તમામ વ્યવહારનો આધાર 'હું' ને 'મારું' એ બે શબ્દોપર રહેલો છે, ને તે બે શબ્દોથી જ લૌકિક તેમજ વૈદિક તમામ વ્યવહાર ચાલે છે, જે મિથ્યા નથી. જાનવરનો વ્યવહાર પણ તેવીજ જાતનો છે ને ઇશ્વરે જાનવરમાં પણ 'અહંભાવ'ની પ્રેરણા અર્પી છે, જેથી તેઓ પોતાનો વ્યવહાર ચલાવી શકે છે. એટલે તે બાબતમાં જાનવરનો તેમજ સાંસારિક કે વ્યુત્પન્નચિત્તના વૈદિકપુરુષમાં કોઈ પણ જાતનો ફેર નથી. જુઓ, શારીરિક

શાંકર ભાષ્ય परत्वादिमिथ्याविशेषात्. આધ્યાસિક અંહભાવનાથી જ તમામ પ્રાણીમાત્ર પોતાનો વ્યવહાર ચલાવી શકે છે તથા પોતાનું ને પોતાના આશ્રિતોનું રક્ષણ કરી શકે છે: જો માતા પોતાના નાના બાળક પ્રત્યે અહંતાત્મક પ્રીતિ ન રાખે તો તે બાળક કેમ ઉછરી શકે? જો મનુષ્યો પોતાની જન્મભૂમિ પ્રત્યે અહંતાત્મક પ્રેમ ન રાખે તો રાષ્ટ્રીય સંઘ તથા સંગઠ્ઠનનો કેવી રીતે વિકાસ થઇ શકે? એટલે સંસારના દરેક કાર્યમાં મનુષ્યને કંઇક 'અહંતા' રાખવીજ પડે છે કે જેથી તે વ્યાવહારિક, પારમાર્થિક, તથા જનસમુદાયને લાભદાયક એવાં અનેક શુભકાર્યો કરી શકે. એટલે 'અહંતા' રાખવી એ કાંઈ પાપનું કામ નથી. પણ તેની સાથે આત્માનો તાત્વિક સંબંધ શું છે તથા વ્યવહાર અને પરમાર્થનો શું તફાવત છે તે સમજવું જોઇએ. જગતનો તમામ વ્યવહાર કામચલાઉ (Pragmatic) છે, પણ નિત્ય નથી એમ સમજીને જો તે વ્યવહારમાં 'હુ પણું' રાખવામાં આવે તો તે વ્યવહાર હાનિકારક નથી. પણ જો એ વાત ભૂલી જવામાં આવે અને સંસારિક વ્યવહાર તે જ સત્ય છે તથા શરીર, બૈરી છોકરાં, ધન, સંપતિ વિ. વિ. જગતના કામચલાઉ પદાર્થો તે જ 'મારું સ્વરૂપ છે' અને તેજ 'હુ છું' એટલુંજ માત્ર જો માનવામાં આવે તો તેથી ખરેખર અધ:પતનજ થાય ને સંસારના બંધનમાં પડાય. તાત્વિક દૃષ્ટિથી દરેક પ્રાણિનો પ્રત્યગાત્મા, શરીર ઇંદ્રિય મન બુદ્ધિ વિ. ઉપાધિઓથી જુદો છે. છતાં દરેક માણસે વ્યવહારમાં શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ વિ. સર્વ ઉપાધિઓ 'હુ પોતેજ છું' એમ માનવું પડે છે ને તે એમ કહે છે કે "હુ ખૂબસુરત છું, લાંબો છું, ટુંકો છું, સ્થૂલ છું, કૃશ છું, ખાઉં છું, પીઉં છું, સુખી છું, દુ:ખી છું. વિ." આને શાંકરમતમાં દેહાધ્યાસ કહેવામાં આવે છે. એટલે શરીરના ધર્મોનો આત્મામાં આરોપ કરવો તથા આત્માના ધર્મોનો દેહમાં આરોપ કરવો તેનું નામ અધ્યાસ. જુઓ શાંકર શારીરિક ભાષ્ય. अध्यासो नाम अतस्मिंस्तद्बुद्धिः એટલે એક વસ્તુના ગુણધર્મોનો અન્ય વસ્તુમાં આરોપ કરવો, તેનું નામ અધ્યાસ. પણ જ્ઞાની પુરુષ શરીરથી પોતાના આત્માને જુદો સમજે છે, કારણ કે શરીર પ્રકૃતિનું કાર્ય છે પણ આત્મા તેથી જુદો છે, જે ચૈતન્યસ્વરૂપ છે તથા શરીરનો નિયામક છે. તે કર્તા નથી તેમ ભોક્તા પણ નથી. પ્રકૃતિજ આત્માની પ્રેરણાથી ક્રિયા કરે છે. જ્ઞાની પુરુષ શરીરને તથા તેના અવયવોને માત્ર પોતાના વ્યાવહારિક ઉપયોગમાં લે છે અને તેટલા પુરતું તેની સાથે આધ્યાસિક ઐક્યપણું રાખે છે તથા 'અહંભાવ' રાખે છે, પણ જ્ઞાની પુરુષ કદી પણ અનિત્ય, કામચલાઉ, તથા વૈકારિક શરીરને સ્વતંત્ર પદાર્થ માનતો નથી. તેમ તેમાં મોહ પણ રાખતો નથી, કારણ કે તે અલ્પ છે તથા મર્ત્ય છે. જ્ઞાનીનું ધ્યેય તો માત્ર પોતાના નિરાકારી પ્રત્યગાત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમાંજ હોય છે. જ્ઞાની પુરુષ આધ્યાસિક અહંપણાને પ્રત્યગાત્મામાં વીલીન કરી, સમસ્ત જગતને

પોતાનું કુટુંબ ગણી; જગતના આંતરિક આત્માનું તથા પોતાના આંતરિક આત્માનું ઐક્ય સાધે છે ને અનુભવે છે. ઉપલા વિવેચનથી કોઇની પણ ખાત્રી થશે કે શાંકરમતમાં વ્યવહારની આપ્યાસિક ઉપયોગીતા સ્વીકારવામાં આવી છે પણ મીથ્યા કરી વ્યવહારને ઉડાવી દેવામાં આવ્યો નથી. આથી ઉલટું, શ્રીમદ્ વલ્લભાચાર્યે તત્ત્વાર્થનિબંધગ્રન્થમાં સંસારને મિથ્યા જણાવી ઉડાવી દીધો છે. એટલે એઓશ્રીના મતમાં 'અહંતા મમતાત્મક ભાવ' અસત્ય છે, મિથ્યા છે, શૂન્ય છે. વળી તેઓ લખે છે કે માયાનું કાર્ય આ જગત, તે સત્ય છે પણ જીવનો અહંતામમતાત્મક સંસાર જગતથી જુદો છે ને તે અસત્ય છે, તથા મિથ્યા છે. એટલે શ્રી વલ્લભાચાર્યના મતમાં જે જડ છે તે સત્ય છે. પણ અહંતામમતાત્મક ચૈતન્યરૂપ જીવ, જેને વ્યવહારમાં 'અહંભાવ' સ્વાભાવિક રીતે રાખવોજ પડે છે તે મિથ્યા છે, તથા તેવા જીવની તમામ વ્યાવહારિક ક્રિયાઓના જ્ઞાનને ભ્રમરૂપ મિથ્યા માનવામાં આવે છે. જો સંસારિક જીવનું જ્ઞાન મિથ્યા છે તો તેવા જ્ઞાનથી પ્રતીત થતું સમગ્ર જગત્ પણ મિથ્યાજ ઠરે. છતાં એમ કહેવું કે જગત્ તો સત્ય છે, પણ અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે; તેનું શું પ્રમાણ? આથી ઉલટું શાંકરમતમાં એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે જગતમાં પ્રતીત થતો વ્યવહાર બ્રહ્મની અપેક્ષાએ સત્ય નથી પણ અલીકવત મિથ્યા નથી. વળી વસ્તુ અવગતિ જ્ઞાન અથવા સંવિદ્(self-consciousness)તે તો સદા સત્યજ છે. એટલે ચૈતન્યાત્મક જ્ઞાનસ્વરૂપ સાક્ષીરૂપ અસ્મત્પ્રત્યય પ્રત્યગાત્મા જે જ્ઞાન પ્રગટાવે છે કે આત્માથી જે ભિન્ન ભિન્ન પદાર્થો પ્રતીત થાય છે, પછી ભલે તે પદાર્થો જડ હોય, તે સર્વ પદાર્થો આભાસ રૂપે છે, તે પ્રત્યગાત્મા આત્યંતિક સત્ય છે. પણ વાલ્લભમતમાં જ્ઞેય ભૌતિક પદાર્થ તથા સાક્ષીરૂપ જ્ઞાતા જે વસ્તુ અવગતિ જ્ઞાન અનુભવે છે છે, તેનું સાંકર્ય કરી નાંખવામાં આવ્યું છે, કારણ કે તે લોકો હજુ માયાનું તાત્પર્ય સમજી શકયા નથી. તો પછી વિજ્ઞાનવાદી બૌદ્ધમતમાં ને ઉપલામતમાં શું ફેર! વળી વાલ્લભિઓને પૂછવાનું કે જગતમાં જો 'અહંતા' તથા 'મમતા' મિથ્યા છે તો મનુષ્યોનો વ્યવહાર મિથ્યા છે કે સત્ય? પણ વ્યવહારને તો તે લોકો સત્ય માને છે. અને વ્યવહાર તથા પરમાર્થમાં તે લોકો કાંઇપણ તફાવત માનતા નથી. તો અહંતાત્મક ભ્રાંતજ્ઞાનથી તથા મિથ્યાજ્ઞાનથી પ્રતીત થતો વ્યવહાર સત્ય કેમ હોઈ શકે? વળી શ્રી વલ્લભાચાર્યે અહંકાર તથા અભિમાનથી અણુભાષ્યમાં એજ જણાવ્યું છે કે 'સાક્ષાત્ અગ્નિરૂપે પ્રગટ થઇ મેં જગતના ઉદ્ધારાર્થે શ્રુતિનો યથાર્થ અર્થ કરીને માયારૂપી તમામ મોહનો નિરાસ કર્યો છે." તો અહીંઆ વિચારવાનું રહે છે કે ઉપલું શ્રીવલ્લભાચાર્યનું 'અહંતાત્મક' તથા અભિમાની વાક્ય મિથ્યા છે કે સત્ય? જો મિથ્યા હોય તો તે વાક્યનો ધ્વનિતાર્થ પણ મિથ્યાજ ઠરે અને જો એમ હોય તો તે વાક્યને પ્રમાણ તરીકે કેમ માની શકાય? તથા

તેવું કથન કરનાર આચાર્યશ્રીને માટે આપણે શું કહેવું? અને જો તે કથન સત્ય માનવામાં આવે તો તેથી તેમના મૂળ સિદ્ધાન્તનુંજ ખંડન થાય છે. વળી ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અનેક સ્થળે જણાવ્યું છે કે 'હું આત્મા પ્રાણિમાત્રમાં સ્થિત છું" તે તમામ અહંતાત્મક ભગવદ્વાકયો શું મિથ્યા છે? અને એમ કહેવાની શું કોઇ પણ વાલ્લભમતાનુયાયી હીંમત કરી શકશે? ઉપલી દલીલથી કોઇની પણ ખાત્રી થશે કે શ્રી વલ્લભાચાર્યનો સિદ્ધાન્ત કે 'જગત સત્ય છે પણ સંસાર મિથ્યા છે' તે કપોલકલ્પિત તથા પાયા વગરનો ઠરે છે.

માયાવાદનું તાત્પર્ય એટલું જ છે કે આ જગત્ નિત્ય નથી, પણ પરિવર્તનશીલ, વિકારી, ને પરિણામી છે. 'જગત્' શબ્દ 'गम्' એટલે જવું એ ધાતુ પરથી થયલો છે. એટલે જગતનું મૂળ પ્રકૃતિ અથવા માયા છે, જે ચંચલ તથા વિનાશી છે અને પરબ્રહ્મને આધીન છે. પરબ્રહ્મ સૃષ્ટિ સ્રજવામાં પોતાના સત્ય સંકલ્પથી માત્ર અવ્યક્ત મૂળ પ્રકૃતિને નામરૂપ ઉપાધિરૂપે વ્યક્ત કરે છે. તેથી કાંઈ નિરાકારી નિર્ગુણ બ્રહ્મનું કદાપી પરિણામ થતું નથી. પણ વાલ્લભમતમાં શુદ્ધ બ્રહ્મનું જ પરિણામ માનવામાં આવ્યું છે. તેઓ જણાવે છે કે વધવું ને મોટા થવું, એ બ્રહ્મનો ધર્મ છે. પણ શ્રુતિ તો બ્રહ્મને આપ્તકામ પૂર્ણ જણાવે છે. જે વસ્તુ અપૂર્ણ હોય તેનો જ વિકાસ થઈ શકે, પણ પરિપૂર્ણ વસ્તુનો વિકાસ શી રીતે થાય? વળી જે વસ્તુ નાની મોટી થાય તે વિકારી ગણાય તથા તે નાશવંત ઠરે. તો શું બ્રહ્મ રબ્બરના દડા જેવો કોઇક પદાર્થ છે કે તેની વૃદ્ધિ તથા હ્રાસ થાય? આથી ઉલટું શાંકરમતમાં શુદ્ધ બ્રહ્મનું જગતનું વિવર્તઉપાદાન કારણ માનવામાં આવ્યું છે અને મૂળપ્રકૃતિનું પરિણામ માનવામાં આવ્યું છે, કારણ કે તે વૈકારિક છે, ને તેનાં હંમેશ વૈકારિક પરિણામો થઈ શકે છે. જુઓ વેદાંતસૂત્ર. यावद् विकारं तु विभागो लोकवत् લોકની માફક જ્યાં વિકાર હોય ત્યાંજ વિભાગ અથવા પરિણામ થાય. તો પછી શુદ્ધ બ્રહ્મનું પરિણામ માનવું ને છતાં એમ કહેવું કે તે અવિકૃતપરિણામ છે, એ તો વદતોવ્યાઘાત કહેવાય! આ સર્વ જગત્ એકદેશીય છે, અલ્પ છે માટે જ તે અનિત્ય છે ને તેનું મૂળ, સત્ત્વ, રજસ્ તથા તમસ્ નામની ત્રિગુણાત્મક પંચમહાભૂત જડ પદાર્થોની બીજરૂપ પ્રકૃતિ અથવા માયા છે, જે જડ છે. માયા, આવરણ તથા વિક્ષેપ નામની શક્તિથી શુદ્ધ બ્રહ્મના પ્રકાશથી પ્રકાશિત થઈ સૃષ્ટિનો વિકાસ કરે છે. આવરણ નામની શક્તિથી માયા પ્રાણિમાત્રને પરબ્રહ્મના શુદ્ધ જ્ઞાનથી વંચિત કરે છે, એટલુંજ નહીં પણ વિક્ષેપ નામની બીજી શક્તિથી તેઓને સંસારના અનેક વિષયસુખમાં મોહિત તથા લુબ્ધ કરે છે, અને તેથી લોકો પરબ્રહ્મના મૂળ શુદ્ધસ્વરૂપને જાણી શકતા નથી અને તેને બદલે ભ્રાંતિથી પ્રકૃતિના કાર્યરૂપ વૈકારિક તથા અનિત્ય પદાર્થોને આત્યંતિક સત્ય માની બેસે

છે, અને તેમાંજ આસક્તિ રાખે છે. એટલે અજ્ઞાનથી તેઓ સંસારિક દુઃખો ભોગવે છે. ગ્રીસનો મહાન તત્ત્વવેત્તા પ્લેટો(Plato) જગતના તમામ પદાર્થોને છાયા (Shadow) ગણે છે તથા કેંટ (Kant) નામનો જર્મન ફીલસુફ, તે પદાર્થોને આભાસ (Appearance)ગણે છે. પણ તે બેઉ વિદ્વાન તત્ત્વજ્ઞાનીઓ જગતમાં Idea એટલે ભાવનાત્મક તત્ત્વ તથા Nonemenal એટલે પ્રકાશાત્મક પરમ તત્ત્વ તેને Absolute-Real એટલે પરમ સત્ય પદાર્થ માને છે. તો આ ઉપરથી કોઇને પણ સમજાશે કે શ્રી શંકરાચાર્યના માયાવાદને યુરોપ દેશના જગવિખ્યાત મહાન તત્ત્વવેત્તાઓ પણ સ્વીકારી રહ્યા છે. માયાના સંબંધમાં છાંદોગ્ય ઉપનિષદના ભૂમા પ્રકરણમાં ભૂમા-બહુલતા તેને શુદ્ધ બ્રહ્મ તરીકે જણાવી છે. એટલે સર્વાત્મભાવ તેજ બ્રહ્મ છે. આથી ઉલટું તેજ ઉપનિષદમાં જગતમાં પ્રતીત થતા ભિન્નભિન્ન પદાર્થોને અલ્પ અથવા એકદેશીય જણાવવામાં આવ્યા છે, જે વિનાશી તથા અનિત્ય છે. તેનુંજ નામ માયા છે, જે પરબ્રહ્મની અપેક્ષાએ સત્ય નથી. એટલે પરમબ્રહ્મથી વ્યતિરિક્ત જગતના તમામ ભિન્નભિન્ન પદાર્થો એકદેશીય તથા અલ્પ છે અને તેથી તે મર્ત્ય તથા અનિત્ય છે. પણ તે તમામ પદાર્થોમાં અધિષ્ઠાનભૂત સચ્ચિદાનંદ ભૂમારૂપ શુદ્ધબ્રહ્મ અનુસ્યૂત રહેલા હોય છે ને તેથીજ સૃષ્ટિનો તમામ વ્યવહાર પરબ્રહ્મના પ્રકાશથી મૂળપ્રકૃતિ અથવા શક્તિ નિયત રીતે કરી શકે છે. જગતના તમામ ભૌતિક પદાર્થો જે આપણને સંસારમાં ભિન્નભિન્ન રૂપે પ્રતીત થાય છે તે માત્ર શુદ્ધ બ્રહ્મની જ્ઞાનજ્યોતિથી વિકાસ પામેલી મૂળ પ્રકૃતિની વિકૃતિ છે ને તે માત્ર બ્રહ્મનુંજ ઐશ્વર્ય બતાવે છે પણ તે ભિન્ન ભિન્ન પદાર્થો અથવા તેની બીજભૂત મૂળપ્રકૃતિ કે શક્તિ જે પરબ્રહ્મથી જાણે સ્વતંત્ર અથવા વ્યતિરિક્ત હોય એમ આપણે ભાસે છે, તે સર્વે બ્રહ્મની અપેક્ષાએ તાત્વિક દૃષ્ટિથી સત્ય નથી. આત્યંતિક સત્ય પદાર્થ તો માત્ર શુદ્ધ નિર્ગુણ નિરાકારી ચૈતન્યાત્મક બ્રહ્મજ છે. અને પ્રકૃતિ તથા તેના પરિણામી કાર્યો તેનો બ્રહ્મની સાથે માત્ર આધ્યાસિક અનન્ય સંબંધ છે. જેમ અગ્નિથી ધગધગતા લોખંડના ગોળાને આપણે અગ્નિનો ગોળો કહીએ છીએ તેમ કાર્ય જગતને આપણે બ્રહ્મમય કહી શકીએ. એટલે શુદ્ધ બ્રહ્મનો ને જગતનો અથવા પ્રકૃતિનો આધ્યાસિક સંબંધ છે. જગતની તમામ ક્રિયા કરવાનું કામ પ્રકૃતિનું છે, છતાં પણ પ્રકૃતિ પરબ્રહ્મના પ્રકાશથી ચૈતન્યાત્મક પુરુષને માટે તે તમામ ક્રિયા કરે છે. તેથી બ્રહ્મનેજ અધ્યાસથી કર્તા કહેવામાં આવે છે. જેવી રીતે એક રાજાનો સેનાપતિ તથા તેના હાથ નીચેના સીપાઇઓ લડાઇ જીતીને આવ્યા હોય છે છતાં પણ રાજા લડાઇ જીત્યો એમ કહેવામાં આવે છે, કારણ કે રાજાના હુકમથીજ તે સેનાપતિ તથા સીપાઇઓ લડાઇ કરે છે તથા રાજાના નામથી તે લડાઇ કરે છે, તેવી જ રીતે બ્રહ્મને પ્રકૃતિદ્વારા સૃષ્ટિકર્તા તરીકે કહેવામાં આવે

છે, પણ તાત્વિકસ્વરૂપે શુદ્ધબ્રહ્મ અકર્તા છે. પ્રકૃતિ તથા જગત્ અલ્પ છે, એકદેશીય છે, તથા બ્રહ્મને આધીન છે. માટેજ બ્રહ્મની અપેક્ષાએ પ્રકૃતિ કે જે પરાધીન તથા પરતંત્ર છે તેને જો બ્રહ્મથી સ્વતંત્ર કર્તા માનવામાં આવે તો તે અસત્ય છે, તથા મિથ્યા છે. આખા માયાવાદનું આજ તાત્પર્ય છે. શ્રુતિમાં જે સૃષ્ટિનું વર્ણન કરવામાં આવ્યું છે તેનો મુખ્ય આશય માત્ર શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનુંજ મહાત્મ્ય તથા મહિમા બતાવવાનો છે. તેનું તાત્પર્ય કાંઈ જગતની ભિન્ન ભિન્ન વિભૂતિઓ જેવી કે સૂર્ય, ચંદ્ર, વાયુ, ઈંદ્ર, અગ્નિ વિ, દેવતાઓ કે જગતના અન્ય પદાર્થો તેનું બ્રહ્મથી સ્વતંત્રપણું કે માહાત્મ્ય બતાવવાનો નથી. તેવાં સૃષ્ટિનું માહાત્મ્ય બતાવનારાં વાકયોને અર્થવાદવાકયો એટલે સ્તુતિવાકયો કહેવામાં આવે છે. જેમકે स्वर्गकामो यजेत સ્વર્ગની ઇચ્છા રાખનાર પુરુષે યજ્ઞ કરવો. અહીંઆ વાકયનું તાત્પર્ય સ્વર્ગનું સ્વતંત્ર મહાત્મ્ય કે મહિમા બતાવવાનો નથી પણ માત્ર વિધાયક કર્મનું પ્રતિપાદન કરવાનો હેતુ છે. તે શ્રુતિનો એવો અર્થ થાય છે કે મનુષ્યોએ નિષ્કામ વૃત્તિથી નિરાસક્તિથી તથા ઇશ્વિરાર્પણ બુદ્ધિથી યજ્ઞભાવનાપૂર્વક સ્વાર્થનો ત્યાગ કરીને કર્મો કરવાં, એટલે તેવા પુરુષને ફળમાં સ્વર્ગ મળશે. શ્રુતિનો ઉપલો આશય ન સમજીને કેટલાએક સાંપ્રદાયિકો માયાની મહામોહિની જાળમાં લપટાઇને એવો અર્થ કરે છે કે ઉપલા વાકયનું તાત્પર્ય સ્વર્ગસુખ તથા વૈભવજનું મહાત્મ્ય બતાવવાનું છે. તેમ સમજી તે લોકો ઉપલા વેદવાકયોનો જે મુખ્ય આશય કે મનુષ્યોએ જ્ઞાનપૂર્વક નિષ્કામ યજ્ઞકર્મો કરવાં તે ભૂલી જાય છે, ને સ્વર્ગીય અપ્સરાઓ તથા નૃત્યો ને સુંદર વૈભવો વિ. તેનાજ સ્વપ્નો રાત્રિદીન અનુભવે છે અને વૈદિક ધર્મમાર્ગમાંથી ચ્યુત થાય છે. એટલે પછી તેવા અજ્ઞાની જીવને સ્વર્ગસુખ કે મોક્ષ કયાંથીજ મળે? તેજ પ્રમાણે સૃષ્ટિ બતાવનાર તમામ શ્રુતિઓમાં જ્યાં જ્યાં સૂર્ય, ચંદ્ર વિ. જુદા જુદા દેવતાઓની વિભૂતિનું વર્ણન તથા સ્તુતિ જોવામાં આવે છે, તે સર્વે વાકયો અર્થવાદરૂપે છે. એટલે તે તે દેવતાઓનું સ્વતંત્ર મહાત્મ્ય કે તે તે દેવતાની સ્તુતિ કરવાનો તે વાકયોનો આશય નથી પણ તે શ્રુતિ વાકયોનો એવો આશય છે કે તે તે દેવતાઓ તથા વિભૂતિઓ માત્ર શુદ્ધ નિર્ગુણ નિરાકારી બ્રહ્મનું જ મહાત્મ્ય બતાવે છે તથા તે શ્રુતિ આપણને જણાવે છે કે આ સ્થાવરજંગમ રચનાત્મક બ્રહ્માંડનું મૂળ નિર્ગુણ બ્રહ્મજ છે ને તેજ વેદાંતનો છેવટનો ધ્યેય પદાર્થ છે. એટલે હિરણ્યગર્ભ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, કૃષ્ણ વિ. તમામ દેવતાઓ જેઓ માત્ર ઇશ્વરના એક અંશ જેવા છે, તેઓ ઇશ્વરના શાસનથી જગતમાં પોતાના નિયત ક્ષેત્રમાં કાર્ય કરે છે. તે સર્વ દેવતાઓ નિર્ગુણ બ્રહ્મના પ્રતીક અથવા પ્રતિનિધિ છે જે માત્ર એક નિર્ગુણ તથા નિરાકાર શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનુંજ સૂચન કરે છે. તેને બ્રહ્મના પરિચાયક લીંગ પણ કહી શકાય. જુઓ વેદાંતસૂત્ર आकाशस्तल्लिंगात् વે. સૂ. સમસ્ત

વેદાંતનું તાત્પર્ય વ્યષ્ટિસમષ્ટિમાં સર્વત્ર માત્ર એક શુદ્ધ નિર્ગુણબ્રહ્મ તથા આત્માનુંજ ઐક્ય પ્રતિપાદન કરવાનું છે. ઔપનિષદમતમાં ભેદભાવનાનું સ્થાન સ્વીકારવામાં આવતું નથી: કારણ કે તે દ્વૈતભાવના માત્ર વ્યવહાર પુરતીજ છે. કેવલાદ્વૈત બ્રહ્મ એજ વેદાંતમતનું એક પરમતત્ત્વ છે જે આત્યંતિક સત્ય (Absolute-real) છે. જુઓ શ્રુતિ मनसैवेद मासव्यं नेह नानास्ति किंचन स मृत्योः मृत्युं गच्छति य इह नानेव पश्यति. (ક. ઉ.) આ પરમતત્વ માત્ર જ્ઞાનચક્ષુથીજ મેળવી શકાય છે (સ્થૂલ ચર્મચક્ષુથી નહિં). આ જગતમાં ઇશ્વરથી સ્વતંત્ર જુદા જુદા કોઈ પણ પદાર્થો કે ભેદો છેજ નહીં. જે પુરુષ આ જગતમાંના તમામ પદાર્થોને બ્રહ્મથી સ્વતંત્ર તથા ભિન્ન જુદા જુદા માને છે તેને આ અસાર સંસારમાં પુનઃ પુનઃ જન્મમરણના ફેરા ફરવા પડે છે. એટલે તેની મુક્તિ થતી નથી, પણ તે સંસારમાંજ સબડ્યાં કરે છે. આ શ્રુતિમાં इव શબ્દ ભેદભાવનાની બીજરૂપ માયા અથવા મૂળપ્રકૃતિ તેનુંજ સૂચન કરે છે. એટલે સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, જૈન, બૌદ્ધ, વિ તમામ દ્વૈત પ્રતિપાદન કરનાર મતો ઉપલા ઔપનિષદ સિદ્ધાંતથી ખોટાં ઠરે છે ને તે ઉપેક્ષ્ય છે. અત્રે એક અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું જગતના જુદા જુદા ભિન્ન ભિન્ન પ્રતીત થતા પદાર્થો અલીકવત્ મિથ્યા—શૂન્ય છે? શ્રીશંકરાચાર્યે માયાવાદથી કોઇ પણ પદાર્થને આયંતિક મિથ્યા માન્યો નથી, પણ તેની વ્યાવહારિક સત્યતા સ્વીકારી છે, જેનો બાધ માત્ર શુદ્ધબ્રહ્મના અપરોક્ષજ્ઞાન તથા સાક્ષાત્કારથીજ થઈ શકે છે. બ્રહ્મજ્ઞાન થયા પછી પણ જગતના પદાર્થો કાંઈ હવામાં ઉડી જતા નથી. માત્ર તેવા બ્રહ્મજ્ઞાની પુરુષની દૃષ્ટિબીંદુમાંજ ફેરફાર થાય છે. એટલે તેને સર્વત્ર જગતમાં એક શુદ્ધ બ્રહ્મનીજ કીર્તિ, મહિમા, તથા અનન્તતા દેખાય છે. તેમજ જગતમાંના તમામ પદાર્થો શુદ્ધબ્રહ્મની સત્તાથી કાર્ય કરતા તેને માલમ પડે છે. વધુમાં તે બ્રહ્મજ્ઞાની પુરુષ અનુભવ પૂર્વક જોઈ શકે છે કે તેનો સાક્ષીરૂપ પ્રત્યગાત્મા તથા સમષ્ટિમાં અધિષ્ઠાનભૂત ગૂઢરહેલો બ્રહ્મ તે એકજ શુદ્ધ અદ્વિતીય પદાર્થ છે. તેવા ઉત્તમજ્ઞાનીની પારમાર્થિક દૃષ્ટિ વિકાસ પામેલી હોવાથી, તેને જડ પદાર્થોનું પ્રત્યગાત્માથી ભિન્નપણું તથા સ્વતંત્રપણું દેખાતું નથી. તે પુરુષ દરેક પદાર્થોમાં બ્રહ્મનીજ અનન્તા જુએ છે: એટલે તે મહાપુરુષ જગતના તમામ વ્યાવહારિક ભેદોને માત્ર માયામય જ દેખે છે, જે માત્ર લોકસંગ્રહ કલ્યાણને માટે તેને વ્યવહારોપયોગી જણાય છે. તેની દૃષ્ટિમાં માત્ર પૂર્ણશક્તિમાન નિર્ગુણબ્રહ્મજ દેખાય છે, કે જે દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે, ત્યારે એથી ઉલટું જગતના તમામ ભિન્ન ભિન્ન પદાર્થો, દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદથી મર્યાદિત જણાય છે. તેમજ વળી સગુણ ઇશ્વર પણ નિર્ગુણ બ્રહ્મની અપેક્ષાએ મર્યાદિત તથા અલ્પશક્તિવાળા સમજાય છે. આવાજ અર્થમાં શ્રીશંકરાચાર્યે જણાવ્યું છે: કે 'ब्रह्म सत्यं जगन्मिथ्या' એટલે સત્ય બે નથી હોતાં. જો નિર્ગુણ પરબ્રહ્મ તેજ

એક સત્ય પદાર્થ છે તો તેની અપેક્ષાએ જગત્ આપોઆપ મિથ્યા ઠરે છે. એટલે આત્યંતિક અથીકલત્ મિથ્યા નહિ, પણ વ્યવહારિક કામચલાઉ સત્ય. આ સિદ્ધાંત ઘણો ગૂઢ છે ને તેનું સત્વ શ્રીશંકરાચાર્યના સમસ્ત ઉપનિષદ, ગીતા તથા વેદાંતશારીરિકભાષ્ય તથા અન્ય ગ્રંથો વાંચવાથીજ સમજાશે. વ્યાસસૂત્રમાંથી પણ એજ સિદ્ધાંત નીકળે છે. એટલે જે અકૃત્સ્ન, અલ્પ, અથવા એકદેશીય હોય, તે માયામાત્ર છે. જુઓ વે. સૂ. मायामात्रंतु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात. આ સૂત્રમાં સ્વપ્નસૃષ્ટિને માયામાત્ર કહી છે. પણ તેમાં નિર્દિષ્ટ થયેલો સિદ્ધાંત જાગ્રતસૃષ્ટિને પણ લાગુ પડે છે. એટલે જાગ્રતસૃષ્ટિ પણ માયામાત્રજ છે. જાગ્રત સૃષ્ટિ તથા સ્વપ્નસૃષ્ટિ સંપૂર્ણ રીતે સમાન નથી; જાગ્રત સૃષ્ટિ, સ્વપ્નસૃષ્ટિ કરતાં વિલક્ષણ ધર્મવાળી છે એ તો સર્વ કોઇને જાણીતું છે, છતાં પણ જાગ્રતસૃષ્ટિ તથા સ્વપ્નસૃષ્ટિમાં અકૃત્સ્નતાનું લીંગ સમાન છે. અને બ્રહ્મની અપેક્ષાએ તે માયિક તથા અનિત્ય છે. સમસ્ત વેદાંતદર્શનનો આ પરમ સિદ્ધાંત છે ને તેથીજ વ્યાસસૂત્રમાંથી માયાવાદ સ્પષ્ટ રીતે સાબીત થઈ શકે છે. એવો મત મી ગફ એમના The Philosophy of the Upanishads નામના પુસ્તકમાં જણાવ્યો છે. એટલે સ્વપ્નસૃષ્ટિ જેમ અકૃત્સ્ન, અલ્પ અથવા એકદેશીય છે, તેવીજ જાગ્રતસૃષ્ટિ પણ અકૃત્સ્ન, અલ્પ તથા એકદેશીય છે અને તેથીજ તે માયામાત્ર છે. સત્યનું લક્ષણ મેં મારાં નિબંધોમાં આપ્યું છે, કે જે વસ્તુનો કોઇ પણ દેશ, કાલ, અથવા અન્ય વસ્તુથી બાધ ન થાય તેનેજ સત્ય કહેવાય. હવે જાગ્રતસૃષ્ટિમાં આપણે જે કાંઈ પદાર્થો જોઇએ છીએ અથવા પ્રત્યક્ષપ્રમાણુથી અનુભવીએ છીએ તે પદાર્થોનો આપણે અન્ય વસ્તુથી બાધ કરી શકીએ છીએ. એટલે ઘટને માટે આપણે એમ કહી શકીએ કે તે પટ નથી. પણ બ્રહ્મને માટે તેમ કહેવું અસંભવિત છે, કારણ કે તે સર્વવ્યાપી છે. તેમજ એક સ્થળે તથા એક વખતે જોયલી વસ્તુ અન્ય સ્થળે તથા અન્ય વખતે નથી એમ આપણે કહીએ છીએ. તેજ પ્રમાણે જાગ્રતસૃષ્ટિનો સુષુપ્તિથી બાધ થઈ શકે છે તથા સુષુપ્તિ અવસ્થાનો જાગ્રત અવસ્થાથી બાધ થઈ શકે છે. પણ શુદ્ધબ્રહ્મનો કોઈ પણ અવસ્થામાં કે કાળમાં કોઈ પણ વસ્તુથી બાધ થઈ શકતો નથી. માટે નિર્ગુણ બ્રહ્મ તેજ એક પરમ સત્ય તત્વ (Absolute-Real) છે. એટલે ઉપલા લંબાણુ વિવેચનથી કોઇને પણ સમજાશે કે જાગ્રત અવસ્થા આત્યંતિક સત્ય નથી, પણ માયિક છે અને વાલ્લભિઓનું કથન કે જાગ્રત વ્યવહાર આત્યંતિક સત્ય છે તે કપોલકલ્પિત ઠરે છે ને તે તત્વજ્ઞાનના સામાન્ય જ્ઞાનનું પણ અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે. હવે અત્રે એક બીજો અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ને તે એ છે કે સાકારી ભક્ત લોકોને જે સાકારી મૂર્તિના દર્શન થાય છે તે માયિક છે કે આત્યંતિક સત્ય છે ! આ પ્રશ્નનો જવાબ વ્યાસજીએ

મહાભારતના શાંતિ પર્વમાં બહુ સારી રીતે આપ્યો છે. ત્યાં એમ જણાવવામાં આવ્યું છે કે નારાયણ ભગવાને નારદને સાકાર ઈશ્વરનાં દર્શન કરાવ્યાં હતાં ને પછી નારદને જણાવ્યું કે "હે નારદ! તું જે મૂર્તિનું દર્શન કરી રહ્યો છે તે બ્રહ્મનું સત્ય સ્વરૂપ નથી પણ તે તો માયિક સ્વરૂપ છે. એ માયાને મેં સરજી છે ને તે માયાના મોહાત્મક પ્રભાવથીજ તું પરબ્રહ્મના સત્યસ્વરૂપનાં દર્શન કરી શકતો નથી, કારણ કે શુદ્ધબ્રહ્મ તો નિર્ગુણ તથા નિરાકાર છે." આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પરમભક્ત લોકોને જે સાકારી ઈશ્વરના દર્શન થાય છે તે સ્વપ્નસૃષ્ટિ સમાન માયિક છે. એટલે અલ્પ, અકૃત્સ્ન, તથા એકદેશીય, છાયાસમાન છે, આત્યંતિક મિથ્યા નહીં. પરમ સત્ય આવું છે, છતાં પણ વૈષ્ણવ ભક્તોને તેવા સાકારી ઈશ્વરના છાયારૂપ દર્શનમાં પરમ સત્ય લાગતું હોય તો ભલે તે લોકો સુષુપ્તિ કોટીના આનંદમય પુરુષોત્તમ છાયાપુરુષની ભક્તિ કરે ને એમ માને કે તેજ ખરું તાત્વિક સ્વરૂપ છે! એવી માન્યતાથી સત્યસિદ્ધાંતનો કદી પણ બાધ થઈ શકતો નથી. માંડૂક્ય ઉપનિષદ્‌માં તો, તુરીયકોટીની નિર્વિકલ્પ સમાધિમાં જે શુદ્ધ નિર્ગુણ અદ્વૈત શાંત શિવસ્વરૂપનો અનુભવ થાય છે તેનેજ પરબ્રહ્મ જણાવ્યા છે; તેજ પરમ સત્ય છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનો અધિકાર માત્ર સુષુપ્તિકોટીના આનંદમય પુરુષોત્તમ ઈશ્વર સુધીજ પહોંચી શકવાનો છે, પણ શ્રીશંકરાચાર્ય પરમ તત્ત્વજ્ઞાની હતા અને એકલા ભક્ત ન હતા અને તેઓ તુરીયકોટીના શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું ઉત્તમ બ્રહ્માત્મૈક્યપ્રતિપત્તિનું આધ્યાત્મિક અપરોક્ષજ્ઞાન પ્રતિપાદન કરી શકયા હતા અને તેથીજ વેદાંતદર્શનમાં શ્રીશંકરાચાર્યે હીંદુસ્તાનમાં તેમજ અન્યત્ર આજે પણ સર્વોત્કૃષ્ટ સ્થાન ભોગવે છે.

**(૩) સગુણ બ્રહ્મ અથવા ઈશ્વરનું સ્વરૂપ તથા ભક્તિમાર્ગ–(અ) સૃષ્ટિકર્તા ઈશ્વર**–શુદ્ધ બ્રહ્મનું સ્વરૂપલક્ષણ મેં મારા છેલ્લા એટલે ૧૨ મા નિબન્ધમાં આપ્યું છે. ઉપનિષદ્‌માં બ્રહ્મનું સ્વરૂપલક્ષણ सत्यं ज्ञानं अनन्तं ब्रह्म એવું આપવામાં આવ્યું છે. એટલે પુષ્ટિમાર્ગીય ભાઇઓ જણાવે છે તેમ બ્રહ્મ કંઈ સદંશ, ચિદંશ તથા આનંદાંશ એમ ત્રણ જુદા જુદા અંશોથી મિશ્રિત નથી પણ બ્રહ્મ એકજ શુદ્ધ અખંડ પદાર્થ છે જેના કદી પણ વિભાગ, અંશ, કે, ખંડ થઈ શકેજ નહી. એટલે ઉપલા લક્ષણ પ્રમાણે શુદ્ધ બ્રહ્મ પૂર્ણઐશ્વર્યશક્તિ, પૂર્ણજ્ઞાન તથા પૂર્ણ આનંદસ્વરૂપ, એક અદ્વિતીય અનંત (Infinity) પદાર્થ છે તેજ સત્ય છે, તેજ નિત્ય છે. એટલે અખિલ બ્રહ્માંડમાં એકજ અવિનાશી શુદ્ધ પરબ્રહ્મ અનંત શક્તિ યુક્ત ઓતપ્રોત (Immanent) વ્યાપી રહેલું છે. જુઓ શ્રુતિ यस्मिन्नुखल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च (બૃ. ઉ.) એટલુંજ નહીં પણ તે તત્ત્વ બ્રહ્માંડથી પણ પર (Transcendantal) ઉત્કૃષ્ટ ગૂઢરૂપે રહેલું છે, જે વાણી તથા મનથી અગોચર છે. માટેજ તેનું 'नेति नेति' એમ નિષેધથી વેદમાં વર્ણન કરવામાં

આવ્યું છે. ભક્ત લોકોના ઈશ્વિર અથવા વૈષ્ણવ લોકોના પુરુષોત્તમ તે, દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદથી રહિત નથી પણ મર્યાદિત છે, કારણ કે ભક્તિને માટે તેમ કરવાની જરૂર પડે છે, પણ તેવા ઈશ્વર કરતાં પણ નિર્ગુણ બ્રહ્મ ઉત્કૃષ્ટ, પર તથા અનન્ત (Infinity) છે. એટલે તત્ત્વજ્ઞાનીઓનું Absolute અથવા નિર્ગુણ બ્રહ્મ હંમેશને માટે ભક્ત લોકોના Anthropomorphic મનુષ્યગુણત્વારોપણવાળા સગુણ બ્રહ્મ-ઈશ્વિર-પુરૂષોત્તમ કરતાં ઉત્કૃષ્ટ છે, ને ઉત્કૃષ્ટજ રહેશે. આના સમર્થનમાં જુઓ બાલાકિ–અજાતશત્રુ સંવાદ (બૃ. ઉ.) તથા ઇંદ્રવિરોચનપ્રજાપતિ સંવાદ (છાં. ઉ.)

નિર્ગુણપરબ્રહ્મનું તથા પ્રકૃતિનું સ્વરૂપ તથા બ્રહ્મનો ને જગતનો સંબંધ ઉપર સમજાવ્યા પછી, હવે હું સગુણ ઈશ્વિરના સ્વરૂપ વિષે મુદ્દાના સિદ્ધાંતો જણાવીશ. વૈદિક ધર્મમાં અન્ય ધર્મોની માફક આ સૃષ્ટિ તે પહેલીજ તથા છેલ્લી છે, એમ માનવામાં આવતું નથી, પણ આવી કેટલીઓ સૃષ્ટિ સરજાઈ ગઇ તથા તેના કેટલાઓ પ્રલય થઇ ગયા એમ માનવામાં આવે છે. આધુનિક સૃષ્ટિ તેમાંની એક છે, જે પરબ્રહ્મની એક આગન્તુક, ઔપાધિક (accidental) અવસ્થા છે. છતાં પણ તે સૃષ્ટિના અધિષ્ઠાનભૂત શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને, પ્રકૃતિના શુદ્ધ સાત્વિક ગુણોયુક્ત સગુણબ્રહ્મ–શબલ બ્રહ્મ અથવા ઈશ્વિર કહેવામાં આવે છે, જે પ્રકૃતિના નિયામક છે પણ પ્રકૃતિથી પર તથા ઉત્કૃષ્ટ છે. આ સૃષ્ટિ ઉત્પન્ન થયા પુર્વે માત્ર સદાત્મક એક શુદ્ધજ્ઞાનસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મતત્ત્વજ હતું. જુઓ શ્રુતિ सदेवसोम्येदमग्रआसीदेकमेवाद्वितीयं (છાં. ઉ.) ઉપર જણાવ્યા મુજબ તે બ્રહ્મ પુર્ણશક્તિ, પુર્ણજ્ઞાન તથા પુર્ણાનંદ સ્વરૂપ હતું અને તેના સત્ય સંકલ્પથીજ તથા તેના અધ્યક્ષપણા હેઠળ પ્રકૃતિ દ્વારા આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ. એટલે આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે નિર્ગુણ બ્રહ્મ નપુંસક નથી ને પુષ્ટિ· માર્ગીય લોકોનો શ્રીશંકરાચાર્ય પ્રત્યેનો તેવો આક્ષેપ કપોલ કલ્પિત ઠરે છે. નિર્ગુણ બ્રહ્મ અનંત તથા અવિનાશી શક્તિવાળા છે પણ તે જાતે નિશ્ચલ છે જુઓ ગીતા नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કામ શુદ્ધ નિર્ગુણબ્રહ્મ પોતાના એક સત્ય સંકલ્પથી પ્રકૃતિને પ્રકાશિત કરી પ્રકૃતિ-દ્વારા કરાવે છે ને તેથી ઈશ્વિર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તેનું પાલન કરે છે તથા તેનો પ્રલય પણ કરે છે. જુઓ ગીતા मया अध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं । हेतुना अनेन कौंतेय जगद् विपरिवर्तते ॥ શુદ્ધ નિર્ગુણબ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ મૂળ પ્રકૃતિ સ્થાવર જંગમાત્મક તમામ જગતને ઉત્પન્ન કરે છે, સ્થિત કરે છે તથા લય કરે છે. સૃષ્ટિ ઉત્પન્ન કરવી એ તો બ્રહ્મનો સહજ સ્વભાવ છે. એ કાંઈ તેનું શુદ્ધ સ્વરૂપ નથી. જ્ઞાનસ્વરૂપ શુદ્ધપરબ્રહ્મના માત્ર એક સત્ય સંકલ્પથી મૂળ પ્રકૃતિમાં સ્પન્દન તથા ક્ષોભ થવા માંડે છે અને તેથી તેમાં વિકારો ઉદ્ભવે છે ને સત્વ રજસ્ તથા તમસ્ એવા ભાવવાળા જુદા જુદા પદાર્થો ઉત્પન્ન થાય છે ને પરિણામે સુંદર રચનાત્મક (Design) સૃષ્ટિનો વિકાસ થવા પામે છે. સૃષ્ટિ ઉત્પન્ન

થતાં પહેલાં મૂળ પ્રકૃતિ અવ્યક્ત હોય છે. એટલે મૂળ પ્રકૃતિ શુદ્ધ નિર્ગુણબ્રહ્મના મૂળ શાંતસ્વરૂપમાં નામરૂપવગરની નિર્જીવજેવી, શક્તિહીન, સુષુપ્તિમાં વિલીન થઈ ગઈ હોય એવી હોય છે, અને નિર્ગુણબ્રહ્મ શુદ્ધચૈતન્યના સંકલ્પથી તથા તેના પ્રકાશથી તે સૃષ્ટિ ક્રિયા કરી શકે છે. સૃષ્ટિકાળમાં પ્રકૃતિના અધિપતિને સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર કહેવામાં આવે છે, જે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનુંજ એક અવાન્તરરૂપ છે પણ નિર્ગુણ બ્રહ્મથી તે કાંઈ સ્વતંત્ર પદાર્થ નથી. સૃષ્ટિમાં સર્વત્ર રચનાત્મક કાર્ય જોવામાં આવે છે, તો તેનો રચનાર કોઈ બુદ્ધિશાળી ચૈતન્યાત્મક દેવતા હોવો જોઈએ. પ્રકૃતિ (Nature) પોતાની મેળે ચૈતન્યના પ્રકાશ વગર કોઇ પણ રચનાત્મક (Design) કાર્ય ન કરી શકે. એટલે વેદાંતમતમાં સાંખ્ય દર્શનની માફક પ્રકૃતિ અથવા પ્રધાનને ઇશ્વરથી સ્વતંત્ર સૃષ્ટિના કારણરૂપ માનવામાં આવતી નથી. જુઓ વે. સૂ. रचनानुपपत्तेश्चनानुमानम्। વળી બીજા સૂત્રથી વ્યાસજી જણાવે છે કે પ્રકૃતિ સ્વતઃ અચેતન તથા જડ હોવાની પોતાની મેળે ચૈતન્યની સહાય વગર જગતની પ્રવૃત્તિ કરી ન શકે. જુઓ વેદાંતસૂત્ર प्रवृत्तेश्च. જેવી રીતે એક રેલ ગાડી અથવા મોટરકાર તેના ડ્રાઇવર વગર પોતાની મેળે પ્રવૃત્તિ ન કરી શકે, તેમ પ્રકૃતિ ચૈતન્યાત્મકબ્રહ્મના પ્રકાશ વગર સ્વતઃ પ્રવૃત્તિ ન કરી શકે. આટલા ઉપરથી આપણે સૃષ્ટિના સરજનહાર તરીકે ઇશ્વરનું અસ્તિત્વ માનવુંજ પડે છે. ઇશ્વર શબ્દ ईश् રાજ્ય કરવું એ ધાતુપરથી આવે છે. એટલે ઇશ્વર શબ્દ સાપેક્ષ છે, જ્યારે એથી ઉલટું નિર્ગુણ બ્રહ્મ નિરપેક્ષ (Absolute) છે. જો કોઈ પરાધીન વસ્તુ હોય તોજ આપણે એમ કહી શકીએ કે તે પરાધીન વસ્તુનો સ્વામી સ્વાધીન છે, જે તે પરાધીન વસ્તુ ઉપર રાજ્ય કરે છે. તેથીજ ઇશ્વરના લક્ષણને તટસ્થ લક્ષણ કહેવામાં આવે છે જે બ્રહ્મના સ્વરૂપલક્ષણથી જુદું છે. જુઓ વે. સૂ जन्माद्यस्ययतः જેમાંથી આ જગતની ઉત્પત્તિ, સ્થીતિ, તથા લય થાય છે તે ઇશ્વર. શાંકરમતમાં ઇશ્વરને પરબ્રહ્મથી વ્યતિરિક્ત સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવતો નથી પણ નિર્ગુણ બ્રહ્મના એક પ્રતીક તરીકે માનવામાં આવે છે, પણ તેથી કંઈ ઇશ્વર કલ્પિત છે એમ સિદ્ધ થતું નથી. શ્રી શંકરાચાર્યે ઇશ્વરનું ઉપાસનામાં ઘણુંજ ઉપયોગીપણું સ્વીકાર્યું છે. તેઓ ઇશ્વરના પરમભક્ત હતા અને તેઓશ્રીએ ઇશ્વરના અનુગ્રહને ભક્તિમાં ઘટતું સ્થાન આપ્યું છે. તો પછી શ્રી શંકરાચાર્ય સગુણ ઇશ્વરને કાલ્પનિક માને છે એવો તેમનાપર આરોપ કેમ મુકી શકાય? પણ શ્રી શંકરાચાર્યની ઇશ્વરની ભાવના અન્ય સંપ્રદાયના કરતાં ઘણીજ ઉત્કૃષ્ટ હતી એ તો નિઃશંક છે, શ્રીશંકરાચાર્ય સાકારી ઇશ્વરના આગ્રહી ન હતા પણ તેઓનું ધ્યેય ઇશ્વરપ્રતીકની વૈદિકઉપાસના દ્વારા શુદ્ધચૈતન્યાત્મક સર્વમયશુદ્ધબ્રહ્મપ્રાપ્તિ પ્રત્યે હતું, કારણ કે તેઓએ અનેક પ્રમાણોથી જણાવી આપ્યું છે કે સગુણબ્રહ્મની ઉપાસનાનો હેતુ માયાને તરી જવાનો છે તથા ઇશ્વરના અનુ-

બ્રહ્મથી શુદ્ધબ્રહ્મની પ્રાપ્તિ કરવાનો છે. આથી ઉલટું પુરાણોની સ્થૂલ ભાવનાઓને વળગી રહેનાર સાંપ્રદાયિકોનો આગ્રહ સાકાર ઈશ્વરનેજ પૂજવાનો હોય છે. ઈશ્વરની શ્રીઅંગભૂત માયાદેવી મનુષ્યોને તેના ગુણોની મોહજાળમાં એવા ફસાવે છે કે તેઓ માયામાં જ લપટાઈ જાય છે ને તેઓ ઈશ્વરની પાસે પણ પહોંચી શકતા નથી. તો પછી તેઓ નિર્ગુણ બ્રહ્મની ઝાંખી પણ ક્યાંથી કરી શકે? શ્રી કૃષ્ણે ગીતામાં જણાવ્યું છે કે ત્રિગુણાત્મિક માયાદેવી તો શ્રી કૃષ્ણનીજ સાકારી અવસ્થા છે, જેનું ઉલ્લંઘન કરવું ઘણું દુષ્કર છે. તેને માટે તો નિર્ગુણ બ્રહ્મના નિરાકારી શુદ્ધ સ્વરૂપનો જ આશ્રય લેવો પડે છે અને તેથી જ માયા તરી શકાય છે. છતાં પણ એમ અડાવવું કે કૃષ્ણનું સાકારી સ્વરૂપ જે ભગવાનનાજ શબ્દોમાં માયિક છે, ને તે પણ ૧૧ વરસને પર દીવસના કૃષ્ણ તે જ પુર્ણ પુરુષોત્તમ અને પ્રૌઢવયના કૃષ્ણ તથા વિષ્ણુ, શિવ, રામ, વિ અન્ય દેવતાઓ તે સર્વે તો પુર્ણ પુરુષોત્તમ ભગવાનના અંશ છે ને તેનો આશ્રય ન કરવો એ સર્વ કથન કપોલ કલ્પિત છે ને તે માત્ર સાંપ્રદાયિકોના સંકુચિત તથા વિરોધ ઉપજાવનારા કાલ્પનિક તરંગોજ છે. વેદાંતદર્શનમાં 'આ મારું ને આ પારકું' એવા ટુંકી બુદ્ધિના વિચારોનો અવકાશજ નથી. શ્રી શાંકરમતમાં અત્યંત ઉદાર ભાવના જોવામાં આવે છે ને ઉપાસનામાં જેને જે રુચે તે ઇષ્ટદેવતા પસંદ કરવાની છુટ છે, કારણ કે સર્વદેવતા નિર્ગુણ બ્રહ્મના માત્ર પ્રતીક છે. તે એક સાધનરૂપ છે, પણ તે કાંઈ છેવટનું ધ્યેય નથી. ઈશ્વરના તાત્વિક સંબંધમાં ભગવાન શંકરાચાર્યે સ્પષ્ટ જણાવ્યું છે કે કોઈ પણ ઇષ્ટદેવની ઉપાસના કરવામાં, તે દેવને બ્રહ્મથી સ્વતંત્ર ગણી તે દેવના ગુણ ધર્મોમાં મોહિત થવું નહીં કારણ કે પ્રતીક સ્થૂલ છે ને તે કાંઈ બ્રહ્મનું સ્વરૂપ બતાવતું નથી, તેમ તે પ્રતીકનો ને બ્રહ્મનો ઐક્ય સંબંધ પણ નથી. છતાં પણ સાંપ્રદાયિકો વેદાંતનો તે ઉપદેશ ભૂલી જાય છે ને પ્રતીકનેજ ઈશ્વર માની બેસે છે અને એક નાનકડા ઇષ્ટદેવને સ્વતંત્ર પદાર્થ ગણી તેના ગુણરૂપ તથા સૌંદર્યમાં મોહિત થઇ જાય છે. પરિણામે, નિર્ગુણ નિરાકારી શુદ્ધ બ્રહ્મને ભૂલી જાય છે, અથવા તો તેની અવગણના કરે છે. પણ તેઓ બીચારા જાણતા નથી કે તેઓએ પસંદ કરેલો નાનકડો ઇષ્ટદેવ, તે માત્ર નિર્ગુણ બ્રહ્મની સત્તાથીજ કાર્ય કરી શકે છે. ગીતાના ૧૩ મા અધ્યાયમાં ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞની તારતમ્યતા સમજાવવામાં આવી છે, ને ક્ષેત્રજ્ઞનીજ ઉત્કૃષ્ટતા બતાવવામાં આવી છે, જ્યારે ક્ષેત્રની નિકૃષ્ટતા તથા અનિત્યતા બતાવવામાં આવી છે. ક્ષેત્ર એ પ્રકૃતિનું કાર્ય છે ને જડ છે જ્યારે ક્ષેત્રજ્ઞ શુધ્ધચૈતન્ય છે. ક્ષેત્રજ્ઞને પ્રાપ્ત કરવો એજ સાચી ભક્તિનો ઉદ્દેશ છે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પ્રત્યગાત્માનેજ ક્ષેત્રજ્ઞ તરીકે ઓળખાવે છે જે સર્વ પ્રાણીઓમાં એકજ છે. જુઓ ગીતા **क्षेत्रज्ञंचापिमां विद्धि सर्वक्षेत्रेषु भारत** (भ.गी.) તમામ પ્રાણિ માત્રમાં તથા ક્ષેત્રમાં મનેજ ક્ષેત્રજ્ઞ જાણ.

છતાં પણ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો ભેદ હજી સમજ્યા હોય એમ લાગતું નથી, કારણ કે તેઓનો આગ્રહ ક્ષેત્રનું કાર્ય સાકારી શરીર જે વિનાશી છે, તેનેજ પૂજવા પ્રત્યે હોય છે અને તેથીજ તેઓ પુરાણની સ્થૂલ ભાવનાને અવલંબીને વારંવાર જણાવે છે કે આનન્દમાત્ર કરપાદમુખોદરાદિ વાળું સાકારી કૃષ્ણનું શરીર તેજ પરબ્રહ્મનું સ્વરૂપ છે. એ કેટલું ખેદકારક કહેવાય! માયિક શરીર, તેજ શુદ્ધચૈતન્ય છે એ માન્યતા ખરેખર તેઓનું વેદશાસ્ત્રનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે, ને તે શુદ્ધચૈતન્યને મુકીને છાયાપુરુષને પૂજવા જેવું છે. તો તેનું ફળ પણ ઇન્દ્રવિરોચન–પ્રજાપતિ સંવાદમાં જણાવ્યા મુજબ જેવું છાયાપૂજક વિરોચનઅસુરને મળ્યું તેવુંજ થાય, એમાં શું નવાઈ? સાચી ભક્તિ તો શ્રીશંકરાચાર્યનીજ કહેવાય, કારણ કે તેઓ શુદ્ધચૈતન્યાત્મક પરબ્રહ્મના ઉપાસક હતા. તેઓની ભક્તિ અન્ય ધર્મોની માફક માત્ર શ્રીઅંગ પૂજવા પ્રત્યે ન હતી, પણ તેમનાં દરેક સ્તોત્રમાં વેદાંતજ્ઞાન, વૈરાગ્ય, નૈતિક બોધ, સર્વાત્મભાવ તથા શુદ્ધપ્રેમરસ છલકાતાં માલમ પડી આવે છે. તે બતાવી આપવા, મેં શ્રીમદ્-શંકરાચાર્યના ત્રણ જાણીતા સ્તોત્રો (૧) સાધનપંચક (૨) ચર્પટપંજરિકા તથા (૩) ષટ્પદીસ્તોત્ર, પરિશિષ્ટમાં મૂળસંસ્કૃતશ્લોકો તેના ગુજરાતી અર્થસહિત છાપ્યા છે, જેથી સુજ્ઞવાંચકવર્ગ પોતાની મેળેજ સમજી શકશે કે ભગવાન શંકરાચાર્ય ઈશ્વરના કેવા પરમ ભક્ત હતા? શ્રીશંકરાચાર્ય વિષ્ણુના પણ પરમ ભક્ત હતા એમ તેઓના શારિરક ભાષ્યપરથી આપણને સમજાય છે. વળી તેઓશ્રીએ 'ભગવદ્ગીતા તથા વિષ્ણુસહસ્રનામ' પર ઉત્તમ ભાષ્યો રચ્યાં છે, તેમ વિષ્ણુ તથા કૃષ્ણના ભક્તિરસથી છલકાતાં અનેક સુંદર સ્તોત્રો પણ રચ્યાં છે; એ સર્વ કોઈને જાણિતું છે. તેથી શ્રીશંકરાચાર્યને ઉત્તમ વૈષ્ણવ કહી શકાય. તેમની ભક્તિ જડભક્તિ ન હતી, પણ જ્ઞાનપૂર્વક હતી અને તેથીજ તે ભક્તિ બીજા વૈષ્ણવોને અનુકરણીય છે. આ વિષે વધુ હકીકત જોઈતી હોય તો જુઓ ધર્મ-સિંધુકાર કાશીનાથઉપાધ્યાયપ્રણીત શ્રીમદ્ભાગવત વેદસ્તુતિની શ્રીધરીપ્રકાશટીકા ૧૦(૨)–૮૭–૮(૨૧). શ્રી શંકરાચાર્યને કોઈ અમુક ઇષ્ટદેવતાનો કે અમુક સંપ્રદાયનો આગ્રહ ન હતો. અને તેથી તેઓએ હીંદુસ્તાનમાં શ્રીપંચાયતન પૂજાનો પ્રચાર કર્યો હતો. શ્રીવિષ્ણુ તથા શ્રીકૃષ્ણ પ્રત્યે તેમનો કોઈ પણ વિરોધ ન હતો ને તેથીજ તેમણે તે દેવોના તેમજ શિવ, પાર્વતિ, સૂર્ય વિ. અનેક દેવતાઓનાં ઉત્તમ સ્તોત્રો રચ્યાં છે. શ્રીશંકરાચાર્ય ઉત્તમ તત્ત્વજ્ઞાની ભક્ત હોવાથી, તેઓશ્રી દ્રવ્યાત્મક પૂજા કરતાં માનસિક પૂજાને વધારે ચાહતા હતા. એમ તેમના રચેલા શિવમાનસ પૂજા તથા પરામાનસિકા પૂજા નામના સ્તોત્રોપરથી કોઈને પણ સમજાશે. ભક્તિ એ ઉત્તમ રસાયણ છે ને દરેક મનુષ્યને તેની આવશ્યકતા છે. હીંદુસ્તાનમાં ઇતર ધર્મોની માફક તત્ત્વજ્ઞાની તથા ભક્ત પુરુષો વચ્ચે કોઈ પણ

જાતનો વિરોધ નહ તો ને નજ હોવો જોઇએ. તેથીજ હીંદુસ્તાનનું તત્ત્વજ્ઞાન પાશ્ચાત્ય દેશોની માફક શુષ્ક તથા નીરસ નથી, તેમ માત્ર માનસિક વિતંડાવાદનું પણ સ્થાન નથી. તત્ત્વજ્ઞાની પુરુષને પણ ઇશ્વરની ભક્તિની આવશ્યકતા રહે છે. ઇશ્વર ન્યાયી છે, તેમ દયાળુ તથા પ્રેમસ્વરૂપ છે. એટલે સંસારમાં આવી પડતી અનેક વિપત્તિઓમાં જો દરેક મનુષ્ય ઇશ્વરની ખરા હૃદયથી ભક્તિ કરે તો જરૂર ઇશ્વર તે ભક્તને મદદ કરે તથા તેના દુઃખનું નિવારણ કરે. કારણ કે ઇશ્વર પ્રાણિમાત્રને પરમઆશ્રય, નિવાસસ્થાન તથા પરમમિત્ર છે. જુઓ ગીતા. गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणंसुहृत्। તથા सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति (ભ. ગી.) ઇશ્વર મનુષ્યને દુઃખમાં આશ્વાસન આપે છે તથા સદ્બુદ્ધિ અર્પે છે ને તેથી તે પુરુષ ધૈર્યથી અને પ્રેમથી પરમાત્માના સ્વરૂપને જાણીને શાંતિ મેળવે છે તથા દુઃખ સહન કરી શકે છે. તેમજ ઇશ્વરે અર્પેલી સદ્બુદ્ધિથી ભવિષ્યમાં તે સદ્કાર્યો તથા ધર્મમય જીવન ગાળી શકે છે. ઇશ્વરના સંબંધમાં એક જાણવા જેવો પ્રશ્ન કેટલાક ધર્મોમાં ચર્ચવામાં આવ્યો છે કે ઇશ્વરને ક્રોધ તથા આવેશ હોય ખરો કે નહીં? હિંદુધર્મથી અન્ય ધર્મોમાં એમ જણાવવામાં આવ્યું છે કે ઇશ્વરને પણ માણસની માફક ક્રોધ ને આવેશ હોય છે. બાઇબલમાં એમ જણાવવામાં આવ્યું છે કે સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી મનુષ્યોએ ઇશ્વરના શાસનને તોડીને અનેક પાપો કર્યાં, તેથી ઇશ્વરને ઘણો પશ્ચાત્તાપ થયો કે મેં સૃષ્ટિ શા સારુ ઉત્પન્ન કરી? તેથી ઇશ્વરે ગુસ્સે થઈ એકદમ નિશ્ચય કર્યો કે મારે આ પાપી માણસોની સૃષ્ટિનો પ્રલય કરવો ને તેથી તેણે સમસ્ત સૃષ્ટિનો જળમાં પ્રલય કર્યો પણ વળી ઇશ્વરે એમ વિચાર કર્યો કે જો બધાનો પ્રલય થશે, તો પાછી સૃષ્ટિ શી રીતે રચીશ? એટલે તેણે Noah નોવા નામના માણસને બીઆં સહિત (Noahs Ark) વહાણમાં બેસવા આજ્ઞા કરી બચાવ્યો. ઇશ્વરસંબંધી વળી એક બીજી ભાવના હીંદુ ધર્મથી ઇતર ધર્મોમાં જોવામાં આવે છે કે ઇશ્વર સાતમા આસમાન પર રાજ્યાસનના સિંહાસનપર પોતાના દેવતાઈ દૂતો સહિત બિરાજમાન રહે છે તથા મરજીમાં આવે તે માણસને તે ન્યાલ કરી નાંખે છે ને મરજીમાં આવે તેનો તે નાશ કરે છે. આવી કંઇક ઉપલી ભાવનાઓ હિંદુપુરાણોમાં તથા કેટલાએક સંપ્રદાયોમાં પણ જોવામાં આવે છે પણ તે વેદના તથા ગીતાના આશયથી બાહ્ય છે. પરમ કૃપાળુ ઇશ્વરને માણસની માફક રાગદ્વેષ હોતોજ નથી. જુઓ ગીતા. समोहं सर्व भूतेषु न मे द्वेष्योस्ति न प्रियः "મને સર્વ પ્રાણિમાત્ર સમાન છે. મને કોઇના પ્રત્યે દ્વેષ નથી તેમ રાગ પણ નથી." ઇશ્વરને કોઈ પણ માણસ પ્રત્યે પક્ષપાત નથી; તેને મન બધા સમાન છે. એ તો મૂર્ખ લોકોજ એમ માને કે અમુક દેવના ઉપાસકોજ ઇશ્વરના માનીતા છે ને તેઓજ ઇશ્વરના અનુગ્રહને માટે અધિકારી છે. આવી કાંઇક ભાવના પુષ્ટિમાર્ગ સંપ્રદાયમાં જોવામાં આવે

છે. તેઓ એમ માને છે કે પ્રેમલક્ષણાભક્તિવાળા પુષ્ટિમાર્ગીય ભક્તોનેજ શ્રી-કૃષ્ણના ગોલોકમાં શ્રીકૃષ્ણના સહચર્યનું તથા સખાભાવનું ઉત્કૃષ્ટસ્થાન મળે છે ને અક્ષરબ્રહ્મ–નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોને ગોલોકથી નિકૃષ્ટ સ્થાન મળે છે પણ આ કપોલકલ્પિત વાત છે. સમસ્ત ગીતામાં એવા કહેવાતા ગોલોકનું નામ કે નીશાન નથી, તેમ વૈષ્ણવોને માન્ય એવા ભાગવતપુરાણમાં પણ એવું કંઈ જણાવવામાં આવ્યું નથી. ઉલટું ભાગવતમાં તો એમ જણાવવામાં આવ્યું છે કે શ્રીકૃષ્ણ તે વિષ્ણુના એક અંશાવતાર છે તથા તેનું છેવટનું ધામ તો વ્યાપી વૈકુંઠ છે, ગોકુળ નહીં. વ્યાપી વૈકુંઠ તેજ અક્ષરધામ છે, કારણ કે શ્રીગીતામાં અક્ષર-બ્રહ્મનેજ ભગવાન પોતાનું પરમ છેવટનું ધામ જણાવે છે. અક્ષર ધામ પહોંચ્યા પછી કોઇને પણ પુનર્જન્મ થતો નથી અને તેજ મુક્તિનું છેવટનું ધામ છે. તેમ ઉપનિષદમાં પણ અક્ષરબ્રહ્મનેજ બ્રહ્મલોક તરીકે જણાવ્યું છે. વળી અત્રે જણાવવું જોઇએ કે શ્રીવિષ્ણુનું વૈકુંઠ, અક્ષરબ્રહ્મ, કે બ્રહ્મલોક, તે કાંઈ ગોલોક જેવું નાનું ગામડું નથી પણ તે સર્વવ્યાપી છે ને ત્યાં જ્ઞાનીભક્તલોકોને સંપૂર્ણ સ્વાતંત્ર્ય તથા પરમસુખ મળે છે તથા ક્રમમુક્તિ દ્વારા કૈવલ્યમુક્તિ પણ મળે છે.

૩ (બ) ઈશ્વરનું સ્વરૂપ–કર્મમાર્ગ–ઉપર આપણે ઈશ્વરને સૃષ્ટિકર્તા તરીકે જણાવ્યા તથા તેની ભક્તિનું સ્વરૂપ તથા ફળ જણાવ્યાં. હવે આપણે સૃષ્ટિના નિયામક તરીકે ઈશ્વરનું કેવું સ્વરૂપ છે તેનો વિચાર કરીશું. ઉપનિષદમાં ઈશ્વરને સર્વાંતર્યામી તથા શાસનકર્તા તરીકે વર્ણવવામાં આવ્યા છે. એટલે સૃષ્ટિ રચ્યા પછી, ઈશ્વર તેનું યોગ્ય શાસન તથા નિયમન કરે છે તથા મનુષ્યોને કર્મો પ્રમાણે યોગ્ય ફળ આપે છે. વેદાંતસૂત્રમાં જણાવવામાં આવ્યું છે કે शास्त्र-योनित्वात् એટલે જેમાંથી વેદશાસ્ત્રો ઉત્પન્ન થયા તે ઈશ્વર. ઈશ્વરે લોકોના કલ્યાણ માટે વેદશાસ્ત્રો રચી ધર્મમાર્ગનો સરળ રસ્તો દર્શાવ્યો છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં વેદને સાક્ષાત્ નારાયણ કહેવામાં આવે છે. વેદમાં વિધિનિષેધાત્મક ધર્માધર્મ જણાવવામાં આવ્યા છે, જેના પરિપાલનથી મનુષ્યો સ્વર્ગસુખ મેળવી શકે છે તથા તેના ઉલ્લંઘનથી નરકે જાય છે चोदनालक्षणो धर्मः (પૂ. મી). વૈદિક વિધાન મુજબની પ્રવૃત્તિને ધર્મ કહેવામાં આવે છે. તમામ યજ્ઞકાંડ તથા કર્મકાંડનો ઉદ્ભવ વેદમાંથી થયો છે અને વેદવિહિત નિયમો તથા ધર્મો પ્રમાણે જો મનુષ્યો વર્તે તો ખરેખર તેઓ સુખી થાય, તથા ફળમાં તેઓ સ્વર્ગ મેળવે છે. ઈશ્વર દરેક મનુષ્યને તેના કરેલાં કર્મો પ્રમાણે યથાર્થ ફળ આપે છે. પૂર્વમીમાંસામાં જણાવ-વામાં આવ્યું છે કે દરેક વૈદિક કર્મ તથા યજ્ઞ અપૂર્વને ઉત્પન્ન કરે છે જે અદૃષ્ટ છે, ને તે અપૂર્વ સ્વતઃ ઈશ્વર વગર ફળ આપે છે, પણ વેદાંતમત આથી વિરુદ્ધ છે. વેદાંતમતમાં માત્રકર્મને ફળદાતા માનવામાં આવતું નથી કારણ કે કર્મ નિર્જીવ છે પણ ઈશ્વરજ જીવોને કર્માનુસાર ફળ આપે છે. જુઓ વે. સૂ. फलमत उपपत्तेः હિંદુઓ

પુનર્જન્મને માને છે, કારણ કે તે સિદ્ધાંત કાર્યકારણ (causation)ના ઈશ્વરિ કાયદાને યથાર્થ ન્યાય આપે છે અને Empedoclis and Pythagoras, એમ્પીડોક્લીસ તથા પાઇથાગોરાઝ જેવા ગ્રીસના તેમજ અન્યદેશના અનેક તત્ત્વજ્ઞાનીઓએ તથા હિન્દુઓએ પણ તે સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે. પુનર્જન્મના સિદ્ધાંતથી ઘણાને દુઃખમાં દીલાસો મળે છે. વેદમાં તથા ઉપનિષદમાં તે સિદ્ધાન્ત નિર્દિષ્ટ છે અને તે બુદ્ધિને તથા તર્કને પણ અનુકૂળ છે. તે સિદ્ધાંત પ્રમાણે દરેક મનુષ્યનો તેના પૂર્વજન્મના શુભકર્મ પ્રમાણે ઈશ્વરના શાસનથી પુનર્જન્મ થાય છે અને હિંદુ ચાતુર્વર્ણ્યની Casteની સંસ્થા તે ધોરણપર છેક વૈદિક સમયથી રચાયલી છે. એટલે મનુષ્યોને પૂર્વજન્મના કર્મો પ્રમાણે, તેના ફળરૂપ પ્રારબ્ધાનુસાર આ જીવનમાં અમુક જાતિ કે વર્ણમાં દેહ ધરી ફળો ભોગવવાં પડે છે. પ્રારબ્ધકર્મનો ઈશ્વરિ કાયદો અચૂક છે. એટલે કરેલા કર્મો ભોગવ્યા વગર કોઇનો પણ છૂટકારો થતો નથી, અને તેથીજ પાપોનું નિવારણ થાય છે કે જેને માટે ખરા આંતરિક પશ્ચાત્તાપની જરૂર છે. ઈશ્વરની માત્ર જડ ભક્તિ કર્યાથી કે મંદિરોમાં કે ગુરને ત્યાં પૈસા ભરવાથી ભોગાયતનનાં કાર્યકારણના કાયદામાંથી છૂટી શકાતું નથી. ત્યારે શું કૃપાળુ ઈશ્વરે મનુષ્યોને એમ માત્ર પ્રારબ્ધકર્મપર પરતંત્ર બનાવ્યા છે? અને આપણે શું માત્ર કિસ્મત, દૈવ, યા ઈશ્વરની કેવલ ઇચ્છાનેજ આધીન છીએ? આનો વેદાંતશાસ્ત્રમાં એવો જવાબ આપવામાં આવ્યો છે કે દરેક મનુષ્ય આગામી-ભવિષ્યના કર્મોને માટે સ્વતંત્ર છે ને તેને માટે વેદ ભગવાને વેદમાં સન્માર્ગનો તથા ધર્મપરાયણ વૃત્તિનો માર્ગ નિર્દિષ્ટ કર્યો છે, અને તેના પરિપાલનથી પ્રારબ્ધકર્મની કંઇક અસર નાબુદ થઈ શકે છે. વળી એથી પણ ઉત્કૃષ્ટ ઉપાય ઉપનિષદગ્રંથોમાં તથા વેદાંતમાં બતાવવામાં આવ્યો છે કે નિર્ગુણ બ્રહ્મને ઓળખો, તેની ઉપાસના કરો, તથા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરો તો તેથી પ્રારબ્ધ કર્મોની અસર તમો નાબૂદ કરી શકશો, તથા આ જીવનમાં પણ તમો પરમસુખ ભોગવી શકશો અને જીવન્મુક્ત દશા અનુભવી શકશો. ઉપલા વેદવિહિતધર્મના પરિપાલનથી મનુષ્યો બ્રહ્મપ્રાપ્તિ સારૂ યોગ્ય અધિકાર પ્રાપ્ત કરી શકે છે, ને છેવટે યોગ્ય અધિકાર પ્રાપ્ત થયે, વેદાંતજ્ઞાનથી બ્રહ્મપ્રાપ્તિ તથા આત્મસાક્ષાત્કાર સાધી શકે છે ને તેને પરમ કૈવલ્ય મુક્તિ મળી શકે છે. માટે જ ઉપનિષદમાં ફરી ફરીને જણાવ્યું છે કે, आत्मावारे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः આત્માનું શ્રવણ કરો, આત્માનું મનન કરો, તથા આત્માનું નિદિધ્યાસન કરો; તેથી જ તમો પરમ શ્રેયસ્ તથા સુખ મેળવી શકશો.

તેમજ વળી ધર્મશાસ્ત્રકારો પણ જણાવે છે કે પરમાત્માની પ્રાપ્તિ કરવી એજ પરમ પુરુષાર્થ છે. જુઓ આપસ્તંબધર્મસૂત્ર [illegible] विद्यते (આ. ધ. સૂ.) પરમાત્માની પ્રાપ્તિ કરવી, એજ પરમ લાભ છે. અને એક ઘણો

અગત્યનો પ્રશ્ન આપણે વિચારવાનો રહે છે, ને તે એ છે કે ઈશ્વરે આ જગત આ સૃષ્ટિ રચિ ? પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ આ પ્રશ્નનો એવો જવાબ આપ્યો છે કે ઈશ્વરે આ સૃષ્ટિ ક્રીડા કરવા માટે તથા ભોગ ભોગવવાને માટે રચિ છે. એટલે તે લોકોના મતમાં આ જગત તે ઈશ્વરનું ક્રીડાભાંડ રમવાનું એક રમકડું છે. શું ભગવતી શ્રુતિનો આવો આશય કદી પણ હોઈ શકે ખરો ! આ તો સર્વજ્ઞ, સર્વશક્તિમાન તથા પરમકૃપાળુ ઈશ્વરને એક નાહાન બાળક સરખો ગણવા જેવું થાય, જે શ્રુતિના પવિત્ર આશયથી વિરુદ્ધ છે ! આવી વિચિત્ર તથા હાસ્યાસ્પદ માન્યતાથી તો જગતમાં મહાન અનર્થ થવા પામ્યા છે, તેમજ તેથી જગન્નિયન્તા ઈશ્વરને મહાન અન્યાય આપવા જેવું થયું છે. ઉપલા પ્રશ્નની સુંદર મીમાંસા શ્રીમદ્‌શંકરાચાર્યના પરમઆચાર્ય ભગવાન ગૌડપાદે માંડૂક્યઉપનિષદપરની કારિકામાં કરી છે. તેઓશ્રીએ પુછ્યું છે કે 'आप्तकामस्य कास्पृहा' એટલે પરિતૃપ્તપૂર્ણ પરમાત્માની સૃષ્ટિ રચવામાં કઈ ઇચ્છા હોઈ શકે? જે પુરુષ અપૂર્ણ અથવા ન્યૂનતાવાળો હોય તેનેજ ઇચ્છા (Desire) હોઈ શકે, પણ ઈશ્વરપૂર્ણ હોવાથી તેને કોઈ પણ જાતની ઇચ્છા હોય નહીં. શ્રીગૌડપાદાચાર્ય નીચે મુજબ જણાવે છે:—

"भोगार्थं सृष्टिरित्येके क्रीडार्थमिति चापरे ।
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा" ॥ (गौ. का. १–९)

એટલે સૃષ્ટિ રચવી એ પરમેશ્વરનો સહજ નૈસર્ગિક (natural) સ્વભાવ છે, અને સૃષ્ટિ સરજવામાં ઈશ્વરને ક્રીડા કરવાનું કે ઉપભોગ કરવાનું કે એવું કંઈ બીજું પ્રયોજન હોતું નથી. વ્યાસજી પણ વેદાંતસૂત્રમાં એજ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે. જુઓ સૂત્ર लोकवत्तु लीलाकैवल्यम् (વે. સૂ.) એટલે લોકમાં જેમ કોઈ પરિપૂર્ણ સુખી રાજા સહજ ઉપવનમાં સ્વાભાવિક રીતે કોઈ પણ જાતની અધૂરા રહેલા ભોગ ભોગવવાની ઇચ્છા વગર પ્રયાણ કરે છે, તે પ્રમાણે ઈશ્વર માત્ર પોતાની લીલાથી સ્વાભાવિક રીતે સહજ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, અને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માને છે તેમ, તેમાં બીજો કોઈ પણ ભોગભોગવવાની કે ક્રીડા કરવાની ઇચ્છાનો હેતુ નથી. જેવી રીતે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરવી એ મનુષ્યમાત્રનો સહજ (natural) સ્વભાવ છે, તે પ્રમાણે સૃષ્ટિ ઉત્પન્ન કરવી એ ઈશ્વરનો સહજ સ્વભાવ છે, એટલે એક નિસર્ગ સ્વાભાવિક કાયદો છે. અહીંઆ કોઈને શંકા થાય કે નિષ્પ્રયોજન સૃષ્ટિ રચવામાં ઈશ્વર શું કોઈ ઉન્મત્ત પુરુષ જેવો છે, કે તે કોઈ પણ હેતુ વગર સૃષ્ટિને ઉત્પન્ન કરી મનુષ્યને શરીરરૂપી કારાગૃહમાં પુરી, આ અસાર સંસારના જન્મમરણના ચક્રમાં ફેરવી, કોઈ પણ કારણ વગર દુઃખ દે ! શું ઈશ્વર એવો નિષ્ઠુર, નિર્દય, તથા અન્યાયી છે ? આ પ્રશ્નનો સચોટ જવાબ શ્રીવ્યાસાચાર્યે વેદાંત સૂત્રોમાં આપ્યો છે જુઓ સૂત્ર वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथा हि दर्शयति (વે. સૂ.)

એટલે સંસારમાં કેટલાએક મનુષ્યો જે દરિદ્રી, રોગી, તથા દુઃખી જોવામાં આવે છે, તેવા મનુષ્યોવાળી સૃષ્ટિ રચવામાં પરમેશ્વર અન્યાયી તેમજ નિર્દય નથી, પણ ઈશ્વર તેવા દુઃખી પુરુષોને માત્ર તેઓના પૂર્વજન્મના ગુણકર્મ પ્રમાણે આ સૃષ્ટિમાં જન્મ આપી વેદવેદાંતના ઉત્તમ જ્ઞાનથી તેઓનો ઉત્કર્ષ સાધી, છેવટે પરમ કૈવલ્ય મુક્તિસુખ આપે છે. સૃષ્ટિ રચવાનો આજ મુખ્ય આશય છે, ને નહીં કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માને છે તેમ માત્ર લીલા કરવાને કે મનુષ્યોને જીંદગી-પર્યંત દૈવના, ઈશ્વરના, કે ગુરુના, દાસાનુદાસ સદૈવ ગુલામ બનાવવાનો ઈશ્વરનો હેતુ છે. વેદાંતમતમાં આ સૃષ્ટિ કાંઈ પહેલી કે છેલ્લી નથી, પણ સૃષ્ટિને અનાદિ માનવામાં આવે છે. જુઓ શ્રુતિ सूर्याचन्द्रमसौधाता यथापूर्वमकल्पयत् (રુ. સં) એટલે ઉપલા વિવેચનથી કોઇને પણ સમજાશે કે સૃષ્ટિ રચવામાં ઈશ્વર કોઈ પણ રીતે અન્યાયી કે નિષ્ઠૂર નથી પણ સૃષ્ટિ રચી ઈશ્વર જીવોને તેઓના કરેલાં કર્મોનું માત્ર ફળ આપે છે ને વેદદ્વારા તેઓને વધુ જ્ઞાન આપી ઈશ્વર જગત્ ઉપર ઉપકાર કરે છે. તેટેજ માટે પરમકૃપાળુ ઈશ્વરે વેદવેદાંત શાસ્ત્રો રચ્યાં છે, કે જેથી તે દ્વારા અજ્ઞાની જીવો સંસારમાંથી પોતાનો પરમ ઉત્કર્ષ સાધી શકે, અને તેવા જ્ઞાનદ્વારા તેઓ ધાર્મિક તથા પારમાર્થિક જીવન ગાળી મુક્તિ મેળવી શકે. એટલે ઉપલા વિવેચનથી એટલું સિદ્ધ થાય છે કે આ જીવન તથા જગત્ એ કાંઈ માત્ર ઉપભોગ ભોગવવાનું સાધન નથી. પણ તેનો ઉપયોગ ઘણીજ ગંભીરતાથી તથા જવાબદારીથી કરવાનો છે. દરેક કાર્યને માટે ઈશ્વર મનુષ્યને જવાબદાર ગણે છે. મનુષ્યોપર વિશ્વાસ મૂકી ઈશ્વરે જે નિયત કાર્યો તેને સોંપ્યાં છે, તે તમામ કાર્યોનો યથાયોગ્ય હીસાબ તેણે ઈશ્વરને આપવોજ પડે છે. ઈશ્વરી શાસનાનુસાર જો મનુષ્યો ધાર્મિક જીવન ગાળી નિયત કાર્યો પ્રભુઅર્પણવૃત્તિથી તથા નિઃસ્વાર્થતાથી કરે તોજ તે કૃપાળુ ઈશ્વરના અનુગ્રહને માટે પાત્ર તથા અધિકારી થઇ શકે અને તેજ ખરી ભક્તિ કહેવાય. જો વેદવિહિત વર્ણાશ્રમધર્મ તથા અન્ય ધર્મો પાળવામાં ન આવે તો પછી માત્ર ઈશ્વરની કેવળ સ્તુતિ કર્યાથી તથા જડ ભક્તિથી ઈશ્વર-નો અનુગ્રહ કદી પણ મળી ન શકે. આજ કર્મ–ભક્તિ તથા જ્ઞાનમાર્ગનો મુખ્ય આશય છે. તેમજ વળી પરમ કૃપાળુ ઈશ્વર ધર્મનું સંરક્ષણ કરવાને તથા લોકો મહાપુરુષોના સદાચાર તથા ધાર્મિક જીવનનું વ્યવહારમાં અનુકરણ કરે એવા આશયથી તેઓ પર અનુગ્રહ કરવાને અનેક વાર અવતારો પણ લે છે, એવો સનાતન વૈદિક ધર્મનો જાણીતો સિદ્ધાંત છે. જુઓ ગીતા.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्यतदात्मानं सृजाम्यहम्
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे (ભ. ગી.)

"જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા માંડે છે તથા અધર્મનું પ્રાબલ્ય થવા માંડે છે ત્યારે ત્યારે હું જન્મ લઉં છું. સાધુ પુરુષોના રક્ષણને માટે, દુષ્ટ પુરુષોનો નાશ કરવાને, તથા ધર્મનું સંસ્થાપન કરવાને હું યુગયુગમાં અવતાર લઉં છું." એટલે અવતારો લેવામાં માત્ર ધર્મનું રક્ષણ કરવાનો જ ઇશ્વરનો હેતુ હોય છે. ઉપલા શ્રી કૃષ્ણના ભગવદ્‌વાકયો ઘણા અગત્યનાં તથા અર્થસૂચક છે તથા તેપરથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને બોધ લેવાનો છે કે તે વાકયો એક ઇશ્વરનુંજ સૂચન કરે છે ને નહીં કે એકલા સાકારી કૃષ્ણનું. કારણ કે છેલ્લા પદમાં શ્રીકૃષ્ણપરમાત્માએ સ્પષ્ટ જણાવ્યું છે કે, હું પરમેશ્વર અનેક યુગોમાં ધર્મના રક્ષણાર્થે અવતાર લઉં છું. એટલે ભગવાન અનેક અવતારો લઇ શકે છે અને તેમાં પૂર્ણપુરુષોત્તમ તો શ્રીકૃષ્ણ (બાળકૃષ્ણ)નોજ અવતાર ને શ્રીરામચંદ્ર વિ. અવતારો તો ભગવાનના અંશ છે, એવી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની સંકુચિત તથા પાયા વગરની માન્યતાને સ્થાન પણ નથી. દરેક અવતારોમાં માત્ર અવતારી પુરુષ એટલે એક પરમાત્મા તેનુંજ પ્રાધાન્ય છે, ને નહિં કે અવતારનું કે અવતારિ શરીરિનું, કારણ કે તે માયિક છે તથા વિનાશી છે.

**(૪) જીવનું તાત્ત્વિકસ્વરૂપ તથા મુક્તપુરુષનું સ્વરૂપ**–ઉપર મેં ઇશ્વિરના સ્વરૂપ તથા ભક્તિ વિષે તેમજ ધર્મ વિષે વિવેચન કર્યું. હવે હું જીવના તાત્ત્વિકસ્વરૂપ વિષે તથા મુક્તપુરુષના સ્વરૂપ વિષે વેદાન્તના સિદ્ધાન્તો જણાવીશ. પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં એમ માનવામાં આવે છે કે જીવ અંશ છે અણુ છે, અલ્પ છે તથા સ્વભાવે દુષ્ટ છે ને તે બ્રહ્મ કરતાં સદૈવ નિકૃષ્ટ છે. પણ ભગવાન શ્રીશંકરાચાર્ય આ વિચાર કબૂલ કરતા નથી અને તેઓશ્રીએ અનેક શ્રુતિ–સ્મૃતિના પ્રમાણથી સિદ્ધ કરી આપ્યું છે કે જીવ તાત્ત્વિકદષ્ટિએ સદા, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, ચૈતન્ય, બ્રહ્મસ્વરૂપજ છે તથા તે ક્ષેત્રજ્ઞ છે. तत्त्वमसि તથા अहं ब्रह्मास्मि એ બે શ્રુતિનાં મહાવાકયો શુદ્ધ અદ્વૈતવાદનુંજ પ્રતિપાદન કરે છે. તેમ વળી ભગવદ્‌ગીતામાં પણ એ સિદ્ધાંતનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, જુઓ ગીતા क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत એટલે તમામ પ્રાણીના શરીરમાં રહેલા મને પરમાત્મા–ક્ષેત્રજ્ઞને હે ભારત તું જાણ. તાત્ત્વિકદષ્ટિએ જીવ તેજ શિવ છે, આત્મા તેજ પરમાત્મા છે. પ્રોફેસર મેક્સમુલરે તેમના Three Lectures on Vedant નામના પુસ્તકમાં જણાવ્યું છે કે સમસ્ત શાંકરમતનું દોહન માત્ર એકજ લીટીમાં સમાઈ જાય છે, કે जीवो ब्रह्मैव नापरः એટલે જીવ તેજ બ્રહ્મ છે, બીજો કોઇ નહિં. પારમાર્થિક અવસ્થામાં શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ, નામ, રૂપ વિ. તમામ ઉપાધિઓથી જીવ રહિત છે ને તે અખંડ શુદ્ધચૈતન્ય બ્રહ્મજ છે. તે વિભુ છે, અણુ નહિં, તથા તે અકર્તા છે, અભોક્તા છે તેમજ શરીર, ઇંદ્રિય, વિ. તમામ પ્રકૃતિની ઉપાધિઓથી તે જુદો, સ્વતંત્ર તથા નિર્લિપ્ત છે. વળી જીવ ઉપાધિઓનો ઇશ્વર તથા નિયામક છે. એટલે પ્રકૃતિની તમામ ઉપાધિઓ શુદ્ધ જીવાત્માને

આધીન છે. શુદ્ધ પ્રત્યગાત્મા પ્રકૃતિને આધીન નથી. પરંતુ અનાદિ જન્મોની વાસના, આસક્તિ તથા અવિદ્યાથી જીવ સ્વસ્વરૂપનું જ્ઞાન ભૂલી ગયો છે ને તેથીજ તે પોતાને શરીર ઇંદ્રિય, મન, બુદ્ધિ વિ. ઉપાધિવાળો સાકારી માની બેઠો છે. તેમજ અનાદિ અધ્યાસથી તે જીવ, શરીર, ઇંદ્રિય વિ. ઉપાધિઓ સાથે પોતાનો ઐકયસંબંધ માની બેઠો છે, તથા તેમાંજ આસક્તિ ને સંગ રાખે છે, ને તેથી તે સંસારરૂપી કારાગૃહમાં ભોગાયતનરૂપી બંધનદશા ભોગવે છે. શ્રુતિમાં તો જણાવ્યું છે કે असंगः न हि सज्जते (બૃ ઉ). આત્મા અસંગ છે ને તે કોઇ પણ વિષયોમાં આસક્તિ રાખતો નથી. ભગવાન શંકરાચાર્યે વેદાંતશારીરિક ભાષ્યમાં જણાવ્યું છે કે સાંસારિક વિષયો સ્વતઃ દુઃખનું કારણ નથી પણ તે વિષયોનો માત્ર સંબંધ તથા વિષયોમાં આસક્તિ એજ દુઃખનું કારણ છે. ધનની આસક્તિવાળો લોભી પુરુષ અજ્ઞાન તથા અધ્યાસથી ધનનેજ પોતાનો પ્રાણ તથા આત્મા માની લે છે અને ધન જોઇનેજ પોતાને તે સુખી માને છે પણ જો તેના ધનનું હરણ થઇ જાય તો તે પુરુષ પોતાને દુઃખી સમજે છે. હવે જો તેજ પુરુષ અધ્યાસવૃત્તિ તથા અજ્ઞાન તિમિરનો નાશ કરી, વૈરાગ્ય વૃત્તિ સંપાદન કરી, કોઈ તત્ત્વજ્ઞાની પુરુષ પાસે અધ્યાત્મજ્ઞાન મેળવે તો તે પોતે સમજી શકે છે કે તે પુરુષનો ને ધનનો સંબંધ માત્ર આગન્તુક, ઔપાધિક (accidental) તથા કામચલાઉ વ્યવહાર પૂરતો હતો પણ તાત્ત્વિકદૃષ્ટિએ તે સંબંધ સ્થાયી ન હતો. એટલે પછી તેનો શોક હંમેશને માટે ટળી જાય છે ને તે સુખી થાય છે. તત્ત્વજ્ઞાન મેળવ્યા પછી તે પુરુષ આંતરિક જ્ઞાનથી સમજે છે કે સંસારનો કોઈ પણ સંબંધ સ્થાયી કે નિત્ય નથી પણ અનિત્ય છે. સ્થાયી ને નિત્ય પદાર્થ તો ચૈતન્યસ્વરૂપ ઉપાધિરહિત તેનો સ્વસ્વરૂપ પ્રત્યગાત્માજ છે, અને આત્માથી વ્યતિરિક્ત કોઇપણ ભિન્ન પદાર્થ સત્ય નથી ને તે દુઃખકારક જ છે જુઓ શ્રુતિ अतः अन्यद् आर्तं (બૃ. ઉ.) એટલે આત્માથી વ્યતિરિક્ત દરેક ભિન્ન પદાર્થ દુઃખમય છે. આત્મજ્ઞાન સંપાદન થયા પછી તે પુરુષને વ્યવહારમાં પણ સર્વ વસ્તુમાં તેનો પોતાનો પ્રત્યગાત્માજ દેખાય છે ને તેથી તે શોક તરી જાય છે ને તે અત્યંત અનિર્વર્ણનીય આનંદસુખ અનુભવે છે. જુઓ શ્રુતિ आत्मवित्तरति शोकं (છાં. ઉ) આત્મજ્ઞાની પુરુષ શોકને તરી જાય છે તથા ब्रह्मविदाप्नोति परं (તૈ. ઉ.) એટલે બ્રહ્મને સાક્ષાત્ જાણવાવાળો પુરુષ, (અહીંઆ 'ઇશ્વિરની ભક્તિ કરવાવાળો' એવા શબ્દો નથી) કૈવલ્યરૂપી મુક્તિનો તથા સ્વાતંત્ર્ય સુખનો અનુભવ કરે છે. જ્ઞાની પુરુષ પોતાના મૂળ સ્વરૂપને એક વાર ઓળખે, પછી તેને સાંસારિક વિષયોની કામવૃત્તિ તથા આસક્તિ થતીજ નથી. મૂળસ્વરૂપે આત્મા ચૈતન્યાત્મક સાક્ષી તથા કેવળ નિર્ગુણ છે. જુઓ શ્રુતિ साक्षी चेता केवलो निर्गुणश्च (શ્વે. ઉ.) એટલે પછી સંસારની દરેક અવસ્થામાં તે તટસ્થ, અસંગ, તથા નિર્લિપ્ત રહે છે. તે આંત-

રિક વૃત્તિથી પોતાના તમામ કાર્યોને સાક્ષીરૂપે તપાસે છે તથા તેનું વૈદિક ધર્મના શાસનાનુસાર નિયમન કરે છે. તે જ્ઞાની પુરુષ આત્મજ્ઞાન થયા પછી, પોતાની પત્ની, સંતાનો, સગાં, સ્નેહી, સંબંધી તથા તમામ ભૌતિક પદાર્થોને પોતાના આત્માથી કદી પણ જુદા ગણતોજ નથી પણ તે પદાર્થોને પોતાના આત્મોનોજ જાણે વિકાસ તથા આભાસ હોય એમ ગણી પરપ્રેમથી તે પ્રત્યે અમીદૃષ્ટિ વરસાવે છે તથા તમામ જગતપ્રત્યે લોકસંગ્રહને સારુ શુભ વૃત્તિથી તથા પ્રેમદૃષ્ટિથી કલ્યાણજ કરે છે. જો બ્રહ્મજ્ઞાની પુરુષ ઉપર જણાવ્યા પ્રમાણે સર્વત્ર સન્યાસવૃત્તિનુંજ પરિપાલન કરી, આત્મદૃષ્ટિથી પ્રેમપૂર્વક વર્તન કરે તો તેનો સંસાર સ્વર્ગમય બને, તથા તેને શોકમોહ કે રાગદ્વેષ કદિ પણ થાય જ નહીં. આજ જ્ઞાન વ્યવહારમાં ખરું સુખ મેળવવાની એક ગુપ્ત ચાવી છે તથા રામબાણ ઔષધ છે, જે મેળવ્યા પછી કોઇ પણ પુરુષ કદાપી દુઃખી થાયજ નહીં. વેદાંતદર્શનનું આ અતિગુપ્ત રહસ્ય છે. અને દરેક પુરુષે આત્માના મૂળ શુદ્ધ સ્વરૂપને ઓળખવું એજ તેનો પરમ પુરુષાર્થ છે. માટેજ વેદાંતમાં કહ્યું છે કે आत्मा वारे श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः દરેક મનુષ્યે આત્માનું સતત શ્રવણ, મનન, તથા નિદિધ્યાસન કરવું જોઇએ. આત્માના જ્ઞાનથીજ વ્યવહારનું તેમજ પરમાર્થનું તમામ જ્ઞાન મળી શકે છે. જો વેદાંતનો ઉંડો અભ્યાસ કરવામાં આવે, જો બ્રહ્મની શુદ્ધ ઉપાસના કરવામાં આવે, તથા વૈરાગ્યવૃત્તિથી શુદ્ધ વૈદિક ધર્મો પાળવામાં આવે તોજ સમજાશે કે જીવનું તાત્વિક સ્વરૂપ શું છે, અને ત્યારેજ તમો સમજી શકશો કે તમો, અલ્પ, અણુ, કે પાપી નથી પણ તમો નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિર્ગુણ, નિરાકાર, બ્રહ્મજ છો. આવું ઉત્તમ આત્મજ્ઞાન દરેક માણસને વ્યવહારમાં કેટલું ઉપયોગી તથા આનંદદાયી નીવડે ? પણ અત્રે એક શંકા કરવામાં આવે છે કે કોઇ માણસ અધર્મ તથા પાપાચરણ કરતો હોય તો તે પણ શું પરબ્રહ્મ છે ? આનો જવાબ શ્રીશંકરાચાર્યે બહુ સચોટ તથા સ્પષ્ટ રીતે આપ્યો છે. તેઓશ્રી જણાવે છે કે શુદ્ધજ્ઞાનસ્વરૂપ આત્મા કોઇ પણ ક્રિયા કે કર્મ કરતોજ નથી, પણ તે માત્ર ઇંદ્રિઓને, મનને, બુદ્ધિને તથા પ્રકૃતિને પ્રકાશિત કરે છે અને તેથી પ્રકૃતિ તે તે ક્રિયા તથા કર્મ કરે છે. હવે અજ્ઞાની પુરુષ આત્માનું ઉપલું સ્વરૂપ જાણતો નથી અને તેથીજ તે પ્રકૃતિના કાર્યોને અધ્યાસથી પોતાના કાર્ય તરીકે માની બેસે છે, પણ તાત્વિકદૃષ્ટિથી તમામ કર્મોની જવાબદારી પ્રકૃતિની છે, જે જીવની અનાદિ પૂર્વજન્મની સારી નરસી વાસનાને આભારી છે અને તેનું મૂળ, મન તથા બુદ્ધિ છે. પણ આત્મા, મન તથા બુદ્ધિથી પર છે. એટલે શુદ્ધ આત્મા કદી પણ કર્મ કરતો નથી; તો પછી પાપની જવાબદારી પ્રકૃતિની તથા માયાની એટલે અજ્ઞાનની ઠરે છે, જેને વેદાંતમતમાં આત્માથી સ્વતંત્રતત્વ તરીકે માનવામાં આવતી નથી. એટલે શરીર, ઇંદ્રિય,

મન તથા બુદ્ધિ જે પ્રકૃતિ તથા માયાના કાર્ય છે, તેનેજ જે પુરુષ અજ્ઞાનથી કર્તા, ભોક્તા, આત્મા તરીકે માને છે તેને શુદ્ધબ્રહ્મ કેમ કહી શકાય ? અજ્ઞાની સંસારી જીવ તે શુદ્ધબ્રહ્મ નથી, કારણ કે શુદ્ધબ્રહ્મ અકર્તા તથા અભોક્તા છે. આ વિષય ઘણો ગહન છે. ને તેથી કોઇએ પણ એવી માન્યતા રાખવાની ભયંકર ભૂલ ન કરવી કે શાંકરમતમાં અવિદ્યાવાળા અજ્ઞાનીસંસારીજીવને બ્રહ્મ માનવામાં આવ્યો છે. શ્રીશંકરાચાર્યે દેહઉપાધિવાળા જીવને કદી પણ બ્રહ્મ કહ્યોજ નથી ને એવું કહેવું એ એક જાતની ધૃષ્ટતાજ કહેવાય ને તે શ્રીશંકરાચાર્યને એક અન્યાયરૂપજ ગણાય. હવે આપણે વાલ્લભમત તપાસીએ. તેઓ આત્માને કર્તા તથા ભોક્તા માને છે, તેમજ વ્યવહારદશા તથા પારમાર્થિકદશાનો તથા શુદ્ધબ્રહ્મ તથા પ્રકૃતિનો ભેદ પણ તે લોકો માનતા નથી. તેઓ સર્વ વસ્તુ તથા પ્રાણિમાત્રને શુદ્ધબ્રહ્મજ માને છે. માત્ર એક પુરુષોત્તમની પ્રેમ-લક્ષણા ભક્તિનેજ પરમ ફળરૂપે તેઓ માને છે. તેઓના મતમાં પ્રકૃતિના કર્તૃત્વ વિ. ગુણકર્મોનું શુદ્ધઆત્મામાં સાંકર્ય કરવામાં આવ્યું છે, અને તેથી તેઓ પ્રેમને નામે પ્રકૃતિના આવેશનાજ પરમ ઉપાસક છે. વળી કેટલાએક સંપ્રદાયોમાં કોઇક પુરુષ પોતાને ઇશ્વરનો ભક્ત ગણાવી ભક્તિને નામે પ્રભુના વિરહથી જાણે અત્યંત વેદના ન થતી હોય, તેમ મૂર્છિત થવાનો દેખાવ કરે છે તથા અશ્રુસહિત ગદ્ગદિત કંઠે રુદન કરે છે કે "હે નાથ! તું મને છોડીને ક્યાં ગયો? તારા વિરહથી હું ઝુરાઈ મરું છું. માટે કૃપા કરો, દર્શન દો, તથા પ્રેમામૃત વર્ષાવો." પછી વળી થોડી વાર રહીને તે ભક્તને અંદરથી કાંઈ જાણે પીણુ આવતી હોય તથા પોતાના મનોરથની સિદ્ધિ થઈ હોય, કે જાણે ઈશ્વર તેના હાથમાં પકડાયા હોય તેમ તે એકદમ હસવા માંડે છે, તથા નાચે છે, કુદે છે, તથા 'તાળીઓ' પાડીને કાંઇક 'અસંબદ્ધ' ભાષણ કરતો જોવામાં આવે છે. આવી કાંઇક મનોદશાનું વાસ્તવિકપણું અપવાદરૂપે શ્રીકૃષ્ણના પરમભક્ત ચૈતન્યે તેમના જીવનચરિત્રમાં વર્ણવેલું જોવામાં આવે છે. પરંતુ આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ભક્તિની પરાકાષ્ટાની દશામાં ભક્તને શોક તથા મોહની લાગણીઓ સતત થયાં કરે છે ને તે પુરુષ તેવી હૃદયની લાગણી-ઓને હંમેશ વશ રહે છે, પછી ભલે તે લાગણીઓ શુદ્ધ તથા પવિત્ર હોય; તેની સાથે મને કાંઈ સંબંધ નથી. આપણે વિચારવાનો પ્રશ્ન માત્ર એટલોજ છે કે વેદાંતનું તાત્પર્ય શું આવી રીતે કહેવાતી જડભક્તિદ્વારા શોકમોહની લાગણી વધારવામાં છે? ઉપનિષદ્ તેનો નકારમાં જવાબ આપે છે. જુઓ શ્રુતિ यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः तत्र को मोहः कः शोकः एकत्वमनु-पश्यतः (ઈ. ઉ.) જે જ્ઞાની મુક્તજીવમાં તમામ પ્રાણીમાત્રો આત્મારૂપે થઈ ગયા હોય તેવા આત્મૈક્યસુખ અનુભવનાર પુરુષને કયો મોહ કે શોક હોય?

વળી જુઓ ગીતા. બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા ન શોચતિ ન કાંક્ષતિ (ભ. ગી.) બ્રહ્મીભૂત થયેલો પુરુષ સતત પ્રસન્ન તથા આનંદસ્વરૂપી હોય છે. તેને શોક પણ નથી થતો તેમ મોહ પણ નથી થતો. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ઉપલી ભક્તલોકોની મુક્તિમાં વર્ણવેલી શોકમોહની સ્થતિને વેદાંતમતમાં સ્થાન નથી અને એવું મંતવ્ય વેદ વિરુદ્ધ ઠરે છે. ઉત્કટ લાગણી થવી એ પ્રકૃતિનું કાર્ય છે ને સાધારણ રીતે એવી લાગણીઓ સ્ત્રીવર્ગમાં વિશેષ હોય છે. માટેજ હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને પુરુષપ્રધાના કહી છે ને તેને પુરુષના સંયમનની જરૂર છે. સ્ત્રીઓ લાગણીઓને વશ હોય છે એ સર્વ કોઇને જાણીતું છે. પુષ્ટિમાર્ગસંપ્રદાયમાં ભક્તિરસ તથા પ્રેમ-રસની લાગણીઓનું પ્રાધાન્ય હોવાથી ગોપીઓને શ્રીકૃષ્ણના આદર્શ પરમભક્ત તરીકે ગણવામાં આવી છે, અને તેનું અનુકરણ કરવામાંજ તેઓ પરમ પુરુષાર્થ સમજે છે. આ મંતવ્ય પણ ઘણું ભૂલભરેલું તથા દૂષિત છે. વ્રજની ગોપીકાઓ તથા તેઓની અગ્રણી રાધીકાજી એ સર્વ માયા—પ્રકૃતિ એટલે અજ્ઞાનની સાક્ષાત્ મૂર્તિઓ હતી. ગોપીકાઓનો શ્રીકૃષ્ણ પ્રત્યેનો પ્રેમ સ્થૂલ હતો તથા તેઓની ભક્તિ અંધભક્તિ હતી. એટલે તેઓ માત્ર શ્રીકૃષ્ણના શરીરનીજ પૂજારણો હતી. તેઓ શ્રીકૃષ્ણના હાર્દ સ્વરૂપને જાણતી ન હતી, ને તેથીજ તેઓ શ્રીકૃષ્ણના સાકારી શરીરપર મોહિત થઈ ગઈ હતી, તેમજ પોતાના આત્માનું ભાન પણ ભૂલી ગઈ હતી. ગોપીકા-ઓનું તેવું અજ્ઞાન દૂર કરવાને શ્રીકૃષ્ણે પરમકૃપાથી ઓદ્ધવજીને ગોકુળ મોકલી ગોપીઓને નીચે મુજબ સંદેશો મોકલ્યો હતો કે;—

भवतीनां वियोगो मे नहि सर्वात्मना क्वचित् ॥
आत्मन्येवात्मनात्मानं सृजे हन्म्यनुपालये ।
आत्ममायानुभावेन भूतेन्द्रियगुणात्मना ॥

"હે ગોપીકાઓ મારું તાત્વિક સ્વરૂપ સર્વાત્મભાવ છે અને હું તમામ પ્રાણીઓના મન, પ્રાણ, શરીર તથા ઇંદ્રિઓના ગુણના અધિષ્ઠાતા આત્મારૂપે નિવાસ કરું છું. તેથી હુ તમારાથી જરા પણ જુદો નથી. મારી યોગમાયાના પ્રભાવથીજ હુ તમામ પ્રાણીમાત્રની ઇન્દ્રિયોના ગુણોને પ્રકાશક એવા ચૈતન્યાત્મક મારા આત્માથી, મારા આત્મામાંજ, આત્માને સરજું છું, પાલન કરું છું. તથા રક્ષણ કરું છું." (જુઓ ભા. પુ. ૧૦ (૧)—૪૭—૨૯, ૩૦) એટલે ભાગવતપુરાણ-ના ઉપલા વાક્યથી સ્પષ્ટ સમજાય છે કે ગોપીકાઓનો શ્રીકૃષ્ણપ્રત્યેનો પ્રેમ, અંધ તથા અજ્ઞાનતિમિરથી ભરપૂર હતો. તેઓ શુદ્ધચૈતન્યાત્મક આત્માના સ્વરૂપને ઓળ-ખતીજ ન હતી, પણ તેઓ તો માત્ર નંદનંદનના શ્યામસુંદર તથા માયાવી શરીર પર વારી ગઈ હતી, તથા શ્રૃંગારરસથી મુગ્ધ થઈ ગઈ હતી, તેમજ તેઓએ શ્રી-કૃષ્ણને આત્માથી જુદા માન્યા હતા, જે વેદાંતમતથી ભ્રાંત વિચાર છે. અજ્ઞાની

ગોપીઓએ/ પ્રકૃતિજન્ય પ્રેમની ઉત્કટ લાગણીઓને વિવશ હોવાથી તેઓ વ્યભિચારીઓને આત્માના સ્વરૂપનું ક્યાંથીજ ભાન હોય? તો પછી વ્રજની ગોપીઓને આદર્શમય ભક્ત કેમ માની શકાય? એમ માનવાથી તો આપણે પોતેજ અજ્ઞાની ઠરીએ. હવે વસ્તુસ્થિતિ તપાસીશું તો આપણને સમજાશે કે ખરો પુરૂષાર્થ તો લાગણીઓને વશ કરવામાં તથા નિયંત્રિત કરવામાંજ છે, અને નહીં કે લાગણીઓને વધારવામાં. જે પુરુષ સંયમનથી શોકમોહની તેમજ રાગદ્વેષની તમામ લાગણીઓને વશ કરી શકે છે, તેને ગીતામાં સ્થિતપ્રજ્ઞ તથા યોગી નર કહ્યો છે. વેદાન્ત દર્શનમાં આટલાજ માટે કહ્યું છે કે, જો તમારે માયાનું ઉલ્લંઘન કરવું હોય તથા પ્રકૃતિના આવેશથી બચવું હોય તો તમારા અંતર્યામી આત્માને ઓળખો. તે તમારી પ્રકૃતિને તથા તમામ લાગણીઓને સંયમનરૂપી લગામથી કબજે કરી યથાર્થ રીતે નિયમન કરશે. તેને માટે યોગ તથા વૈરાગ્ય સાધવાની જરૂર છે. ભક્તિથી પણ યોગ ઉત્કૃષ્ટ છે. માટેજ ગીતામાં કહ્યું છે કે अभ्यासे तु कौन्तेय वैराग्येणच गृह्यते એટલે ચંચળ ચિત્તનું સંયમન યોગના સતત અભ્યાસથી તથા વૈરાગ્યથી થઈ શકે છે. આથી ઉલટું વાલ્લભસંપ્રદાયમાં ઈશ્વરની ભક્તિજ સર્વોત્કૃષ્ટ માનેલી હોવાથી તેઓનું ધ્યેય જીવને સદાને માટે ઈશ્વરનો દાસાનુદાસ બનાવવા પ્રત્યે હોય છે અને તેને માટે તેઓ ઈશ્વરના માત્ર એક અનુગ્રહનેજ ચાહે છે અને બ્રહ્મસંબંધની દીક્ષા લઇ તેઓ તન, મન, ધન, દારા વિગેરે સર્વ શ્રીકૃષ્ણને સમર્પણ કરે છે અને શ્રીકૃષ્ણના પ્રતીક–પ્રતિનિધિ (Mediator) તરીકે તેઓ શ્રીવલ્લભાચાર્યના વંશજ ગોસ્વામીમહારાજોને તથા બાળકોને ગુરુ તરીકે માને છે અને તેમના દ્વારા બ્રહ્મસંબંધ બાંધે છે. આ પ્રથાથી કેવાં ભયંકર પરિણામો તથા ધર્મને નામે કેવી અનીતિ પ્રસર્યા હતાં તે મહારાજલાઇબલકેસ જેવા બનાવોથી સર્વ કોઇ જાણી શકે એમ છે. વલ્લભાચાર્યના પંથમાં અંધ તથા જડ ભક્તિનું જે અનિષ્ટ પરિણામ ઉદ્ભવ્યું હતું, તેના સંબંધમાં રેવરંડ ઇ. ઓસબોર્ન માર્ટીને, એમના 'The Gods of India' નામના અંગ્રેજી પુસ્તકમાં જે મત દર્શાવ્યો છે તે પ્રત્યે હું વાંચકવર્ગનું ધ્યાન ખેંચું છું. ઉપલા અનિષ્ટ પરિણામને માટે રેવરંડ માર્ટીન સાહેબ કૃષ્ણભક્તિને જવાબદાર ગણે છે પણ તેમના આ મત સાથે હું મળતો થતો નથી, કારણ કે શ્રીકૃષ્ણની ભક્તિ તો ખરેખર ઘણી પવિત્ર તથા ઉત્કર્ષકારક છે, એ નિઃશંક છે. પણ શ્રીકૃષ્ણની ભક્તિમાંથી ભક્તિના તાત્વિક જ્ઞાનના અભાવે, જે અતિરેક કોઇક વાર થયેલો આપણે જાણ્યો છે તેને માટે આપણે માત્ર સંપ્રદાયના તે વખતના નેતાને તથા તેવી અનિષ્ટ પ્રથા પાડનારનેજ જવાબદાર ગણી શકીએ. આવા કારણથીજ સર ભાંડારકર જેવા પ્રસિદ્ધ વિદ્વાને એમના વૈષ્ણવીઝમ–શૈવીઝમ નામના પુસ્તકમાં જણાવ્યું છે કે રાધાકૃષ્ણસંપ્રદાય કરતાં

રામસંપ્રદાયની નીતિ વધારે ઉત્કૃષ્ટ છે, તેમજ રાધાને કૃષ્ણના કરતાં પણ જે ઉચ્ચ સ્થાને ગણવામાં આવે છે તેથી વૈષ્ણવધર્મની કેવી અધોગતિ થઈ છે તેનો આબેહૂબ ચીતાર તેઓએ ઉપલા પુસ્તકમાં ૮૭ મે પાને આપ્યો છે. જે વાંચવાથી કોઇની પણ ખાત્રી થશે કે ઉપલા અભિપ્રાયો કેવા મજબૂત આધારપર બાંધવામાં આવ્યા છે. ટુંકામાં જણાવવાનું કે વલ્લભસંપ્રદાયમાં જડભક્તિની પ્રથાથી જીવને સદૈવ દાસ, પરાધીન, તથા અન્યઆશ્રયી માનવામાં આવે છે. પણ મનુસ્મૃતિમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું છે. **सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखं** (મ. સ્મૃ.) એટલે અન્યવસ્તુ અથવા પારકા ઉપર આધાર રાખવો એ મોટું દુઃખ છે પણ પોતાના આત્માપર આધાર રાખવો તેજ ખરૂં સુખ છે. એટલે જે ભક્તલોકો પોતાની ઉન્નતિને માટે માત્ર ઇશ્વર અનુગ્રહ (Divine Grace) ઉપર આધાર રાખી બેસી રહે છે, તેવા પરાધીન લોકો ઉપલા મનુસ્મૃતિના પ્રમાણથી દુઃખીજ છે, કારણ કે, ખરું સુખ તો સ્વાશ્રયમાં તથા આત્મિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં છે. વૈદિક મતમાં તો આત્મજ્ઞાન એજ છેવટનું ધ્યેય હોવાથી જીવ સ્વસ્વરૂપ આત્માને ઓળખી સદૈવ સ્વાશ્રયી તથા સ્વતંત્ર થાય છે અને તે દ્વારા તે આ જીવનમાં પણ અનુપમ મુક્તિ સુખ મેળવી શકે છે. આનું નામજ ખરી જીવનમુક્તિ છે. ઉપલા વિવેચનથી એટલું સિદ્ધ થાય છે કે વલ્લભસંપ્રદાયની ઉપલી માન્યતાઓ વેદધર્મથી વિરુદ્ધ છે. વેદાંતદર્શનમાં તેમજ હિંદુધર્મશાસ્ત્રમાં પરમાત્માની પ્રાપ્તિ કરવી તથા આ અસારસંસારના બંધનમાંથી મુક્ત થઈ પરમ નિઃશ્રેયસ મેળવવું એજ આ જીવનનો મુખ્ય હેતુ છે એમ માનવામાં આવે છે અને તે હેતુ પાર પાડવા, શાંકરમતમાં સાંસારિક વિષયો પ્રત્યે નિરાસક્તિ તથા વૈરાગ્યની ઉત્કટ આવશ્યકતા સ્વીકારવામાં આવી છે. પરંતુ એવી વૈરાગ્યની ભાવના, માયાની વ્યામોહજાળમાં ફસાયલા તથા પરવશ થયલા સંસારી જીવોને સાધારણ રીતે સહેલાઇથી થતી નથી અને તેથી સનાતન વૈદિકધર્મમાં વર્ણાશ્રમધર્મની પ્રણાલિકા, છેક વેદના પ્રાચીન સમયથી યોજવામાં આવી છે. એટલે વર્ણાશ્રમધર્મની ઉત્તમ વૈદિક વ્યવસ્થા પરમાત્માની પ્રાપ્તિને માટે પહેલું પગથીઉં છે ને તેથી દરેક માણસ શાસ્ત્રોક્ત રીતે યથાધિકાર પોતાને અનુકૂળ એવા ગુણધર્મોનો વિકાસ કરી શકે છે. ધર્મશાસ્ત્રકારોએ ઉપલા વેદના સિદ્ધાન્તાનુસાર ચાતુર્વર્ણ્ય પ્રજાની તેમજ ચાર આશ્રમોની ઉત્તમ વ્યવસ્થા કરી છે અને તેના પરિપાલનમાંજ હીંદુપ્રજાનું શ્રેય છે. ઉપનિષદનું જ્ઞાન ઘણું ગૂઢ તથા ગહન છે ને તેને માટે યોગ્ય અધિકાર પ્રાપ્ત કરવાની અતિ આવશ્યકતા છે. વર્ણાશ્રમનું યોગ્ય પરિપાલન કરવું એ પહેલું પગથીઉં છે. ગીતાનો પણ એજ સિદ્ધાંત છે. જુઓ ગીતા **चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः** એટલે પૂર્વજન્મના ગુણકર્મ પ્રમાણે પરમાત્માએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્ર, એમ ચાર વર્ણોની

ઉત્પત્તિ કરી. ઋગ્વેદના સિદ્ધાંત પ્રમાણે તે ચાર વર્ણો પરમાત્માના મુખ, હાથ, ઉરુ તથા પાગ એમ ચાર અંગો તથા અવયવોરૂપે ઐકય સંબંધથી અનુસ્યૂત છે જુઓ પુરુષસૂક્ત. ब्राह्मणोऽस्यमुखमासीद्बाहूराजन्यः कृतः ऊरू तदस्य यद्वैश्य पद्भ्यां शूद्रो अजायत (રૂ. સં) એટલે વિરાટપુરુષનું મુખ તે બ્રાહ્મણ વર્ગ હતો, હાથ તે ક્ષત્રિય વર્ગ, સાથળ તે વૈશ્યવર્ગ ને શૂદ્રવર્ગ તે વિરાટ પુરુષના પાગને માટે એટલે સેવાને માટે ઉત્પન્ન કરવામાં આવ્યો હતો. એટલે એ ચારે વર્ણો એકજ શરીરના અવયવો હોવાથી તેમાં કોઇ પણ જાતના વિરોધને અવકાશ નથી અને આધુનિક સમયમાં બ્રાહ્મણ–અબ્રાહ્મણ તથા અન્ય વર્ણોમાં જે મતભેદ, વૈમનસ્ય, તથા વિરોધો ઉદ્ભવ્યા છે તે વૈદિકધર્મના અજ્ઞાનનેજ આભારી છે. જો બ્રાહ્મણો એમ સમજે કે શૂદ્રો તેમના પાગ છે તથા ક્ષત્રિયો ને વૈશ્યો તેમના શરીરના હાથ ને સાથળ છે તથા ઇતર વર્ણના પુરુષો પણ તમામ વર્ણોને એકજ શરીરના અવયવો તરીકે ગણે, તો પછી તેઓ કદી પણ પોતાનાજ શરીરરૂપી બીજીવર્ણના પુરુષને દ્વેષ કે હાનિ ન કરે. પરંતુ પાશ્ચાત્ય પ્રજાના જડવાદનું વાતાવરણ આધુનિક સમયમાં હિંદુસ્તાનમાં પૂર જોસમાં ચોકરદમ ફેલાયું છે. તેમજ કહેવાતું વ્યક્તિસ્વાતંત્ર્ય (Liberty) પણ વાસ્તવિક રીતે સ્વચ્છંદપણું (License) તેના વિચારોએ આપણું મગજ ફેરવી નાંખ્યું છે ને આપણને વેદધર્મથી વિમુખ કરી દીધા છે, જેને પરિણામે આપણે સ્થળે સ્થળે સ્વતંત્રતાને નામે કલહ, કંકાસ, તથા દુઃખ જોઇએ છીએ. પાશ્ચાત્ય પ્રજાના Socialism, Communism તથા Bolshevism વિગેરે ચેપી રોગો અહીંઆ ફેલાઈ ગયા છે અને મૂડીવાદીઓ (Capitalists) તથા મજૂરવર્ગ (Labourers) મીલમાલેકો તથા નોકરો, શેઠ તથા નોકર, પતિ તથા પત્નિ, પિતા તથા પુત્ર વિ. અનેક સંબંધોમાં હક્કને નામે બીનજરૂરિ પરસ્પર વિરોધ વધી ગયો છે અને પ્રતિસ્પર્ધિઓ અન્યોન્યને દુશ્મન તરીકે જુએ છે. આ સર્વેની જવાબદારી પાશ્ચાત્ય સામાજીકસંસ્થાઓ તથા અધિકાર પ્રાપ્ત કર્યા વગર વ્યક્તિસ્વાતંત્ર્યના હવાઇ વિચારોને આભારી છે. દરેક સ્ત્રી પુરુષને સમાન હક્ક જોઇએ છે. તેમજ દરેક ગરીબ માણસને એકદમ ધનાઢ્ય થઇ જવું છે પણ તેની સાથે જરૂરીયાતની લાયકાત મેળવવાની તથા યોગ્ય અધિકાર પ્રાપ્ત કરવાની કોઇને દરકાર જણાતી નથી. ઉપલા હવાઇ વિચારોથી દેશને ઘણી હાનિ થઇ છે ને જો એવાજ વિચારો કાયમ રાખવામાં આવશે તો હજુ પણ વધારે હાનિ થશે. યોગ્ય અધિકાર પ્રાપ્ત થયા વગર કદી પણ જગતમાં બધા માણસો સમાનપદ મેળવી શકે નહી. બારાખડીનું પણ સાદું જ્ઞાન જે પુરુષ ધરાવતો ન હોય, તે પુરુષ યુનિવર્સિટીની ઉત્તમ પદવીથી વિભૂષિત થએલા પુરુષની સાથે કેમ બરોબરી શકે ? તેમજ સ્ત્રીઓ પણ પશ્ચિમની નકલ કરી સ્વચ્છંદે ચઢીને પોતાની શાસ્ત્રવિહિત કક્ષાને છોડીને પુરુષોની સાથે દરેક ક્ષેત્રમાં કેમ સ્પર્ધા કરી શકે ? એવા અધિકારભેદની તારતમ્યતાને અવકાશ આપવાને હિંદુ સનાતન

ધર્મમાં વર્ણાશ્રમધર્મની પ્રથા વેદનારાયણે અનાદિ કાળથી રચી છે જે સૌને ઘણીજ ઉપયોગી છે. એક અધિકારમાં સંપૂર્ણતા મેળવ્યા પછીજ ઉપલા અધિકારમાં પ્રવેશ થઈ શકે છે. બ્રહ્મચર્ય આશ્રમનું યથાર્થ પાલન કર્યું હોય પછીજ ગૃહસ્થાશ્રમધર્મ શોભી નીકળે ને ત્યાર પછીજ વાનપ્રસ્થ તથા સન્યાસ આશ્રમનો અધિકાર પ્રાપ્ત થઈ શકે. વળી શુદ્રવર્ગ પણ જો યથાર્થ ધર્મનું પાલન કરે તો તે વૈશ્ય, ક્ષત્રિય, તથા બ્રાહ્મણની ઉચ્ચજાતિમાં ક્રમવાર જન્મવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે. ને જો તેનો શુદ્ધ પ્રયાસ હોય તો પરમાત્મા જરુર તેને બીજે જન્મે ઉચ્ચજાતિમાં જન્મ આપે કારણ કે ઈશ્વર ન્યાયી તથા દયાલુ છે, પણ અન્ય અધિકાર જ્યાં સુધી પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી તો કોઈ પણ પુરુષે સ્વધર્મનો ત્યાગ ન કરવો. જુઓ ગીતા. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ઈશ્વરે નિયત કરેલા આપણા વર્ણાશ્રમધર્મના પાલનમાં મોત આવે તો ભલે, પણ આપણા સ્વધર્મનો ત્યાગ ન કરવો. ઉંચો અધિકાર પ્રાપ્ત થયે આપોઆપ નીચલી પાયરીના કર્મો સ્વતઃ ગૌણ થાય છે. વર્ણસંકરતા ન થાય તેને માટે હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ ઘણી કાળજી રાખી છે. તેમજ ગીતામાં પણ વર્ણસંકરતામાંથી બચવાને ઘણીજ કાળજી રાખવાનું સૂચવવામાં આવ્યું છે. જુઓ ગીતા स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः (ભ. ગી.) જો સ્ત્રીઓ પોતાનો ધર્મ છોડી દૂષિત થાય તો વર્ણસંકર પ્રજા થાય. ઉપલા વિષયના સંબંધમાં સ્વામી વિવેકાનંદ પણ નીચે મુજબ જણાવે છે કે "we must revive the old laws of the Rishis. We must initiate the whole people into the codes of our old Manu and Yagnavalkya with a few modifications here and there to adjust them to the changed circumstances of the time. Remember always there is not in this world one other country whose institutions are really better than the institutions of this land." "આપણે આપણા ઋષિમુનિઓના પ્રાચીન ધર્મશાસ્ત્રોનો પુનરુદ્ધાર કરવો જોઇએ. બદલાયલા કાળને તથા સંજોગને અનુકૂળ એવા થોડા ઘણા ઘટતા જરૂરી ફેરફારો સહિત મનુસ્મૃતિ તથા યાજ્ઞવલ્કયસ્મૃતિનું જ્ઞાન સમસ્ત પ્રજાને આપવું જરૂરનું છે. તમારે યાદ રાખવું જોઇએ કે દુનિયામાં એવો એક પણ દેશ નથી કે જેની સંસ્થાઓ તેના ધારાધોરણ તથા આશયની બાબતમાં આ દેશની સંસ્થાઓ કરતાં વધારે સારી હોય." મનુસ્મૃતિ જેવા સર્વોપયોગી કલ્યાણપ્રદ ઉત્તમ ધર્મશાસ્ત્રના પુસ્તકને બાળી નાંખવાને કેટલાએક સ્વાર્થી તથા અજ્ઞાની પુરુષો હમણા ભારતવર્ષમાં પાક્યા છે! તેઓની જાણને માટે યુરોપનો મહાન ફીલસુફ Neitzsche નીટશેએ મનુસ્મૃતિને માટે જે ઉત્તમ વિચારો દર્શાવ્યા છે તે અત્રે

ટાંકી જણાવીશ. "Such a law book as that of Manu sums up the experience, sagacity and experimental morals of long centuries, it comes to a final decision. To draw up a law book like that of Manu means to permit a nation henceforth to get the upper hand, to become perfect, to be ambitious of the highest art of living માનવ ધર્મશાસ્ત્ર જેવું પુસ્તક ઘણા સૈકાના અનુભવ તેમજ ડહાપણ અને વ્યાવહારિક નીતિધર્મના સારરૂપે છે, ને તે છેવટનો નિર્ણય બતાવે છે. મનુસ્મૃતિ જેવું પુસ્તક ભવિષ્યમાં પ્રજાને બળ વધારવાનું, ઉત્કર્ષ મેળવવાનું તથા ઉત્તમ વ્યવહારિક રહેણીનું સર્વોત્કૃષ્ટ સાધન છે એમ સમજવું." તેમજ વળી Sir George Birdwood જેવા અનુભવી અને વિદ્વાન ઇંડીયન સીવીલિયન નીચે મુજબ જણાવે છે કે "The caste system of the code of Manu, the charter of the very essence of India-the breaking of which would reduce India to a deadlier anarchy than that of a thousand years, was brought to an end by our great victory of Plassey–હિંદુસ્તાનના ખરા તત્ત્વના તામ્રપટરૂપી મનુસ્મૃતિ તેમાં વ્યવસ્થિત વર્ણવેલી જ્ઞાતિ સંસ્થાના બંધારણનો ઉચ્છેદ કરવાથી, અમોએ પ્લાસીના યુદ્ધની મહાન જીતથી હજાર વર્ષની અંધાધુંધીનો જે નાશ કર્યો હતો, તેનાથી વિશેષ ભયંકર અંધાધુંધીનો ઉપદ્રવ હિંદુસ્થાનમાં ઉદ્ભવ થવા પામશે." અરે શૂદ્રોને પણ મનુસ્મૃતિ બહુ ઉપયોગી પુસ્તક છે. એટલે આ રીતે આધુનિક કાળમાં પણ અત્રત્ય તેમજ પાશ્ચાત્ય દેશના વિદ્વાનોના અભિપ્રાયો જોતાં, મનુસ્મૃતિને બાળી નાંખવાના વિચારો કેટલા અયોગ્ય તથા ઉદ્ધત છે એ સહુ કોઈ સમજી શકશે. વળી કેટલાએક લોકોની એવી ભ્રમણા છે કે ભગવાન મનુ બ્રાહ્મણ હતા, તેથીજ તેઓએ બ્રાહ્મણની તરફેણમાં ધર્મશાસ્ત્ર રચ્યું તથા એમ પ્રતિપાદન કર્યું કે वर्णानां ब्राह्मणो प्रभुः (મ. સ્મૃ.). ચારે વર્ણોનો બ્રાહ્મણ ગુરુ છે તથા તે સર્વોત્કૃષ્ટ છે. પણ મનુસંબંધી આ દલીલ ભૂલ ભરેલી છે, કારણ કે મનુભગવાન બ્રાહ્મણ ન હતા પણ ક્ષત્રિય હતા. છતાં પણ વેદના આધારથી તેઓશ્રીએ જણાવ્યું છે કે ઇશ્વરના ઉત્તમ અંગ એટલે મુખમાંથી બ્રાહ્મણની ઉત્પત્તિ થયેલી હોવાથી તેઓ ઉત્તમ બ્રહ્મવિદ્યાના અધિકારી છે, તથા ચારે વર્ણોમાં સર્વોત્કૃષ્ટ સ્થાન ભોગવે છે.

આપણે ઉપર જોયું કે પરમાત્માની પ્રાપ્તિને માટે ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવાને આપણે સહુથી પ્રથમ વર્ણાશ્રમધર્મનું પાલન કરવું જરૂરનું છે. પણ

અત્યંત દિલગિરીની વાત છે કે હાલમાં આજકાલના કેટલાએક નવીન સંપ્રદાયો તથા મતમતાંતરો નીકળેલા હોવાથી ત્રૈવર્ણિક દ્વિજોએ વૈદિકધર્મને તિલાંજલિ આપીદીધીછે ને તેનેબદલેનવીન તથા પાયાવગરના સંપ્રદાયોનો આશ્રય લીધો છે. એ કેટલું શોચનીય કહેવાય? હાલમાં કેટલાઓ સંખ્યાબંધ વૈષ્ણવો જોવામાં આવે છે કે જે લોકોએ દ્વિજત્વનો ઉત્તમ અધિકાર પોતાને હાથે ગુમાવી દીધો છે, ને વૈદિક ઉપનયનસંસ્કારનોત્યાગ કરી, કંઠી તથા જુદી જુદી જાતના તિલક આદિનો ઉપયોગ કરે છે, અને તેમાંજ તેઓ પોતાને કૃતકૃત્ય માને છે, પણ આ વિચાર ભૂલભરેલો છે. એવા પુરુષોને માટે ભગવાન્ યાજ્ઞવલ્કય નીચે મુજબ જણાવે છે:

**अत ऊर्ध्वं पतन्त्येते सर्वधर्मबहिष्कृताः ।**
**सावित्रीपतिता व्रात्या व्रात्यस्तोमादृते क्रतोः ॥ या. स्मृ.**

શાસ્ત્રવિહિત યજ્ઞોપવીતના કાળમાં જો કોઈ પણ ત્રૈવર્ણિક પુરુષોએ યજ્ઞોપવીતસંસ્કાર ન કર્યો હોય તો તે કાળ વીત્યા બાદ તેવા પુરુષો સર્વ ધર્મના અનધિકારી તથા પતિત થાય છે. સાવિત્રી (ગાયત્રી મંત્ર)થી પતિત થએલા તેવા પુરુષો વ્રાત્યસ્તોમ નામના પ્રાયશ્ચિત્તરૂપી યજ્ઞસંસ્કાર કર્યા વગર વ્રાત્ય એટલે સંસ્કારહીન કહેવાય છે." હિંદુ ધર્મશાસ્ત્રમાં દરેક ત્રૈવર્ણિક પુરુષે ગાયત્રી મંત્રનો નિત્ય જપ કરવો એવી આજ્ઞા (Injunction) છે, ને જો તેમ ન કરે તો મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્ર પ્રમાણે તે શૂદ્ર જેવો પતિત થાય છે ને તેને ઘણું મોટું પાપ લાગે છે, જેના નિવારણાર્થે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. તેવા પુરુષોએ જો પોતાની ધાર્મિકસ્થિતિ સુધારવી હોય તો તેઓએ સત્વર વર્ણગુરૂ એવા વિદ્વાન્ બ્રાહ્મણોદ્વારા યથાયોગ્ય શાસ્ત્રવિહિત પ્રાયશ્ચિત્ત કરી લેવું તથા ઉપનયનનો સંસ્કાર કરી લેવો. વેદાંતજ્ઞાન પ્રાપ્ત કરવાને ઉત્તમ અધિકાર પ્રાપ્ત કરવોજ પડે છે ને તેથી દરેક ત્રૈવર્ણિક પુરુષે સહુથી પ્રથમ ઉપનયનસંસ્કારથી ચિત્તશુદ્ધિનો અધિકાર પ્રાપ્ત કરી લેવો. પણ તેને માટે યોગ્ય ગુરુની જરૂર છે. વૈદિકધર્મમાં માત્ર પુસ્તકોના શુષ્ક અધ્યયનથી જ્ઞાન મળી શકતું નથી પણ તેવું જ્ઞાન ગુરુશિષ્યપરંપરાની સાંપ્રદાયિક પ્રણાલિકાદ્વારાજ સંપાદન થઇ શકે છે, અને તેને માટે વેદવેદાંત તથા ધર્મશાસ્ત્રોજ સર્વોત્કૃષ્ટ પ્રમાણ છે **तस्माच्छास्त्रं प्रमाणं** (ભ. ગી.) અને તર્કનું પ્રમાણ વેદને આધીન છે. વિરુદ્ધ શુષ્કતર્કનું સ્વતંત્ર પ્રમાણ નથી, વળી જુઓ શ્રુતિ. **आचार्यवान्पुरुषो वेद** (છાં. ઉ.) આચાર્યવાળો પુરુષ જ પરબ્રહ્મને જાણે, તથા જુઓ અન્ય શ્રુતિ.

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।** (મું.ઉ.)

આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે હાથમાં સમિધ લઇને શિષ્યે દીનતાથી શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા કોઇ ગુરુ પાસે જવું. તેમ વળી પુરાણ પણ તેમજ કહે છે.

**विद्या धनं बलं चैव तेषां भाग्यं निरर्थकम्**
**येषां गुरुकृपा नास्ति अधो गच्छन्ति पार्वति ॥** (સ્કં. પુ.)

શ્રીમહાદેવ પાર્વતિ પ્રત્યે કહે છે કે, "હે પાર્વતિ ? જે પુરુષોએ ગુરુકૃપા સંપાદન કરી નથી, તે લોકોને, વિદ્યા, ધન, શક્તિ તથા ભાગ્ય ફળીભૂત થતાં નથી અને તેઓ અધોગતિને પામે છે."

હવે આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિને માટે કેવા ગુરૂ જોઇએ તેનો આપણે વિચાર કરીએ. શિષ્યનો જન્મમરણનો ફેરો હંમેશને માટે ભાંગે તેનેજ સદ્ગુરૂ કહી શકાય. ઉપલી શ્રુતિમાં જણાવ્યું તેમ જેને આત્મસાક્ષાત્કાર થયો હોય, તથા શ્રૌતસ્માર્તધર્મનિષ્ઠ એવા શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ પુરુષોજ વેદાન્તનું જ્ઞાન આપવાને સદ્ગુરુ તરીકે લાયકાત ધરાવી શકે છે. એવી લાયકાત જેનામાં ન હોય તે પુરુષ સદ્ગુરુ થઇ શકે નહીં. એ બાબતમાં સ્કંદપુરાણમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું છે.

**गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।**
**तमेकं दुर्लभं मन्ये शिष्यहृत्तापहारकम् ॥** (સ્કં. પુ.)

શિષ્યોનું ધનહરણ કરે એવા ઘણા ધુતારા ગુરુ હોય છે. પણ હૃદયના ત્રિવિધ તાપ તથા દુઃખમાંથી શિષ્યને મુકત કરે એવો ગુરુ મળવો બહુ દુર્લભ છે.

**गुरवो निर्मलाः शान्ताः साधवो मितभाषिणः ।**
**कामक्रोधविनिर्मुक्ताः सदाचारा जितेन्द्रियाः ॥** (સ્કં. પુ.)

નિર્મળ, શાંત, નિર્દોષ, કામક્રોધથી રહિત, સદાચારી જીવનવાળા તથા જીતેંદ્રિય એવા પુરુષો હોય તેજ ગુરુપદ શોભાવી શકે. સંસારમાં રહેલા એટલે ધન, વૈભવ, સત્તા, વિ. માયાના પ્રપંચમાં ફસાયલા પુરુષો ગુરુ થવાને લાયક નથી. તેમજ જેની ઇન્દ્રિયો કાબૂમાં નથી તથા જેઓ રાગદ્વેષને પરવશ છે તેવા પુરુષો પણ ગુરુ થવાને લાયક નથી. એટલુંજ નહીં પણ એવા પુરુષો જો ગુરુપદે બેસે તો તેઓ સમાજને બહુ જોખમકારક છે. માટે તેવા પુરુષોનો કોઇએ પણ ગુરુ તરીકે સ્વીકાર કરવો નહીં. એ બાબતમાં વેદાન્તિ કવિ અખો કે જેને એવા ધૂતારા ગુરુનો કડવો અનુભવ થયો હતો, તેની નીચેની ઉક્તિ અત્રે હું ટાંકીશ.

"ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ,
ધન હરે પણ ધોખો ન હરે, એવા ગુરુ કલ્યાણ શું કરે?"

ગુરુ કરવાની બાબતમાં આપણે બહુજ સાવધ રહેવાની જરૂર છે. ઉપર જણાવેલાં લક્ષણવાળો પુરુષ મળે તોજ તેને ગુરુ કરવો, નહીંતર પોતાના ઇષ્ટદેવને ગુરુ તરીકે પૂજવા. તેથી પણ આપણે શ્રેયસ સાધી શકીશું.

ઉપર આપણે જીવના તાત્વિક સ્વરૂપ, મુક્તજીવનનું સ્વરૂપ તથા ગુરુ-શિષ્યોના ધર્મો વિ. પ્રશ્નોની ટુંકામાં સમાલોચના કરી. તેની સમાપ્તિમાં હું માત્ર ભારતસાવિત્રીના નીચલા શ્લોકો ટાંકીશ. જીવોને માટે ધર્મનું પરિપાલન કરવું

એજ પરમ ઉત્કૃષ્ટ સાધન છે, કારણ કે તે દ્વારા અધિકાર પ્રાપ્ત થયે છેવટે મુક્તિ સાધી શકાય છે.

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते॥
न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः॥

હાથ ઉંચા કરીને હું નીચે મુજબ પોકાર કરૂં છું, પણ મારું કોઇ સાંભળતું નથી. ધર્મમાંથી અર્થ તેમજ કામની સિદ્ધિ થાય છે, તો પછી ધર્મનું સેવન શા સારૂ કરવામાં આવતું નથી? કામનાથી, ભયથી, લોભથી, કે પ્રાણના હેતુથી પણ ધર્મનો ત્યાગ ન કરવો. ધર્મ નિત્ય છે. સુખ દુઃખ અનિત્ય છે; જીવ નિત્ય છે પણ તેનો હેતુ (એટલે પ્રકૃતિ અથવા વાસના) અનિત્ય છે."

**(૫) ઉપસંહાર**–અત્યાર સુધી આપણે (૧) પરબ્રહ્મ (૨) માયા–પ્રકૃતિ (૩) ઇશ્વર તથા (૪) જીવાત્મા, એમ ચાર પદાર્થો તથા તેના સ્વરૂપનો લંબાણપૂર્વક વિચાર કર્યો. સાધારણ રીતે તત્ત્વજ્ઞાનનો વિષય આ ચાર પદાર્થોના તાત્ત્વિક સ્વરૂપનો નિર્ણય કરવાનો હોય છે, પણ તે ઉપરાંત તત્ત્વજ્ઞાનનું વધુ અગત્યનું કામ એ ચારે પદાર્થોની સમન્વયપૂર્વક એકવાક્યતા કરવાનું તથા તેનો પરસ્પર શું સંબંધ છે, તેનો છેવટનો નિર્ણય કરવાનું છે, તથા તે દ્વારા સંસાર-નિવૃત્તિથી પરમશ્રેયસ્‌રૂપ મુક્તિ સાધી શકાય છે. વેદાંતધર્મથી ઇતર ધર્મો જેવા કે જરથુસ્તીધર્મ, ક્રીશ્ચીયનધર્મ, ઇસ્લામીધર્મ, તથા અદ્વૈતમતથી જુદા પડતા હિંદુધર્મો જેવા કે મધ્વાચાર્યમત, ભાગવતધર્મ, પાશુપતિધર્મ, શૈવમત, તથા કેટલાએક પૌરાણિક મતો, તે સર્વધર્મોમાં ઇશ્વરને પરમતત્ત્વ માનવામાં આવે છે, તથા પ્રકૃતિને ઇશ્વરથી સ્વતંત્ર તત્ત્વ તરીકે માનવામાં આવે છે. આ તમામ મતો દ્વૈતવાદી છે ને તેમાં બે સ્વતંત્ર ભિન્નભિન્ન તત્ત્વો માનવામાં આવે છે. છતાં પણ તે મતોમાં છેવટનું ઉત્કૃષ્ટ તથા સ્વતંત્ર સ્થાન ઇશ્વરનું માનવામાં આવે છે. પણ આથી વિરુદ્ધ શુદ્ધાદ્વૈતમતનો દાવો ધરાવનાર પુષ્ટિમાર્ગસંપ્રદાયમાં સર્વ જગત્ તથા જીવો તે ઇશ્વરજ છે એમ માનવામાં આવે છે. એટલે પછી તમામ વિકારી-અવિકારી, શુદ્ધ–અશુદ્ધ, વિ. પ્રકૃતિના જડ પદાર્થો, તેમજ ધર્મી–અધર્મી, સાધુ–પાપી વિ. તમામ જીવો તથા પ્રાણિમાત્રને ઇશ્વરજ ગણવામાં આવે છે. તે મતમાં कर्ता कारयिता हरिः એમ માનવામાં આવે છે. એટલે ઇશ્વરજ જગતના તથા પ્રાણિમાત્રના તમામ સારાં નરસાં કર્મો કરે છે, તથા તેની પાસે તે કર્મો કરાવે છે. એટલે તે મતમાં તમામ સારાં નરસાં કર્મોની જવાબદારી ઇશ્વરનીજ ઠરે છે. આને અંગ્રેજીમાં Pantheism કહેવામાં આવે છે; એટલે સમસ્ત સ્થાવરજંગમાત્મક જગત્ ઇશ્વરજ છે એવી માન્યતા. પણ આ માન્યતા વેદાંતમતની, ઔપનિષદ્‌મતની, કે

શાંકરમતની નથી. આવી વિચિત્ર માન્યતાથી તો જગતમાં સર્વત્ર અધર્મજ પ્રવર્તે, પાપાચરણોની વૃદ્ધિ થાય, તેમજ સંસારી જીવો તમામ દુષ્ટ તથા પાપી કામો કરી તેની જવાબદારી ઇશ્વિરપર મૂકે. વળી શેતાન તથા પાપી માણસ પણ ઇશ્વિર છે, એવી ભયંકર, દુષ્ટ, તથા પાપી માન્યતાનો દુર્ભાગ્ય પ્રસંગ પ્રાપ્ત થવા પામે, જે સર્વથા તથા સર્વદા અનિષ્ટ તથા ઉપેક્ષ્ય છે. એટલુંજ નહીં, પણ આવી માન્યતાથી તો ન્યાયી, શુદ્ધ, તથા દયાળુ ઇશ્વિર એક જંગલી, નિષ્ઠુર, તથા જડપુરુષ જેવો ઠરે! આવા વિલક્ષણમત કરતાં તો શ્રીમધ્વાચાર્યપ્રણીત દ્વૈતવાદનો મત પણ ઉત્કૃષ્ટ છે, કારણ કે તે લોકો ઇશ્વિરને કદી પણ જડ માનતા નથી પણ સદૈવ દ્વિવિધર્મ-યુક્ત માને છે. અરે! ત્રૈતવાદી આર્ય સમાજીઓ પણ, અગર જો વેદાંતના કેવલાદ્વૈતમતથી વિમુખ છે, છતાં પણ, તેઓનો મત વાલ્લભમતના ઉપલા Pantheistic સર્વઇશ્વિરવાદના મત કરતાં વધારે શુદ્ધ છે, કારણ કે તે લોકો પણ ઇશ્વિરનું કદી પણ જડપદાર્થો તથા પાપી અધર્મી પુરુષોની સાથે ઐક્યપણું માનતા નથી. આ બધા વાદોમાં પરમ સત્ય તત્ત્વ શું છે, તેનો આપણે છેવટનો નિર્ણય કરવો જોઇએ. વેદાંતમતમાં ભક્તલોકોને ઉપયોગી એવો ઇશ્વિર એ છેવટનું તત્ત્વ નથી, પણ તેથી પણ પર તથા ઉત્કૃષ્ટ એવા અદ્વૈત પરબ્રહ્મ પ્રત્યગાત્મા છે, એજ વેદાંતનો છેવટનો સિદ્ધાંત છે, અને તે અદ્વૈત તત્ત્વ સંપાદન કરવાથી માયાની આત્યંતિક નિવૃત્તિ થાય છે ને મુક્તિ મળે છે. જુઓ શ્રુતિ. तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः (શ્વે. ઉ.) અમૃત અક્ષર એટલે નિર્ગુણ બ્રહ્મના ધ્યાનથી, યોગથી, તથા તત્ત્વજ્ઞાનથી, છેવટે આ જગતની તમામ દ્વૈતભાવની ઉત્પાદક એવી માયાની આત્યંતિક નિવૃત્તિ થાય છે. શ્રીભગવદ્ગીતાનો પણ તેજ સાર છે. જુઓ ગીતા.

> **यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
> **यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥**
> **सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।**
> **वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ( भ. गी ६–२७, )**

જે પુરુષ પોતાના ચંચળ ચિત્તનો યોગદ્વારા નિરોધ કરે છે તથા પોતાના આત્માથી પોતાના આત્મામાં, પરમાત્માને જોઇને સંતુષ્ટ થાય છે, તેવો પુરુષ ઇંદ્રિઓથી પર તથા અપરોક્ષજ્ઞાનથી ગમ્ય એવું જે આત્યંતિક સુખ (Absolute Bliss) તેનો અનુભવ કરે છે. સમાધિથી સ્થિત, થયેલો (steady) તે ધીર પુરુષ ઉપલા પરમ તત્ત્વથી કદી પણ ચલિત થતો નથી. પરબ્રહ્મથી સ્વતંત્ર એવો કોઇ પણ પદાર્થ વેદાંતમતમાં માનવામાં આવતો નથી. દ્વૈતભાવનું મૂળમાત્ર માયા–અવિદ્યા તથા અજ્ઞાનજ છે, જે કાંઈ સ્વતંત્ર પદાર્થ નથી, પણ માયા–પ્રકૃતિ અલીકવત્ શૂન્ય નથી. મૂળપ્રકૃતિ વ્યવહારની બીજરૂપ

છે. તે જડ, અલ્પ, એકદેશીય, વૈકારિક, તથા અન્યાશ્રયી છે. બ્રહ્મના પ્રકાશ વગર માયા કાંઈ પણ કાર્ય કરી શકતી નથી, તેથી તેને અજ્ઞાન કહેવામાં આવે છે, જે સાપેક્ષ છે. જેમ અંધકારનું સ્વરૂપ શું છે તેનો નિર્ણય કરવા, જો આપણે હાથમાં દીવો લઇને શોધ કરીએ, તો આપો આપ તે અંધકારનો નાશજ થાય છે, પણ આપણે તે અંધકારને એક સ્વતંત્ર પદાર્થ તરીકે કદી પણ જોઈ શકતા નથી. તે મુજબ સ્વયંજ્યોતિર્મય અદ્વૈતજ્ઞાન પ્રાપ્ત કર્યાં પછી, માયા—અજ્ઞાન તિમિર જેવો દ્વૈતભાવોત્પાદક કોઈ સ્વતંત્ર પદાર્થજ રહેતો નથી. આનું નામજ માયાની આત્યંતિક નિવૃત્તિ. દુનીયાના બીજા બધા ધર્મો કરતાં વેદાંત—અદ્વૈતમત અગાડી વધેલો છે, ને તે મતમાં ઇશ્વર—પુરુષોત્તમ કરતાં પણ પર તથા ઉત્કૃષ્ટ પરબ્રહ્મ—પરમાત્મા, તેને છેવટનું પરમતત્ત્વ માનવામાં આવે છે. પણ તેથી કરીને કંઈ ઇશ્વર, પ્રકૃતિ, તથા જીવ, અલીકવત્ આત્યંતિક મિથ્યા ઠરતાં નથી. તે તે પદાર્થોને માટે વાપરવામાં આવેલા શબ્દ માત્ર સાપેક્ષ છે. એટલે પરબ્રહ્મની અપેક્ષાએ તે તમામ પદાર્થોને, ગૌણ હોવાથી, માયાની કોટીમાં મુક્યા છે. પણ આ જગતમાં તે તે પદાર્થોની, તેના નિયતક્ષેત્રમાં ઉપયોગિતા છે. મુક્તિમાં તે તમામ પદાર્થો બ્રહ્મમાંજ વિલીન થાય છે, તથા કાર્ય કરતા શાંત થઈ જાય છે. તે સ્થિતિમાં માત્ર શુદ્ધ જ્યોતિર્મય પ્રકાશજ પ્રકટિત થાય છે. તેમજ વળી તે અવસ્થામાંતે તમામ પદાર્થો, માત્ર શુદ્ધપરબ્રહ્મનેજ અવલંબીને વિલીન થયેલા માલમ પડે છે. જુઓ શ્રુતિ उद्गीतमेतत्परमं तु ब्रह्म तस्मिंस्त्रयं सुप्रतिष्ठिताक्षरं च। अत्रान्तरं ब्रह्मविदो विदित्वा लीना ब्रह्मणि तत्परा योनिमुक्ताः ॥ (શ્વે. ઉ) એટલે ઉપનિષદોમાં જેનું ગાન હંમેશ ગવાઇ રહ્યું છે, તે શુદ્ધ નિર્ગુણબ્રહ્મજ પરમતત્ત્વ છે, ને તે ત્રણ પદાર્થો એટલે (૧) ભોક્તા સંસારી જીવ (૨) કર્મના ભોગાયતનરૂપ ભોગ્ય પ્રકૃતિ તથા (૩) જીવોને વેદધર્મદ્વારા સદ્માર્ગની પ્રેરણા કરનાર તથા સર્વાન્તર્યામી ઇશ્વર, તે ત્રણ પદાર્થો પરબ્રહ્મનો આશ્રય કરીને સ્થિત થયેલા છે. પરબ્રહ્મ તે સર્વે પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે ને તે અવિનાશી અક્ષર છે. વેદવેત્તાઓ જ્યારે તે પરબ્રહ્મને આ જગતમાંના તમામ પદાર્થોની અંદર ગૂઢપણે રહેલા પણ તે પદાર્થોથી પર ને સ્વતંત્ર તેના મૂળસ્વરૂપે જાણે છે, ત્યારેજ તેઓ તેવા તત્ત્વજ્ઞાનથીજ બ્રહ્મમાં લીન થયેલા તથા બ્રહ્મમય થયેલા (એટલે 'હું બ્રહ્મ છું' એવી જ્ઞાનસ્વરૂપસ્થિતિ પ્રાપ્ત કરેલા) જણાય છે તથા છેવટમાં તેવા લોકો (સમાધિથી) સંસારની જન્મમરણ અવસ્થાથી મુક્ત થાય છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ, કે જે દરેક પદાર્થોમાં અંતર્યામી, સૂત્રાત્મા તરીકે અનુસ્યૂત (Immanent) હોય છે, તેની સત્તાથીજ તે પદાર્થો તેની નિયત મર્યાદામાં તમામ કાર્યો કરી શકે છે. પણ પરબ્રહ્મ તે ત્રણે પદાર્થોથી પર તથા સ્વતંત્ર (Transcendental) છે. પણ પરબ્રહ્મનું ને તે પદાર્થોનું ઐક્યપણું નથી, કારણ

કે તે પદાર્થો અલ્પ, અલ્પજ્ઞ, અન્યાશ્રયી, તથા પરતંત્ર છે; જ્યારે પરબ્રહ્મ સર્વ-વ્યાપી, સર્વજ્ઞ તથા સ્વાશ્રયી છે. કોઇને અત્રે શંકા થાય કે ઇશ્વિરથી પર તથા સ્વતંત્ર પરબ્રહ્મ માનવાની શી જરૂર છે? તેના જવાબમાં જણાવવાનું કે ઇશ્વિરની ભાવના સાપેક્ષ (Relative) છે; જ્યારે પરબ્રહ્મની ભાવના આત્યંતિક (Absolute) છે. એટલે પ્રકૃતિ તથા જીવની અપેક્ષાએ ઇશ્વરને તે પદાર્થોના અધિપતિ તથા નિયામક તરીકે કહેવામાં આવે છે. એટલે દરજ્જે ઇશ્વર સાપેક્ષ છે પણ પરબ્રહ્મ, ઇશ્વર, પ્રકૃતિ, તથા જીવ વિ. તમામ જગતના પદાર્થોથી નિરપેક્ષ છે, ને તેનો તે પદાર્થોની સાથે ઐક્ય સંબંધ નથી, એટલે પ્રલયકાળમાં ઇશ્વર, પ્રકૃતિ, કે જીવો એ ત્રણ પદાર્થો, નામરૂપ વિ. સર્વ ઉપાધિથી રહિત અવ્યક્ત અવસ્થામાં હોય છે, અને તેથી તે અવસ્થામાં તે પદાર્થોનો કોઇપણ શબ્દથી નિર્દેશ થઇ શકતો નથી, પણ કેવળ પરબ્રહ્મજ સત્ય પદાર્થરૂપે રહે છે અને તેથીજ નિર્ગુણ બ્રહ્મને સાપેક્ષ (Relative) નહીં, પણ આત્યંતિક (Absolute) કહેવામાં આવે છે. તેમજ વળી પરબ્રહ્મ, કાર્યકારણસંબંધ (Causality)થી પણ રહિત છે; જ્યારે ઇશ્વિર કાર્યકારણસંબંધના નિયામક છે. સૃષ્ટિક્રિયામાં ઇશ્વરને, પ્રકૃતિની તથા જીવકૃત પૂર્વજન્મના કર્મોની, અપેક્ષા રહે છે, ને તેથી જ તે કાર્યકારણના અનાદિ નિયમ તથા શાસનપૂર્વક જગતનો યથાર્થ ન્યાય કરે છે. છતાં પણ તેથી ઇશ્વિર કાંઇ પ્રકૃતિ ને વિવશ નથી, પણ પ્રકૃતિ તથા જીવથી અધિક, ઉત્કૃષ્ટ, તથા સ્વતંત્ર છે. જુઓ વેદાંતસૂત્ર अधिकं तु भेदनिर्देशात् (વે. સૂ). સૃષ્ટિ ઉત્પન્ન કરવી તથા તેનું વેદશાસ્ત્રના નિયમપૂર્વક યથાર્થ શાસન કરવું, એ ઇશ્વિરનો સ્વાભાવિક ધર્મ છે. એટલે કાર્ય-કારણ (causality)ની નિયંત્રણા તથા શાસન ઇશ્વિરને આધીન ઠરે છે. આવા કારણથીજ સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા વિ. તમામ દ્વૈતદર્શનો કરતાં વેદાંતદર્શનનું વિશિષ્ટપણું તથા શ્રેષ્ઠપણું જળવાઈ રહ્યું છે. એટલે વેદાંતમતમાં પર-બ્રહ્મના અધ્યક્ષપણા હેઠળ, ઇશ્વિર, પ્રકૃતિ તથા જીવનો, તમામ વ્યવહાર સાચવી રાખવામાં આવ્યો છે. વેદાંતમતમાં જગતને, સંસારને, કે વ્યવહારને કોઇપણ રીતે અલીક-વત્ ગણી ઉડાવી દેવામાં આવ્યો નથી અને શ્રીશંકરાચાર્યપર તેવા દોષનો આરોપ કરવો એ દુરાગ્રહી સાંપ્રદાયિકોની એક મહામોહક માયાજન્ય ભ્રમણા તથા ભ્રાંતિ છે. વેદાંતમતમાં પરબ્રહ્મ ને તે ત્રણ પદાર્થો, જે પરતંત્ર તથા પરાધીન છે, તેનો અનન્ય, અદ્વિતીય સંબંધ માનવામાં આવ્યો છે. એટલે તે પદાર્થો પરબ્રહ્મથી અન્ય, દ્વિતીય, ભિન્ન, કે સ્વતંત્ર નથી, પણ તે પદાર્થો પરબ્રહ્મને સદૈવ આધીન છે. આજ અદ્વૈતસિદ્ધાન્તનો યથાર્થ અર્થ છે ને શ્રુતિ પણ એજ સિદ્ધાંત બતાવે છે. જુઓ શ્રુતિ सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् (છાં. ઉ.) એટલે આ સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલાં સદાત્મક શુદ્ધ નિર્ગુણબ્રહ્મ હતું કે જે એકજ તથા અદ્વિતીય હતું. ઉપલી શ્રુતિમાં अद्वितीय શબ્દ પરબ્રહ્મનો ને

ઇશ્વર, પ્રકૃતિ, તથા જીવનો, અનન્ય સંબંધ બતાવી આપે છે. છતાં પણ દુરાગ્રહી તથા વેદશાસ્ત્રરહસ્ય (esoteric knowledge) ના અનભિજ્ઞ સાંપ્રદાયિકોએ પોતાના સંકુચિતમતને મારીમચડીને પણ ખરો કરાવવા, ઉપલી શ્રુતિનો અનર્થ કર્યો છે કે બ્રહ્મનો, ઇશ્વર, પ્રકૃતિ તથા જીવ સાથે ઐક્ય સંબંધ છે અને સર્વ ઇશ્વરવાદ (Pantheism)નો દૂષિત મત પ્રવર્તાવ્યો છે. 'અદ્વિતીય'નો અર્થ જો 'ઐક્ય' એવો થતો હોય તો પછી एकं શબ્દ નિરર્થક ઠરે, કારણકે એ શબ્દ ઉપલીશ્રુતિમાં એકવાર આવી ગયો છે. તો પછી ભગવતી શ્રુતિ શા સારુ એકનો એક અર્થજ બે વાર જણાવે? આવા કારણથીજ ભગવાન્શંકરાચાર્યે અદ્વિતીયનો ઉપલો જે અર્થ કર્યો છે, તેજ ખરો અર્થ છે, શ્રીવેદવ્યાસાચાર્યે પણ 'અનન્યત્વ' સૂત્ર યોજી, ભગવાન્ શંકરાચાર્યના ઉપલા અર્થનેજ અનુમોદન આપ્યું છે. એટલે સમસ્ત વેદાંતનો એટલોજ ફલિતાર્થ થાય છે, કે નિર્ગુણબ્રહ્મ એજ પરમ, નિરપેક્ષ, Absolute-Real સત્યતત્ત્વ છે, જે જગતના તમામ પદાર્થો સાથે અનન્ય સંબંધ ધરાવે છે. એટલે તે પદાર્થો નિર્ગુણબ્રહ્મથી ભિન્ન કે સ્વતંત્ર નથી, પણ નિર્ગુણ બ્રહ્મની સત્તાથીજ તમામ કાર્યો કરી શકે છે. આજ અદ્વૈતસિદ્ધાંતનું મુખ્ય તાત્પર્ય છે, અને તેને પાશ્ચાત્ય દેશના અનેક વિદ્વાન્ તત્ત્વજ્ઞાની પુરુષોએ અનુમોદન આપ્યું છે. જર્મનીના જગવિખ્યાત મહાન્ ફિલસુફ્ Kant કૅંટ મહાશયે અનેક આધુનિક ન્યાય(Logic)ની ઉત્તમ દલીલોથી જગતને સાબીત કરી બતાવ્યું છે કે પરબ્રહ્મ, દિક, કાલ, તથા કાર્યકારણ (Space, Time, and causation) તેના સંબંધથી રહિત છે, તથા અગર જો પરબ્રહ્મ સમસ્ત જગતમાં વ્યાપક Immanent છે, છતાં પણ તે સર્વ પદાર્થોથી પર તથા સ્વતંત્ર (Transcendental) છે એમ પ્રતિપાદન કર્યું છે. અને તેનું યથાર્થ જ્ઞાન ઇંદ્રિય, મન, તથા બુદ્ધિથી થઇ શકતું નથી, પણ (Intuition) યોગસમાધીથી અનુભવકપૂર્વક થઇ શકે છે. આજ ઉત્તમ તત્ત્વજ્ઞાન છે અને એજ છેવટનો પરમસિદ્ધાંત છે. પાશ્ચાત્ય દેશના આધુનિક સમયના વિદ્વાન્ અંગ્રેજ ફીલસુફો જેવા કે Taylor તથા Bradley તેઓએ પણ ઉપલા Transcendental Philosophy ના પરમસિદ્ધાંતને સંપૂર્ણ અનુમોદન આપ્યું છે. જુઓ Taylor's elements of Metaphysics તથા Bradley's Appearance and Reality. એટલે વેદાંતમતનો તથા શાંકરમતનો નિર્ગુણબ્રહ્મ જે પૂર્ણૈશ્વર્ય, જ્ઞાન તથા આનંદસ્વરૂપ એક અખંડિત સર્વવ્યાપી પદાર્થ છે તેજ, ઇશ્વર, પ્રકૃતિ, તથા જીવનું, યથાર્થ સ્થિતિસ્થાપકપણું તથા એકીકરણ કરાવે છે. તે પરબ્રહ્મતત્ત્વ અથવા પ્રત્યગાત્મા દરેક મનુષ્યની હૃદયરૂપ બુદ્ધિગુફામાં ગૂઢ રીતે અત્યંત નિકટ નિવાસ કરે છે. છતાં આપણે અજ્ઞાનથી તેને ઓળખી શકતા નથી, ને તેની શોધમાં બહારના પ્રદેશોમાં વ્યર્થ પ્રયાસ કરીએ છીએ. આત્મા બહિર્મુખવૃત્તિથી કદી

પણ શોધી શકાતો નથી. તે સાતમાસ્વર્ગપર કે ગોલોક જેવાં ગામડામાં કે અન્યપ્રદેશના ખૂણામાં નથી. પણ આપણી પોતાની હૃદયરૂપ બુદ્ધિગુફામાં છે. જ્ઞાનયોગ ચક્ષુથી શાંતિથી શોધશો તો તે તમને જણાશે. જુઓ શ્રુતિ.

**पराँचि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।**

**कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥** (ક. ઉ.)

ઇશ્વરે ઇંદ્રિઓને બહિર્મુખ રચી છે; એટલે મનુષ્ય, પદાર્થોને બહિર્ જોઇ શકે છે, પણ અંતરાત્માને જોઇ શકતો નથી. પણ જ્ઞાનયોગથી જેના અંતર્ચક્ષુ ખુલી ગયાં હોય તથા અમૃત સંપાદન કરવાની ઇચ્છા ધરાવતો હોય એવો કોઇક ધીરપુરુષ તે પ્રત્યાગાત્માને પોતાના અંતરમાં જોઇ શકે છે. એ પ્રત્યગાત્માને ઓળખવો તથા અનુભવવો એજ વેદાંતનો, શાંકરમતનો, તથા તમામ તત્ત્વજ્ઞાનનો પરમ આશય છે. અને તેના અપરોક્ષ જ્ઞાનથીજ આપણે અનિર્વર્ણનીય અમૃતસુખનો આનંદ, ઐશ્વર્ય, તથા સ્વાતંત્ર્ય મેળવી શકીએ તથા તે દ્વારાજ આપણે આપણો વ્યવહાર તથા પરમાર્થ યથાર્થ રીતે સફલ કરી શકીએ.

આધુનિક સમયમાં આપણે વેદ વેદાંતનો અભ્યાસ છોડી દીધો છે અને તેને બદલે મહામોહીની આસુરીસંપદ્નો તથા જડવાદનો આશ્રય લીધો છે, અને ભૌતિકપદાર્થોની તથા વિષયસુખની પ્રાપ્તિને માટે આપણે સતત પ્રયાસ કર્યા કરીએ છીએ. વૈદિક ભાવનાઓને છોડીને આપણે પૌરાણિક સ્થૂલ ભાવનાઓ તથા સંકુચિત સાંપ્રદાયિક ભાવનાઓને પકડી બેઠા છીએ અને પરિણામે આપણે અધોગતિએ પહોંચ્યા છીએ, અરે! આપણે આપણું આત્મિક સ્વાતંત્ર્યપણું પણ ગુમાવી બેઠા છીએ, અને તેથીજ આપણે પરાધીનઅવસ્થા ભોગવીએ છીએ. હિન્દુભાઇઓમાં પ્રચલિત ભિન્ન ભિન્ન મતમતાંતરો તથા અનેક નવીન જાતના તથા વિલક્ષણ સંપ્રદાયો તથા પંથોએ આપણને શૃંખલાબદ્ધ કરી દીધા છે તથા બાયલા બનાવી દીધા છે—નિર્બળ બનાવ્યા છે. અને પરિણામે આપણામાં પરસ્પર વિરોધ, વૈમનસ્ય, કુસંપ, અને કલેશ વધી ગયાં છે તે સર્વ આ દેશની કેવી અધોગતી બતાવે છે? આનુ કારણ માત્ર એકજ છે કે આપણે આપણા ઋષિ-મુનિઓએ સંપાદન કરેલું સ્વયંજયોતિર્મય ઉત્તમ વેદાંતતત્ત્વજ્ઞાન વિસારી દીધું છે. જો તમારે રાષ્ટ્રીય સંગઠન વધારવું હોય, દેશમાં સંપની વૃદ્ધિ કરવી હોય તથા સામાજીક ને આર્થિક ઉન્નતિ કરવી હોય, તો માત્ર એકજ ઉપાય છે કે વેદાંત-મતનો સત્વર સ્વીકાર કરો, તથા વેદાંતજ્ઞાનનો બહોળો ફેલાવો કરો, **वसुधैव कुटुंबकं**ની વિસ્તૃતભાવનાનો વિકાસ કરો, 'આ મારૂં ને આ પારકું' એવી ક્ષુદ્ર ભાવના ભુલી જાઓ. અશિક્ષિત વર્ગને ઉત્તમ કેળવણી આપો, તથા ગરીબ ને અનાથ ભાઇઓને આર્થિક મદદ કરો તથા તેઓ પ્રત્યે પ્રેમની અમીદૃષ્ટિ વર-

સાવો. વેદાંતધર્મ એજ પરમ રસાયણ તથા ઔષધ છે જે સર્વ દુઃખોને નાશ કરવા સમર્થ છે. વેદાંતધર્મ માત્ર હિન્દુભાઇઓને ઉપયોગી છે એટલુંજ નહીં પણ તે દરેક મનુષ્યમાત્રને ઉપયોગી છે. વેદાંતધર્મ સાર્વભૌમધર્મ Universal Religion થઈ શકે એમ છે, અને તેમાં કોઇપણ જાતના વિરોધને અવકાશજ નથી, કારણ કે તે કાંઈ સંકુચિત સંપ્રદાય નથી, પણ અતિઔદાર્યચિત્તની ભાવનાવાળો ધર્મ છે. વેદાંતધર્મના બહોળા ફેલાવાથી હિંદુભાઇઓના તમામ સાંપ્રદાયિક તથા સામાજીક વિરોધો તેમજ હીંદુમુસ્લીમ ભાઇઓને તથા બ્રાહ્મણ-અબ્રાહ્મણનો આધુનિક વિરોધ જે માત્ર અજ્ઞાનનેજ આભારી છે, તે હંમેશને માટે નાબૂદ થશે. આ તત્ત્વજ્ઞાનના નિબંધો વાંચીને જો કોઇના પણ હૃદયમાં એક શુદ્ધ પરબ્રહ્મની ભાવના સ્ફુરશે, તથા વ્યષ્ટિસમષ્ટિનું ચૈતન્યાત્મક અદ્વૈતપણું તથા ઐકય સમજાશે, તથા તદનુકૂળ ધાર્મિક વર્તન કરવામાં આવશે, તો ખરેખર હું મારા આ લેખોનો આશય પાર પડ્યો એમ માનીશ. પરમ કૃપાળુ જગદીશ્વર સર્વ ભાઇઓમાં પરબ્રહ્મના અદ્વૈતજ્ઞાનની તથા ઐકયવૃત્તિની ભાવના પ્રદીપ્ત કરો તથા તેઓને વ્યાવહારિક બનાવવાની સન્મતિ પ્રગટાવો इति शिवम्.

—✽◆□◆✽—

## સંક્ષિપ્ત ચિહ્નોનો ખુલાસો તથા આધાર લેવામાં આવેલા ગ્રન્થોની યાદી.



(૧) ઋગ્વેદ સંહિતા (ઋ. સં.) (ઋ. વે.)
(૨) યાસ્કાચાર્યકૃત નિરુક્ત (યા. નિ.)
(૩) બૃહદારણ્યક ઉપનિષદ્ (બૃ. ઉ.)
(૪) છાંદોગ્ય ઉપનિષદ્ (છાં. ઉ.)
(૫) કઠ ઉપનિષદ્ (ક. ઉ.)
(૬) મુંડક ઉપનિષદ્ (મું. ઉ.)
(૭) તૈત્તિરીય ઉપનિષદ્ (તૈ. ઉ.)
(૮) શ્વેતાશ્વતર ઉપનિષદ્ (શ્વે. ઉ.)
(૯) માંડૂક્ય ઉપનિષદ્ (માં. ઉ.)
(૧૦) ઈશાવાસ્ય ઉપનિષદ્ (ઈ. ઉ.)
(૧૧) ઐતરીય ઉપનિષદ્ (ઐ. ઉ.)
(૧૨) કૌષીતકિ ઉપનિષદ્ (કૌ. ઉ.)
(૧૩) કેન ઉપનિષદ્ (કે. ઉ.)
(૧૪) કૈવલ્ય ઉપનિષદ્ (કૈ. ઉ.)
(૧૫) સર્વસાર ઉપનિષદ્ (સ. સા. ઉ.)
(૧૬) નૃસિંહ પૂર્વતાપિની ઉપનિષદ્ (નૃ. પૂ. ઉ.)
(૧૭) ગૌડપાદ કારિકા (ગૌ. કા.)
(૧૮) વેદાંત સૂત્ર (વે. સૂ.)
(૧૯) બ્રહ્મસૂત્ર (બ્ર. સૂ.)
(૨૦) જૈમિનીય પૂર્વમીમાંસા (પૂ. મી.)
(૨૧) પાણિની સૂત્ર (પા. સૂ.)
(૨૨) આપસ્તંબ ધર્મસૂત્ર (આ. ધ. સૂ.)
(૨૩) મનુસ્મૃતિ (મ. સ્મૃ.)
(૨૪) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (યા. સ્મૃ)
(૨૫) ભગવદ્ગીતા (ભ. ગી.)
(૨૬) મહાભારત (મ. ભા.)
(૨૭) ભાગવત પુરાણ (ભા. પુ.).

(૨૮) સ્કંદ પુરાણુ (સ્કં. પુ.)
(૨૯) શ્રીમદ્દશંકરાચાર્યકૃત વેદાંત શારીરકભાષ્ય.
(૩૦) પંચદશી.
(૩૧) વાક્યસુધા.
(૩૨) સાધનપંચકસ્તોત્ર.
(૩૩) ચર્પટપંજરિકાસ્તોત્ર.
(૩૪) ષટ્પદી સ્તોત્ર.
(૩૫) શ્રીમનથુરામશર્માકૃત શ્રીશંકરાચાર્યના અષ્ટાદશરત્નો
(૩૬) શ્રી મહિમ્ન સ્તોત્ર.
(૩૭) અણુભાષ્ય. (Bombay Sanskrit series)
(૩૮) તત્ત્વાર્થ દીપનિબંધ.
(૩૯) શ્રીઅનંતાચાર્યકૃત વડવાનલ-પ્રથમજ્વાલા.
(૪૦) સ્વામિનીઅષ્ટક સ્તોત્ર.
(૪૧) રાધાપ્રાર્થના ચતુઃશ્લોકી,
(૪૨) કાશીનાથોપાધ્યાયપ્રણિત શ્રીધરીપ્રકાશવ્યાખ્યાસહિત ભાગવત વેદસ્તુતિ (નિ. સા. પ્રે.)
(૪૩) રેવરન્ડ ઇ. ઓસબોર્ન માર્ટિનના ધી ગૉડસ ઑફ ઇન્ડિયા નામના અંગ્રેજી પુસ્તકનું રા. બ. કમળાશંકરકૃત ગુજરાતી ભાષાંતર.
(૪૪) Gough's philosophy of the Upanishads.
(૫૫) Thibaut's translation of the Vedant Sutras (S. B. E. Series)
(૪૬) Jacob's Vedant Sara.
(૪૭) Paul Deuson's system of Vedant.
(૪૮) The philosophy of the Upanishads by Paul Deussen.
(૪૯) A constructive survey of Upanishadic Philosophy by R. D. Ranade.
(૫૦) Indian Philosophy by, Professor Radhakrishna (2 Vols)
(૫૧) La Vedant by Professor Ghate (PH. D).
(૫૨) Professor Maxmuller's Six systems of Indian philosophy.

(૫૩) Professor Maxmuller's Three lectures on the Vedant philosophy.
(૫૪) Professor Maxmuller's History of Ancient Sanskrit Literature.
(૫૫) Translations of the Upanishads by Prof. Maxmuller 2 Vols (S. B. E. Series)
(૫૬) Advaita philosophy by Kokileshwar Shastri M. A.
(૫૭) Studies in Vedant by Rao Bahadur V. J. Kirtikar.
(૫૮) Thoughts from the Vedant. by R. K. Aiyar M. A. B. L.
(૫૯) The Vedant. Its doctrine of Divine personality by K. S. Iyer M. A.
(૬૦) The Vedant–Its ethical aspect by K. S. Iyar. M. A.
(૬૧) Dharma and Life by do do.
(૬૨) The Riddle of the Ramayana by C. V. Vaidya. M. A., LLB.
(૬૩) Sir Ramkrishna Bhandarkar's Vaishnavism-Shaivism.
(૬૪) Bradley's Appearance and Reality.
(૬૫) Elements of Metaphysics by A. E. Taylor.

# તત્વજ્ઞાનના નિબંધો



## (૧) સાર્વભૌમ ધર્મમાં વેદાન્તનું સ્થાન તથા તેનું વ્યાવહારિક ઉપયોગીપણું

હાલના પ્રગતિના સમયમાં મનુષ્યો પોતપોતાની બુદ્ધિ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિમાં પોતાનું જીવન વ્યતીત કરતા જોવામાં આવે છે. ત્યારે સહજ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે તે કાર્યની પ્રવૃત્તિનો શો આશય છે તથા તેથી શા લાભ થાય છે? દરેક મનુષ્યનો હેતુ પોતાનાં વ્યાવહારિક કાર્યોમાં સફળતા મેળવી ઉત્તમ સુખ મેળવવાનો હોય છે. પરંતુ તે સુખ પ્રાપ્ત કરવાને તેઓને અનેક જાતની ઉપાધી તથા સંકટો વેઠવાં પડે છે અને ઘણી વાર સંસારમાં આવી પડતાં અનેક પ્રકારનાં આધિભૌતિક, આધિદૈવિક તથા આધ્યાત્મિક દુઃખો સહન કરવાં પડે છે. તે દુઃખમાંથી છૂટવાને જ્યારે કાંઈ માર્ગ દેખાતો નથી, ત્યારે તેઓ અનેક જાતના તર્કવિતર્કો કરતા માલમ પડે છે અને પોતપોતાની બુદ્ધિ અનુસાર અનેક કારણો શોધે છે. સંસાર સુધારકોને એમ લાગે છે કે હિંદુ પ્રજામાં અનેક વર્ણો તથા પેટા વર્ગોના અસંખ્ય વિભાગો હોવાથી લોકો દુઃખ ભોગવે છે. કેટલાએકને એમ લાગે છે કે હિંદુઓમાં રાષ્ટ્રીય ઐક્ય નથી અને તેથી તેઓ દુઃખ ભોગવે છે. સાંપ્રદાયિક ધર્માનુયાયિકો તથા આચાર્યોને એમ લાગે છે કે હિંદુ લોકો સંપ્રદાયનું તથા શિષ્ટાચારનું પાલન કરતા નથી; તેથી તેઓને સંકટ વેઠવું પડે છે. ત્યારે વિજ્ઞાનશાસ્ત્રના હિમાયતીઓને એમ લાગે છે કે હિંદુસ્તાનમાં વિજ્ઞાનશાસ્ત્ર તથા કળાકૌશલ્યના જ્ઞાનનો અભાવ છે અને તેથી લોકોમાં આર્થિક ઉન્નતિ નથી. અને પરિણામે તેઓને દુઃખ ભોગવવું પડે છે. આ પ્રમાણે જુદા જુદા માણસો વ્યાવહારિક કુશળતા તથા સુખ પ્રાપ્ત કરવાના જુદા જુદા ઉપાયો બતાવે છે. ત્યારે કોઇને સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે એવો કોઈ સાદો અને સરળ ઉપાય છે કે જેથી કરીને સંસારમાં નડતી દરેક મુશ્કેલીનું આપોઆપ નિવારણ થઈ જાય તથા સ્થાયી શાન્તિ અને સુખ મળે?

આ પ્રશ્નનો જવાબ જુદા જુદા ધર્મવાળાઓ જુદી જુદી રીતે આપે છે. પરંતુ તેઓને સીધો માર્ગ જણાતો નથી, અને તેઓના ઉપાય એકદેશીય હોવાથી વસ્તુ-

સંકલના સુગમ થઈ શકતી નથી. આ પ્રશ્ન આજથી હજારો વર્ષોપર ઘણા જ પ્રાચીન કાળમાં કે જે વખતે પાશ્ચાત્ય પ્રજામાં કેળવણી, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કળા કૌશલ્ય વિગેરેનો અભાવ હતો તેવા સમયમાં ભારતવર્ષના બહુશ્રુત ઋષિ મુનિઓને ઉદ્ભવ્યો હતો અને તેઓએ તેનો ઘણો જ સાદો અને સરળ ઉપાય વેદ અને ઉપનિષદ્‌ના વાગ્ધેનુ દુગ્ધામૃતના સિંચનથી દર્શાવી વેદાંતના ઉત્તમ જ્ઞાનદ્વારા હિંદુસ્તાનના જ લોકો પ્રત્યે નહિ પરંતુ સમસ્ત દુનીઆના લોકો પ્રત્યે હંમેશનો ઉપકાર કર્યો છે. એ સૂક્ષ્મ તથા સર્વોપયોગી જવાબનો માત્ર બે નાના શબ્દોમાં સમાવેશ થાય છે. તે શબ્દો **આત્મા** અને **બ્રહ્મ** છે; જેનું શ્રુતિમાં પુનઃ પુનઃ કથન કરવામાં આવ્યું છે. બ્રહ્મજ્ઞાનથી શું ફળ પ્રાપ્ત થાય છે તે નીચેની શ્રુતિ ઘણી સરળ રીતે જણાવે છે. તે શ્રુતિ આ પ્રમાણે છે. तरति शोकमात्मवित् આત્માને જાણવાવાળો શોકને તરી જાય છે (છાં. ઉ.) ब्रह्मविदाप्रोति परम् બ્રહ્મને જાણવાવાળો પરની એટલે મોક્ષની પ્રાપ્તિ કરે છે (તૈ. ઉ.) અત્રે જાણવું જરૂરનું છે કે આત્મા અને બ્રહ્મનો પરમેશ્વર એવો અર્થ થાય છે. અને જીવાત્મા કે બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વિગેરે આત્માથી વ્યતિરિકત કોઈ બીજા દેવતા એવો અર્થ થતો નથી.

આ બે ટુંકા શબ્દોમાં આખા વેદાન્તના તાત્પર્યનો સમાવેશ થઈ જાય છે. એ શબ્દો ટુંકા છે પણ તેમાં ઘણો મહત્વનો તથા સૂક્ષ્મ આશય રહેલો છે. વેદાંતમાં આ બે પદાર્થોને માટે જ અનેક રીતે વિધિ વાક્યથી તેમ જ આનંદદાયક તથા રસિક દૃષ્ટાંતોથી ઉત્તમ જ્ઞાનદાયક વિવેચન કરવામાં આવ્યું છે. આત્માના સંબંધમાં બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કથન કરવામાં આવ્યું છે કે आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः અરે આત્માનું જ દર્શન શ્રવણ મનન તથા નિદિધ્યાસ કરવું જોઈએ. (બૃ. ઉ.) એ જ આત્માના સંબંધમાં પાછું તે જ ઉપનિષદ્‌માં જણાવવામાં આવ્યું છે કે આત્માના દર્શન, શ્રવણ, તથા વિજ્ઞાનથી જગતની સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. આત્મા પદાર્થ સ્પર્શમણિકાન્ત જેવો છે, જેના સ્પર્શમાત્રથી જેમ લોખંડ સુવર્ણ થઈ જાય છે તેમ જીવાત્મામાં સમ્યગ્ દર્શનથી આત્માનો ચૈતન્યમય જ્યોતિ પ્રકાશ પ્રકટ થાય છે અને તે જીવાત્મા સર્વમય આત્મારૂપે થઈ પોતે જ પરમાત્મારુપે પોતાના આત્માને સર્વત્ર જોવા ભાગ્યશાળી થાય છે. આ પ્રમાણે આત્મદર્શનના પ્રકાશથી તે દરેક કાર્ય સહેલાઈથી તથા સરળતાથી કરવા શક્તિમાન થાય છે. વેદાંતમાં **આત્મા** શબ્દ બહુ જ બહોળા અર્થમાં વાપરવામાં આવ્યો છે. **આત્મા** શબ્દની વ્યુત્પત્તિ अत् (વ્યાપવું) એ ધાતુ ઉપરથી થએલી છે. જે સર્વત્ર વ્યાપી રહેલો છે તે **આત્મા.** છાંદોગ્ય ઉપનિષદ્‌ના ભૂમા વિદ્યાના પ્રકરણમાં નારદઋષિ તથા સનત્ કુમારના સંવાદદ્વારા બ્રહ્મજ્ઞાનની પ્રતીતિ કરવામાં આવી છે. અને તે શ્રુતિમાં આત્માનું भूमा તરીકે વર્ણન કરવામાં આવ્યું છે તથા ભૂમાનું નામ જ સુખ એમ જણાવવામાં આવ્યું છે.

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् ભૂમા એટલે બહુલતા તે જ સુખ છે, અલ્પમાં સુખ નથી ભૂમા રૂપી જ સુખ છે. (છાં. ઉ.) એ ભૂમા વિષે તે જ ઉપનિષદ્‌માં વધારે વિસ્તારથી નીચે મુજબ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે; यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं (છાં. ઉ.) જ્યાં આત્માથી વ્યતિરિકત, અન્યનું દર્શન, શ્રવણ તથા વિજ્ઞાન જણાતું નથી તેને ભૂમા અથવા બહુલતા કહેવામાં આવે છે, પણ જ્યાં અન્યનું દર્શન, શ્રવણ, તથા વિજ્ઞાન થાય છે તેને અલ્પ કહેવામાં આવે છે. જે ભૂમા છે તે અમૃત છે અને જે અલ્પ છે તે નાશવંત છે. વેદાન્ત દર્શનનો જાણીતો સિદ્ધાંત છે કે આત્માથી ભિન્ન દુનીયામાં કોઈ પણ પદાર્થ તાત્ત્વિક દૃષ્ટિથી અસ્તિત્વ ધરાવતો નથી અને તેવા જ અર્થમાં જગદ્‌ગુરુ શ્રીમચ્છંકરાચાર્યજીએ જણાવ્યું છે કે ब्रह्म सत्यं जगन्मिथ्या બ્રહ્મ સત્ય છે ને જગત મિથ્યા છે, અસત્ય છે. આ મતને પાશ્ચાત્ય દેશના વિખ્યાત તત્ત્વવેત્તાઓ જેવા કે પ્લેટો, કેંટ, શોપનહોઅર, તથા બર્કલી એઓએ પણ અનુમોદન આપ્યું છે.

જે બ્રહ્મનું ભૂમા તથા અમૃતરૂપે ઉપનિષદ્‌માં કથન કરવામાં આવ્યું છે તેનું શું લક્ષણ છે તે અત્રે જણાવવું જરૂરનું છે. બ્રહ્મને વેદમાં, ઇતિહાસમાં, પુરાણમાં વિગેરે અનેક સ્થળે જુદે જુદે નામે સંબોધવામાં આવે છે. વેદના પ્રાચીન કાળમાં તે જ બ્રહ્મનું ઇન્દ્ર, અગ્નિ, મિત્રાવરૂણ, સૂર્ય વિગેરે અનેક નામોથી ધ્યાન કરવામાં આવતું હતું; જુઓ શ્રુતિ एकं सद्विप्राः बहुधा वदंत्यग्निं यमंमातरिश्वान माहुः (ર. વે) પરંતુ તેવા પ્રાચીન સમયમાં પણ તે દરેક દેવોથી પર એક સર્વોપરી તત્ત્વ માનવામાં આવતું હતું. અને તે એક જ ચૈતન્ય, સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી, મનુષ્ય, દેવ વિગેરેને પોતાના પ્રકાશથી ચેતનમય કરતું હતું એમ તે વખતના ભારતવર્ષના ઋષિ મુનિઓ માનતા હતા. વેદ પછીના સમયમાં તે જ ચૈતન્યની બ્રહ્મ તરીકે, કૃષ્ણ તરીકે, તથા પુરુષોત્તમ તરીકે સ્તુતિ કરવામાં આવી છે આ ઉપરથી આપણને સમજાશે કે પ્રાચીનકાળથી હિંદુઓ એક જ પરમેશ્વરને માનતા આવ્યા છે અને તેનું જ નામ ઉપનિષદ્‌માં બ્રહ્મ તથા આત્મા એમ આપવામાં આવ્યું છે.

હવે બ્રહ્મ શબ્દનો શો અર્થ થાય છે તેનો આપણે વિચાર કરીએ. ઉપનિષદ્‌માં બ્રહ્મનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म સત્ય, જ્ઞાન, તથા અનન્ત એ બ્રહ્મ છે (તૈ. ઉ) सत्यं ज्ञानमनन्तं मानन्दं ब्रह्म સત્ય, જ્ઞાન, અનન્ત તથા આનંદ એ બ્રહ્મ છે. (સ. સા. ઉ) એટલે બ્રહ્મનો અર્થ સચ્ચિદાનંદ એમ કરવામાં આવ્યો છે. શ્રીવાક્યસુધા ગ્રંથમાં બ્રહ્મનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે.

अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकं ।
आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥

અસ્તિત્વ, જ્ઞાન, આનંદ, રૂપ, તથા નામ એમ પાંચ અંશ છે. તેમાંના પહેલા ત્રણ અંશ બ્રહ્મરૂપ છે તથા છેવટનાં બે અંશ જગદ્રૂપ છે. એટલે બ્રહ્મનું સચ્ચિદાનંદરૂપ સદંશ, ચિદંશ તથા આનંદાંશ એમ ત્રણ અંશથી એક જ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, નામ રૂપ, તથા ક્રિયાથી મનુષ્ય માત્રનો જગતનો તમામ વ્યવહાર થાય છે પણ નામ રૂપાત્મક જગતનું અધિષ્ઠાન માત્ર સચ્ચિદાનંદરૂપ પરમાત્મા પોતે જ છે અને પરમાત્માથી વ્યતિરિક્ત જગત કદિ પણ ટકી શકે નહિ. છતાં પણ વ્યવહારમાં જગતને બ્રહ્મથી ભિન્ન ગણવામાં આવે છે. પણ તેવું નામરૂપાત્મક જગત્ મિથ્યા છે, એમ શ્રુતિ આપણને સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે, છાંદોગ્ય ઉપનિષદ્‌માં આ સિદ્ધાંત ઘણી સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યો છે. તે શ્રુતિ જણાવે છે કે सदेव सौम्येदमग्रे आसीदेकमेवाद्वितीयम् (છાં. ૬) હે સૌમ્ય! આ સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે કેવળ એક સદ્‌માત્ર તત્ત્વ હતું અને બીજું કાંઇ જ ન હતું.

આ ઉપરથી આપણને સ્પષ્ટ સમજાય છે કે સચ્ચિદાનંદ રૂપ પરમ તત્ત્વ સિવાય જગતમાં કોઇ પણ અન્ય વસ્તુ સત્ય નથી. છતાં પણ સંસારી મનુષ્યો નામરૂપાત્મક વ્યાવહારિક વસ્તુઓને વ્યવહારને ખાતર આત્માથી ભિન્ન માને છે, અને તેટલા માટે તેને સત્ય માનીને ચાલવું પડે છે. એમ કરતાં સહજ આસક્ત થઇ જવાય છે, અને પોતાનો વ્યવહાર ચલાવે છે. સચ્ચિદાનંદ બ્રહ્મારૂપ આત્મા એ પોતે છે તેનું જ્ઞાન, એ પ્રકારની આસક્તિને લીધે, અવિદ્યાથી વિસરી જવામાં આવે છે. અને સંસારી જીવાત્માઓ પોતાના કર્મોના ફળની પ્રબળ વાસનાથી એમ માને છે કે આત્માથી વ્યતિરિક્ત બાહ્યિક વસ્તુઓ જેવી કે શરીર, નામ, સૌન્દર્ય, સંપત્તિ વિગેરે કે જે નાશવંત છે, તે જ સત્ય છે, અને તે જ આત્મા છે એમ માની પોતાનો વ્યવહાર કેવળ અવિદ્યાને લીધે સ્વાર્થબુદ્ધિથી ચલાવે છે અને પરિણામે સંસારમાં અનેક કલહ, કંકાસ તથા કુસંપ જોવામાં આવે છે. એવા સ્વાર્થી જીવાત્માઓ સંસારની વ્યામોહ—જાળમાં ફસાય છે અને તેથી તેઓને સંસારમાં અનેક સંકટો સહન કરવાં પડે છે અને આ સંસારચક્રમાં પુનઃ પુનઃ જન્મમરણના ફેરા ફરવા પડે છે અને અનેક સંકટો ભોગવવાં પડે છે. સત્ય જ્ઞાન થયા વિના તેઓનો છૂટકારો કદિપણ થતો નથી તથા સ્થાયી શાન્તિ તથા સુખ મળી શકતાં નથી. કુદરતી નિયમ છે કે મનુષ્યને દરેક બાહ્ય વસ્તુ કરતાં પોતાનો આત્મા ઘણો પ્રિય હોય છે અને તેના સુખને માટે મનુષ્યો દરેક કિંમતી વસ્તુઓનો પણ ભોગ આપે છે. આ બાબતમાં મહર્ષિ યાજ્ઞવલ્ક્યે પોતાની સ્ત્રી મૈત્રેયીને બ્રહ્મોપદેશ આપીને કહ્યું છે કે न वा अरे पत्युः कामाय पतिः प्रियो

भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवतिः અરે! પતિ પતિના પ્રેમને ખાતર પત્નીને પ્રિય નથી લાગતો પણ આત્માના પ્રેમથી પતિ પ્રિય લાગે છે. તેજ પ્રમાણે દરેક વસ્તુ તે વસ્તુ પ્રત્યેના પ્રેમથી પ્રિય નથી લાગતી. પરંતુ મનુષ્ય માત્રને આત્મા પ્રત્યે એટલી બધી પ્રીતિ હોય છે કે તેને લીધે જ તે વસ્તુઓ તેને પ્રિય લાગે છે. વેદાંતનો એવો સિદ્ધાંત છે કે જ્યાં જ્યાં આપણે બહિર કે અંતર નજર કરીએ, ત્યાં ત્યાં તાત્વિક દૃષ્ટિથી સચ્ચિદાનંદરુપે ચૈતન્યાત્મક આત્માની જ પ્રતીતિ થાય છે. એટલે બહારની જેટલી જેટલી વસ્તુઓ આપણે જોઇએ છીએ તે પ્રત્યેનો આપણો આનંદ માત્ર આપણા અંતરમાં પ્રકાશતા આત્મા રુપી ચૈતન્યના પડતા પ્રતિબિંબથી જ થાય છે, તથા આપણા અંતરાત્માના તથા બહિર વસ્તુના આત્માના તાદાત્મ્યથી જ તે વસ્તુની આપણને પ્રતીતિ થાય છે. એટલે તે વસ્તુ આપણાથી ભિન્ન અને આપણે તે વસ્તુથી ભિન્ન એમ નથી થતું. વસ્તુ પદાર્થ જ્ઞાનથી પણ વેદાંતનો અદ્વૈત સિદ્ધાંત જ સાબીત થાય છે.

પાશ્ચાત્ય પ્રખ્યાત જર્મન તત્ત્વવેત્તા હેગલનો પણ આવો જ મત છે. આ સિદ્ધાંતનો વિસ્તાર કરવામાં હિન્દુ ધર્મની પરાકાષ્ટા તથા નિઃસીમતા છે. આ સિદ્ધાંતના જેવો જ કાંઇક જરથોસ્તી ધર્મવાળાઓનો પણ મત હોય એમ લાગે છેઃ કારણ કે તેઓ પણ ચૈતન્યને પ્રધાન માને છે અને તેમ જ અહુરમઝદને વર્ણવે છે. ઇજીપ્શીઅન ધર્મમાં પણ કાંઇક આવી જ માન્યતા હતી. હવે ક્રીશ્ચિયન ધર્મ તરફ નજર કરીએ તો આપણને માલમ પડશે કે બાઇબલમાં ઉંચામાં ઉંચી નૈતિક દૃષ્ટિથી જ્ઞાન આપવામાં આવ્યું છે કે 'Love your neighbour as yourselves' "તમારા પાડોશી પ્રત્યે તમારા આત્મા જેવો જ પ્રેમ રાખો." પણ આપણે જો એઓને સવાલ પૂછીએ કે આ પ્રમાણે શા માટે વર્તવું તો તેનો જવાબ આપણને બાઇબલમાંથી મળી શકતો નથી. વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે સ્વાર્થની ખાતર ભાઇ ભાઇને, બાપ દીકરાને તથા ધણી ધણીયાણીને, અનેક રીતે સંતાપે છે તથા દુઃખ દે છે. તો પછી પાડોશી પાડોશી વચ્ચે આપણે કેવા વર્તનની આશા રાખી શકીએ? ઉપલા સૂક્ષ્મ પ્રશ્નનો સંતોષકારક જવાબ આપણને છાંદોગ્ય ઉપનિષદ્‌ના तत्त्वमसि 'તે તું છે' એવા માત્ર ત્રણ શબ્દના ટુંકા વાકયમાંથી મળી આવે છે. એ શ્રુતિ આપણને ઉત્તમમાં ઉત્તમ નીતીનું જ્ઞાન આપે છે કે તમારે તમારા પાડોશી પ્રત્યે તમારો પોતાનો આત્મા સમજી પ્રેમથી વર્તન રાખવું જોઇએ. કારણ કે તમારો પાડોશી એ તમારો પોતાનો આત્મા છે. અને તમારાથી વ્યતિરિક્ત કોઈ ભિન્ન વ્યક્તિ નથી. માત્ર અવિચાર અથવા અજ્ઞાનથી તમે એમ માનો છો કે તમારો પાડોશી તમારાથી જુદો છે તથા તમો તમારા પાડોશીથી જુદા છો. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ આ જ રહસ્ય સમજાવ્યું છે કે सर्वभूतस्थमात्मानं

सर्वभूतानि चात्मनि । ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ જેનો આત્મા આ પ્રમાણે યોગયુક્ત થશે તેની દૃષ્ટિ સર્વત્ર સમ થઇને તેને સર્વ પ્રાણી માત્રમાં પોતે છે એવું દેખાવા માંડે છે. આ પ્રમાણે શાસ્ત્રીય રીતથી વિરુદ્ધ ન વર્તનાર તથા સમજનાર માણસ કોઇ પણ દહાડો પોતાને હાથે પારકાને ઇજા કરી પારકાના રૂપમાં પ્રતીત થતા પોતાના આત્માને હાનિ ન કરે.

દુનીયામાં એવો બીજો કયો ધર્મ છે કે જે આત્મા સર્વમય છે એમ સમજાવી માણુસ માણુસમાં, પ્રજામાં, દેશમાં, ન્યાતમાં, સમાજમાં વિગેરે સર્વમાં સ્થાયી ઐક્ય કરી પ્રેમની વૃદ્ધિ કરે ? આવા ઉત્તમ અમૃતમય બોધનો જો જગતમાં બહોળો ફેલાવો થાય તો ખરેખર સંસારમાં ચાલતા અનેક કલહો ને કંકાસો હંમેશને માટે નાબુદ થઈ જાય અને સ્વાર્થવૃત્તિરૂપે આસુરી સંપદ્ કે જે દરેક કલહનું મૂળ હોય છે તેનો હંમેશને માટે નાશ થઇ જાય અને મનુષ્યોમાં સમાજમાં તથા દેશમાં શક્તિ, આબાદી, તથા સુખનો સર્વત્ર ફેલાવો થાય તથા હિન્દુસ્તાનમાં ચાલતા ધાર્મિક, તથા રાજકીય અનેક ટંટાઓનો પણ હંમેશને માટે અંત આવી જાય. વેદાંત સિદ્ધાંતના જ્ઞાનથી અનેક દુઃખી માણુસોને દિલાસા મળે છે, તેની પુષ્ટીમાં હું માત્ર જર્મન તત્ત્વવેત્તા શોપનહોઅરના શબ્દો અત્રે ટાંકીશ, "In the whole world there is no study so beneficial and so elevating as that of the Upanishad as. It has been the solace of my life and it will be the solace of my death." "આખી દુનીઆમાં ઉપનિષદ્ જેવો લાભકારક તથા ઉત્કર્ષકારક બીજો કોઈ પણ અભ્યાસ નથી. ઉપનિષદ્નો અભ્યાસ મારી જીંદગીને દિલાસા રૂપ થાય છે અને મારા મરણનો પણ તે દિલાસો રહેશે."

ઉપલા શબ્દોને પ્રો. મેક્સમ્યુલર કે જેને વેદાંતશાસ્ત્રનો અત્યંત પ્રેમ હતો, તેઓ સંપૂર્ણ રીતે પોતાના અનુભવપૂર્વક અનુમોદન આપે છે. વેદાંતના ઉપલા સિદ્ધાંતો જાણ્યા પછી કયો મનુષ્ય એમ કહેવાની હિંમત કરશે કે વેદાંત નીતિ શાસ્ત્રોથી અલગ છે, અને માણુસોને અવ્યવહારી બનાવી માત્ર કલ્પના કરવાનું જ શીખવે છે ? વેદાંતનું જ્ઞાન વ્યવહારમાં અત્યંત ઉપયોગી છે તથા મનુષ્યોને ઉત્તમમાં ઉત્તમ નીતિ શીખવે છે. દુનીઆમાં ચાલતા દરેક ધર્મમાં વેદાંત સાર્વભૌમ સ્થાન લઈ શકે એમ છે અને તેના જ્ઞાનનો સર્વત્ર બહોળો ફેલાવો થવાની જરૂર છે.

## (૨) અધ્યાસવાદ તથા શુદ્ધાદ્વૈતવાદની સમીક્ષા

જગદ્ગુરુ શ્રીમદ્ શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર પર શારીરિક ભાષ્યની શરુઆતમાં અધ્યાસવાદની ભૂમિકા લખી છે; અને તેમાં આચાર્યશ્રીએ એમ પ્રતિપાદન કર્યું છે કે, મનુષ્ય, દેવ, પશુ વિગેરે તમામ પ્રાણીમાત્રનો વ્યવહાર અધ્યાસ

તથા અવિદ્યાથી થતો જોવામાં આવે છે. કોઈ પણ વસ્તુમાં તે વસ્તુથી વ્યતિરિક્ત અથવા ભિન્ન વસ્તુનું અથવા તેના ધર્મોનું આરોપણ કરવું તેને અધ્યાસ કહેવામાં આવે છે, જેમ દોરડીમાં સર્પની પ્રતીતિ થવી. જગતના તમામ વ્યવહાર ભેદભાવથી ઉદ્ભવે છે અને એવી ભેદભાવના થયા વગર કોઈ પણ વ્યવહાર કાર્ય થઈ શકતું નથી. કોઈ પણ વસ્તુનું જ્ઞાન થાય છે ત્યારે તે જ્ઞાનને જાણવાવાળો જ્ઞાતા, જાણવાની જ્ઞેય વસ્તુ અને જાણવાની ક્રિયા એમ ત્રણ ભિન્ન ભિન્ન ભાવનાઓ ઉભી થવા પામે છે. વ્યવહારમાં આપણે એમ કહીએ છીએ કે મેં અમુક પદાર્થ જાણ્યો. એમ કહેવાવાળી જાણનાર વ્યક્તિ જુદી અને જાણવાની વસ્તુ જુદી પ્રતીત થતી હોય એમ લાગે છે. હવે તે વસ્તુનું ખરું તથા તાત્ત્વિક સ્વરૂપ શું છે તે જાણવાને માટે આપણને અધ્યાત્મિક જ્ઞાનની જરૂર પડે છે. અને તે વસ્તુનું યથાર્થ જ્ઞાન આપણને વેદાન્તશાસ્ત્રથી જ થાય છે.

જગતમાંના નામ રૂપાત્મક જે જે પદાર્થો આપણને પ્રતીત થાય છે તે શું તેનું યથાર્થ તથા તાત્ત્વિક સ્વરૂપ બતાવે છે? જે વસ્તુ ત્રિકાળ અબાધિત તથા દેશકાળ તથા વસ્તુ પરીચ્છિન્નતા રહિતવાળી હોય તે જ વસ્તુને તાત્ત્વિક દૃષ્ટિથી સત્ય કહી શકાય; કારણ કે વેદાન્ત મતમાં એવું અવિનાશી અને અબાધિત એક જ સત્ત્વ છે કે જે સર્વવ્યાપી તથા અખંડિત રૂપે રહેલું છે અને તેને બ્રહ્મ તથા આત્મા એમ કહેવામાં આવે છે. જગતની દરેક વસ્તુ કે જેને નામ રૂપ આપવામાં આવે છે તે માત્ર જગતનો વ્યવહાર ચલાવવા પુરતી સાચી હોય છે પણ તે કાંઈ ઊપર જણાવ્યા પ્રમાણે તે રૂપે તાત્ત્વિક દૃષ્ટિથી સત્ય નથી; કારણ કે બ્રહ્મ સિવાયની દરેક વસ્તુ વિકારી, વિનાશી અને પરિણામી હોય છે; છતાં પણ જન્મથી જ મનુષ્યનો એવો સ્વભાવ હોય છે કે તે પોતાનાથી ભિન્ન અનાત્મા વસ્તુને પોતાની ગણી સત્ય હોય એમ માની પોતાનો વ્યવહાર કરે છે. તમામ પ્રાણિઓનું તથા તેનાથી ભિન્ન પ્રતીત થતા જડનું અધિષ્ઠાન અખંડ, અભિન્ન, રસાત્મક બ્રહ્મ જ છે; પરંતુ વ્યવહારમાં, પછી તે લૌકિક કે વૈદિક હોય, તેમાં ભેદભાવના તથા વિકારાત્મક ભાવના જોવામાં આવે છે. અને તેથી જ જગતનો વ્યવહાર ચાલી રહ્યો છે. વ્યાસ સૂત્રમાં પણ જણાવવામાં આવ્યું છે કે यावद् विकारं तु विभागो लोकवत्। જેટલા વિકારો છે તેટલામાં ભેદભાવ જોવામાં આવે છે અને લોક વ્યવહાર એ પ્રમાણે છે. આવી વિકૃતિ તથા ભેદભાવના મૂળ પ્રકૃતિમાંથી થવા પામે છે અને તેથી જ તે કારણને વ્યવહારની બીજ શક્તિ તરીકે આલેખવામાં આવે છે અને તેના કાર્યને જ અધ્યાસ, અવિદ્યા તથા ભ્રાન્તિ એવાં નામો આપવામાં આવે છે.

આ અધ્યાસ, અવિદ્યા તથા ભ્રાન્તિ જીવ માત્રમાં અનાદિ કાળથી છે. પ્રકૃતિમાં વિકારનું બીજ હોવાથી વસ્તુઓના વિભાગ થઈ શકે છે તથા જીવ અને જડનો

વ્યાવહારિક ભેદભાવ પણ થઇ શકે છે; પરંતુ આ નૈસર્ગિક વ્યવહાર કાંઇ તાત્ત્વિકદષ્ટિથી સાચો ઠરતો નથી અને તે વ્યવહારનું મૂળ કારણ જે અવિદ્યા તથા અધ્યાસ છે તેની શાસ્ત્રદ્વારા નિવૃત્તિ કરવાથી જ પરમાત્માનું સત્ય જ્ઞાન તથા મોક્ષરૂપે ફળ પ્રાપ્ત થાય છે. ભૌતિક શાસ્ત્રના વિદ્વાનો પણ કબૂલ કરે છે કે આપણે વસ્તુનું સાચું સ્વરૂપ જોઈ શકતા નથી. આપણે જે સ્વરૂપ જોઇએ છીએ તે માત્ર ઇંદ્રિયોના વિષયનું જ જ્ઞાન કરાવે છે અને પ્રતીત થતી વસ્તુઓ વિનાશી તથા નશ્વર હોવાથી તેને સાચી કહી શકાય નહિ. ગ્રીસનો મહાન તત્ત્વવેત્તા પ્લેટો એમ કહે છે કે જગતમાં પ્રતીત થતી વસ્તુઓ સત્ય સ્વરૂપની માત્ર છાયાઓ જ છે. બીજો કૅન્ટ નામનો જર્મનીનો મહાન ફિલસુફ તથા તત્ત્વવેત્તા એમ જણાવે છે કે વ્યવહારમાં નજરે પડતી વસ્તુઓ તે આભાસ માત્ર છે, પણ તે કાંઇ તાત્ત્વિક દષ્ટિથી સત્ય નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે નામરૂપાત્મક દૃશ્ય વસ્તુઓ આપણાથી જુદી પ્રતીત થાય છે તેનું કારણ જીવની અનાદિ અવિદ્યા તથા અધ્યાસ છે અને તેથી જ જીવને રાગ, દ્વેષ, સુખ, દુઃખ વિગેરે થાય છે અને તે અજ્ઞાન તથા અવિદ્યાની નિવૃત્તિ બ્રહ્માત્મૈકય જ્ઞાનથી જ થાય છે અને તે દ્વારા મોક્ષ સાધી શકાય છે. એટલે અભેદ સાક્ષાત્કારના સ્વાનુભવપૂર્વક અખંડાનંદ રસનો અનિર્વર્ણનીય અનુભવ થાય છે. જીવતે દેહે પણ મનુષ્યો જીવનમુક્ત દશા ભોગવી શકે છે. તેના સમર્થનમાં જુઓ શ્રુતિ अथ मर्त्योऽमृतो भवति अत्र ब्रह्म समश्नुत इति (બૃ. ઉ) શાંકરમતના અધ્યાસવાદમાં અવિદ્યાને બ્રહ્મની શક્તિ યા ધર્મ ગણવામાં આવતી નથી અને તેથી જ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યનો મત વાસ્તવિક રીતે ખરેખરા અને યથાર્થ શુદ્ધ બ્રહ્મવાદનું પ્રતિપાદન કરે છે.

હવે આપણે શ્રીમદ્‌ વલ્લભાચાર્યે પ્રતિપાદિત શુદ્ધાદ્વૈત નામે ચાલતા મતનો વિચાર કરીએ. આ મતવાળાઓ શ્રીમદ્‌ શંકરાચાર્યે પ્રતિપાદન કરેલા અધ્યાસવાદને સ્વીકારતા નથી અને તેઓ શુદ્ધ બ્રહ્મને માયા ઉપાધી વગર જગતના ઉપાદાન તથા નિમિત્ત કારણ તરીકે માને છે. તેઓ જગતને અવિકૃત બ્રહ્મના પરિણામ તરીકે સત્ય માને છે. શુદ્ધાદ્વૈત મતવાળાઓ શ્રીશંકરાચાર્યે બતાવેલા વ્યાવહારિક તથા પારમાર્થિક ભેદને પણ સ્વીકારતા નથી અને નામરૂપાત્મક જગતના તમામ પદાર્થો સત્ય છે એમ માને છે શ્રીશંકરાચાર્યના મતથી પોતાનું જુદાપણું બતાવવા માટે પોતાના મતનું શુદ્ધાદ્વૈત એમ નામ આપ્યું છે અને તેનો મુખ્ય આશય એમ બતાવવામાં છે કે જગતનું અભિન્ન ઉપાદન તથા નિમિત્ત કારણ શુદ્ધ બ્રહ્મ જ છે અને તેમાં માયાનું કારણ માનવામાં આવતું નથી. આથી જ તેઓ શ્રીશંકરાનુયાયિક મતવાળાઓને માયાવાદી કહે છે અને પોતાના મતનું શુદ્ધ બ્રહ્મવાદ એવું નામ રાખ્યું છે. હવે આપણે નિરીક્ષણ કરીશું તો

આપણુને જણાશે કે શુદ્ધાદ્વૈત મતમાં પણ અધ્યાસવાદનો અમુક રીતે સ્પષ્ટ સ્વીકાર કરવામાં આવ્યો છે. તેઓ એમ માને છે કે અહંતા મમતાત્મક સંસારનું કારણ અવિદ્યા છે કે જે અસત્ય છે પણ તેઓ સંસારનો ને જગતનો ભેદ માને છે. સંસારને તેઓ અસત્ય માને છે કારણ કે તેનું મૂળ અવિદ્યા છે, પણ નામ રૂપાત્મક જગતને તેઓ સત્ય માને છે. હવે આ શુદ્ધાદ્વૈતનો દાવો ધરાવનારનાં મતમાં પણ માયા, અવિદ્યા, તથા અધ્યાસને માનવામાં આવે છે, પણ તે કેવી રીતે તેનું આપણે નિરીક્ષણ કરીએ. આ મતવાળાઓ માયાને બ્રહ્મની શક્તિ તથા પ્રપંચ જગતના કારણુરૂપે માને છે અને અવિદ્યાને પણ બ્રહ્મની શક્તિ તરીકે માનવામાં આવે છે અને તેને લીધે જ જીવનો સંસાર થયો એમ કહેવામાં આવે છે એમ તેઓ માને છે અને તેનું કારણ અહંતા મમતાત્મક અવિદ્યા તથા અધ્યાસ છે કે જેને તેઓ અસત્ય માને છે. આ ઉપરથી કોઇને સહજ પ્રશ્ન ઉદ્ભવે કે નિત્ય, શુદ્ધ બુદ્ધ, મુક્ત સ્વરૂપવાળા પરબ્રહ્મમાં અવિદ્યા કયાંથી આવી ને જો અવિદ્યા પરબ્રહ્મની શક્તિ હોય તો પછી પરબ્રહ્મને શુદ્ધ તથા નિર્વિકારી કેમ કહી શકાય? અવિદ્યા બ્રહ્મની શક્તિ હોવાથી તેના વિકારો તથા દોષો બ્રહ્મને લાગુ પડશે. વળી અવિદ્યાને બ્રહ્મની શક્તિ માનવાથી આપણે એમ પણ માનવું પડશે કે જીવ કે જેને તે લોકો બ્રહ્મના અંશ તરીકે માને છે, તેના રાગદ્વેષ, પાપવિકાર તથા દોષોનું કારણ પણ પરબ્રહ્મ છે અને જીવના પાપાચરણુની જવાબદારી પણ બ્રહ્મની ઠરે છે અને તેને માટે જીવ જવાબદાર નથી. આ મતમાં એમ માનવામાં આવે છે કે જીવ જે કાંઈ ક્રિયા કરે છે, પછી તે સારી કે નરસી, તે બધી પ્રભુ પોતે જ કરે છે, અને તે સર્વ પ્રભુની લીલા છે. તેઓ પરબ્રહ્મને કર્તા તથા ભોક્તા માને છે. અગર જો આનાથી ઉલટું શ્રીમદ્ ભગવદ્ગીતામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કેઃ

> **न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
> **न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥** (अ. ५. श्लो. १४)

પ્રભુ એ કાંઈ લોકનું કર્તૃત્વ તેમને પ્રાપ્ત થનારાં કર્મો કે કર્મના ફળનો યોગ નિર્માણ કરતા નથી. સ્વભાવ એટલે પ્રકૃતિ એ સર્વ કરે છે. તેની અગાડીનો શ્લોક પણ એ જ આશય બતાવે છેઃ—

> **नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
> **अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥** (अ. ५ श्लो. १५.)

સર્વવ્યાપી પરમાત્મા કોઇનું પાપપુણ્ય કાંઇ લેતા નથી. જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ પડયું છે અને તેથી એટલે અજ્ઞાનથી પ્રાણીઓ મોહ પામે છે. આ શ્લોકનું મૂળતત્ત્વ સાંખ્યશાસ્ત્રનું છે. શાંકરમત પ્રમાણે આત્મા

અભિન્ન પ્રકૃતિને નિયંત્રિત રાખી, પોતે શુદ્ધ સ્વરૂપે પરમેશ્વર હોવાથી અકર્ત્તા તથા અભોક્તા છે; છતાં પણ શુદ્ધાદ્વૈતવાળાઓ આત્માને તથા પરમાત્માને કર્ત્તા તથા ભોક્તા એમ માને છે અને જીવનાં તમામ કાર્યો પછી તે સારા કે નરસાં તેની તમામ જવાબદારી તેઓ પ્રભુને શીર મુકે છે. એટલે આ મતમાં પ્રકૃતિ તથા અવિદ્યાના ગુણુ ધર્મોનું શુદ્ધ બ્રહ્મમાં આરોપણુ કરવામાં આવે છે. પ્રકૃતિના ધર્મો શુદ્ધ બ્રહ્મથી તદ્દન વિરોધી હોય છે છતાં પણુ તેનું આ મતમાં સાંકર્ય કરવામાં આવ્યું છે. આને જ શ્રીમદ્ શંકરાચાર્યે અધ્યાસ કહ્યો છે અને સત્ય તથા અનૃતનું મિથુનીકરણુ કહ્યું છે. હવે વસ્તુસ્થિતિ આમ હોવાથી આ મતને શુદ્ધાદ્વૈત મત કેમ કહી શકાય ? વળી શુદ્ધાદ્વૈત મતવાળાઓ વિભૂતિ વાદનો ખાસ આગ્રહ રાખે છે અને જગતના નામરૂપાત્મક પદાર્થો કે જે તે રૂપે તાત્ત્વિક દૃષ્ટિથી નશ્વર છે તેને પણુ તે લોકો શુદ્ધ બ્રહ્મના પરિણુામરૂપે તથા વિભૂતિરૂપે સત્ય માને છે. આ મત પણુ અધ્યાસવાદના રહસ્યના તથા શુદ્ધ બ્રહ્મ અને પ્રકૃતિના વિવેકના અજ્ઞાનને આભારી છે; જગતના તમામ દૃશ્ય ભૌતિક પદાર્થો નશ્વર છે તેના પ્રમાણુમાં જુઓ अधिभूतं क्षरोभावः (भ. गी.) છતાં પણુ શુદ્ધાદ્વૈતનો દાવો ધરાવનારના મતમાં જગતના નશ્વર તથા વિકારી પદાર્થોને સત્ય માનવામાં આવે છે એ ખરેખર આશ્ચર્યકારક છે ! આથી આ મતવાળાઓ પણુ માયાને જ આડકતરી રીતે સ્વીકારી રહ્યા છે. આ ઉપરથી સુજ્ઞ વાંચકવર્ગ સહજમાં સમજી શકશે કે શુદ્ધાદ્વૈતવાળાઓ શુદ્ધ બ્રહ્મનું પ્રતિપાદન કરતા નથી પણુ તેઓ માયા અવિદ્યા તથા અધ્યાસનો જુદી રીતે સ્વીકાર કરે છે. પણુ તેમ કરવામાં તેઓ શુદ્ધ પરબ્રહ્મ અને વિકારાત્મક પ્રકૃતિનું સાંકર્ય કરે છે. તેથી બ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ જાળવી શકતા નથી. તો તેવા મતને શુદ્ધાદ્વૈત નામ કેમ આપી શકાય ? શ્રીમદ્ શંકરાચાર્યે જણુાવ્યું છે કે પરબ્રહ્મ સદૈવ નિત્ય શુદ્ધ બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો છે અને તે કર્તા પણુ નથી તેમ ભોક્તા પણુ નથી. તેથી ઉલટું જીવના સંબંધમાં આચાર્યશ્રી એમ જણુાવે છે કે જીવ અવિદ્યાત્મક અનાદિ વાસનાને લીધે પોતાના મૂળ સ્વરૂપને ભૂલી માયા તથા અવિદ્યાની મોહજાળમાં ફસાઈ પોતે કર્તા તથા ભોક્તા છે એમ માની પોતાનો વ્યવહાર કરે છે અને તેથી દુઃખી થાય છે અને સંસારચક્રમાં ભ્રમણુ કરે છે. તે અનાદિ અવિચારની નિવૃત્તિ કરવાને જ વેદાન્ત શાસ્ત્રના બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાનની ખાસ જરૂર છે અને તેવા જ ઉદ્દેશથી આચાર્યશ્રીએ બ્રહ્મસૂત્રપર શારીરિક ભાષ્ય લખી અજવાળું પાડયું છે. પરબ્રહ્મનું નિત્ય શુદ્ધપણું જાળવવાને જ શ્રીમદ્ શંકરાચાર્યે વિવેકપૂર્વક અવિદ્યાત્મક બીજ શક્તિરૂપે પ્રકૃતિને બ્રહ્મથી અવ્યતિરિક્ત માની છે, કે જે પરબ્રહ્મને જ આધીન છે અને જેની વ્યાવૃત્તિ પરબ્રહ્મના અદ્વૈત જ્ઞાનથી જ થઈ શકે છે અને તેથી પરબ્રહ્મના

અપરોક્ષાનુભવરૂપ મોક્ષ સુખ સાધી શકાય છે. ઉપલા લખાણથી કોઇ પણ વાંચક સહેલાઇથી સમજી શકશે કે અવિદ્યા રહિત પરબ્રહ્મનું શુદ્ધ અદ્વૈત સ્વરૂપ શાંકર મતમાં જ પ્રતિપાદન કરી શકાય છે.

## (૩) હિંદુ સંગઠનમાં ધાર્મિક સંપ્રદાયોનો વિરોધ

ભારતવર્ષનો ઇતિહાસ તપાસતાં કોઇને પણ સ્પષ્ટ જણાશે કે ભારતવર્ષની પ્રજા અત્યારસુધી અનેક વિપરીત પરિસ્થિતિમાંથી પસાર થયેલી છે. અનેક વિદેશી પ્રજાઓએ ભારતવર્ષપર વખતો વખત આક્રમણ કર્યાં છે અને જુદાં જુદાં વિદેશી રાજ્યોએ હિન્દપર ચઢાઇઓ કરી હકૂમત ચલાવી છે. છેવટે હાલમાં આપણો ભારતવર્ષ નામદાર બ્રિટિશ સરકારના સામ્રાજ્યમાં અનેક પ્રકારની વિપરીત દશામાં અનેક મહત્વાકાંક્ષા પુરઃસર અનેક પ્રગતિના કાર્યમાં વિચરતો જોવામાં આવે છે. પણ આધુનિક સમયમાં ભારતવર્ષ ઘણી જ ગંભીર પરિસ્થિતિમાં મુકાયલો જોવામાં આવે છે. હિન્દના જુદા જુદા પ્રાંતોમાં, જુદા જુદા શહેરોમાં તથા જુદાં જુદાં ગામડાંઓમાં અશાન્તિનું વાતાવરણ પ્રચંડ જોરમાં ફેલાયલું જોવામાં આવે છે. હિન્દુ મુસ્લીમ વિરોધ દીનપ્રતિદીન વધતો જતો જોવામાં આવે છે અને એ વિરોધનું પર્યવસાન કાંઈ સ્થિતિમાં થશે તે કહેવું મુસ્કેલ થઇ પડયું છે. આવા સંજોગોમાં કોઇને પણ સ્વભાવિક પ્રશ્ન ઉદભવે કે હિન્દુ સંગઠનના મહાન કાર્યમાં વિક્ષેપ તથા વિરોધ પેદા કરનાર કયા કારણો છે અને તેનું નિવારણ કરવાનો કોઈ ઉપાય છે કે નહિ? હાલની પરિસ્થિતિમાં એટલું તો સર્વ કોઇને સ્પષ્ટ જણાય છે કે હિન્દમાં રાષ્ટ્રીય ઐક્યનું સ્વરૂપ ઘણું જ શિથિલ તથા અસંતોષકારક છે. હિન્દુઓપર પડતા અનેક આઘાતોથી સહુ કોઈ રાષ્ટ્રીય એકતાની જરૂર એક મતે સ્વીકારે છે ને જણાવે છે કે હિન્દુ સંગઠન માટે હિંદમાં પ્રચલિત અનેક વિરોધી મતમતાંતરો સંપ્રદાયો, પંથો તથા સંસ્થાઓ ઇચ્છવા યોગ્ય નથી. હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ તપાસતાં આપણને માલમ પડે છે કે પ્રાચીન કાળમાં હિન્દુસ્તાનમાં અનેક ધાર્મિક તથા અન્ય બાબતના મતમતાંતરો અસ્તિત્વ ધરાવતા હતા. છતાં પણ તે સમયના લોકોમાં ઐક્યની ભાવના ઘણી મજબૂત જોવામાં આવતી હતી. દર્શનકાળની પરિસ્થિતિ તરફ નજર કરતાં જણાય છે કે તે સમયે હિંદમાં ધાર્મિક બાબતમાં અનેક મતમતાંતરો હતા જેવા કે "ન્યાય, વૈશેષિક સાંખ્ય, યોગ, મીમાંસા, વેદાન્ત, બૌદ્ધમત, જૈનમત વિ. વિ." પરંતુ તે લોકોમાં સહિષ્ણુતાનો મોટો ગુણ જોવામાં આવતો હતો અને તે કાળના વૈદિક મતના ચુસ્ત તથા આગ્રહી હિન્દુઓ બૌદ્ધ તથા જૈન દર્શનોના નાસ્તિકવાદીઓ સાથે પણ સારી રીતે હળીમળીને એકચિત્તથી રહી શકતા હતા અને તેઓ પ્રત્યે અંગત વિરોધ ધરાવતા ન હતા. હિન્દમાં એવો પણ સમય આવ્યો કે જે વખતે વૈદિક ધર્મ

ભયંકર જોખમમાં આવી પડ્યો હતો ને ઠેર ઠેર બૌદ્ધમત ફેલાવો કરતો હતો ને ઘણા વૈદિક બ્રાહ્મણો પણ તે નવીન મતના પ્રવાહમાં ખેંચાઈ ગયા હતા. તે સમયે જગદ્ગુરુ શંકરાવતાર શ્રીમદ્ શંકરાચાર્યનું પ્રાગટ્ય થયું હતું તેઓશ્રીએ પોતાની અસાધારણ બુદ્ધિ તથા વિદ્વત્તાથી વૈદિક સિદ્ધાંતોનો બહોળો ફેલાવો કરી સમસ્ત ભારતવર્ષમાં વેદાંતના યથાર્થ સ્વરૂપનું પ્રતિપાદન ઘણી જ શાન્તિથી તથા કોઇ પણ જાતની મારામારી કર્યા વગર કર્યું હતું, ને તે દ્વારા બૌદ્ધધર્મનું સચોટ ખંડન કર્યું હતું. શ્રીમદ્ શંકરાચાર્યે ઠેર ઠેર પ્રવચનોદ્વારા તથા ઉપદેશથી બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાનનો બહોળો ફેલાવો કર્યો હતો તથા બૌદ્ધ ધર્મમાં વટલાયલા અનેક હિન્દુઓને યથાર્થ જ્ઞાન આપી પાછા વૈદિક ધર્મમાં લાવવા તેઓશ્રી ફત્તેહમંદ થયા હતા. આવી શાન્ત પદ્ધતિથી તેઓ સમસ્ત ભારતવર્ષમાં અનેક સામાજીક તથા ધાર્મિક સુધારાઓ કરી શકયા હતા તથા રાષ્ટ્રીય ઐકયનું પ્રતિપાદન કરી શકયા હતા. પરંતુ હિન્દના કમભાગ્યે આજે તેનાથી ઘણી જ વિપરીત પરિસ્થિતિ થયેલી જોવામાં આવે છે. રાષ્ટ્રીય ઐકયને બદલે હાલમાં વૈષ્ણવ પુષ્ટિમાર્ગીય સંપ્રદાય, શૈવ, પાશુપત, શાકત, સૌર વગેરે અનેક વિરોધી સંપ્રદાયો, તથા પંથો તેમ જ અસંખ્ય જ્ઞાતિઓ તથા સંસ્થાઓ દૃષ્ટિગોચર થાય છે. આવા વિરોધી મતવાળાઓ પરસ્પર ગાળી પ્રદાન કરીને સ્વાર્થી ઉત્કર્ષ સાધવા મથે છે એ શું થોડું શોચનીય છે? આવવા કટાકટીના વખતમાં હાલમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો તથા શાંકર મતાનુયાયીઓ વચ્ચે વિરોધ ઉભો થવા પામ્યો છે. શું પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો એમ ધારે છે કે શાંકરમત નાબુદ થઈ જશે? આજે હિન્દુસ્તાનમાં કરોડો માણસો શાંકરમતના સિદ્ધાંતોનો સ્વીકાર કરે છે, અને તેથી સંસારની અનેક આપત્તિઓને દૂર કરી શકે છે તથા શાન્તિમય જીવન ગાળી શકે છે. તેઓ શું પોતાના વિચારો બદલશે ખરા કે ? સાંપ્રદાયિક પંથાનુયાયી-ઓએ વિવાદો છોડી સાંકડા વાડાઓને વળગી ન રહેતાં દૂરઅંદેશીપણું રાખી પોતાના વિચારો વિસ્તૃત કરવાની જરૂર છે. કૂપમંડૂક નીતિથી હિન્દુસ્તાનનો ઉત્કર્ષ ન થઈ શકે. આવા સાંકડા વિચારથી તે લોકો સમગ્ર વેદાંતની જ અવગણના કરી રહ્યા છે કારણ કે વેદાંતમાં તો 'वसुधैव कुटुम्बकं'ની જ ભાવના જોવામાં આવે છે. હાલમાં ભાવનાઓને વિસ્તૃત કરવાની ખાસ આવશ્યકતા છે. અને એમ થશે તો જ રાષ્ટ્રીય ઐકયનો ફેલાવો થશે. વેદાંત મતમાં સર્વોપરી એક જ દેવતાની ભાવના જોવામાં આવે છે ને તેનો આશય મનુષ્ય માત્રમાં અવિ-દ્યાના તિમિરનું આવરણ નાબૂદ કરી ઐકય ભાવના પ્રતિપાદન કરવાનો છે. **पुरुष एव इदं सर्वं यद्भूतं यच्च भव्यं।** (ऋ. सं.) જગતમાં જે કાંઈ દૃશ્ય પદાર્થ છે ને હવે પછી થશે તે સર્વ પુરુષરૂપે એટલે પરમેશ્વરરૂપે જ છે. વૈદિક ધર્મમાં દરેક મતવાળાને યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે ને દરેક વ્યક્તિની રુચી પ્રમાણે

જુદા જુદા માર્ગો દર્શાવવામાં આવ્યા છે. જેવા કે કર્મમાર્ગ, ઉપાસના, જ્ઞાનયોગ, સન્યાસ, વિ. વિ. પરંતુ તે દરેકનું ધ્યેય એક જ ઇશ્વર છે. શ્રી મહિમ્ન સ્તોત્રમાં કહ્યું છે કે:

"रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव॥

જેમ જુદી જુદી દિશાઓમાં વહેતી નદીઓનું પર્યવસાન એક સમુદ્ર જ છે તેમ લોકોની રુચીઓ અનેક પ્રકારની ને જુદી જુદી હોય છે છતાં પણ દરેકનું ધ્યેય એક ઇશ્વર જ છે. તે પ્રમાણે જુદા જુદા ધર્મો તથા સંપ્રદાયો અધિષ્ઠાનરૂપ એકજ પરમાત્માને અવલંબી રહ્યા છે. શ્રીમદ્ શંકરાચાર્યનો કોઇ પણ સંપ્રદાય નથી એ સર્વ કોઇને જાણીતું છે. તેઓશ્રીનો માત્ર બ્રહ્માત્મૈક્ય પ્રતિપત્તિદ્વારા અવિદ્યાની નિવૃત્તિ કરી વેદાંત સિદ્ધાંતનો ફેલાવો કરવાનો મુખ્ય આશય છે એટલે તેઓનાં મતમાં વિરોધનો અવકાશ જ નથી. આનાથી ઉલટું પુષ્ટિમાર્ગમાં શાંકરમતની નિંદા તથા ઉપેક્ષા સ્થળે સ્થળે જોવામાં આવે છે. તેમ જ મર્યાદામાર્ગ, પ્રવાહમાર્ગ, પુષ્ટિમાર્ગ, પુષ્ટિપુષ્ટિ માર્ગ વિ, અનેક વિલક્ષણ સંકુચિત ભેદો જોવામાં આવે છે. આથી કંઇ વેદાન્તનું શુદ્ધ ઐક્ય તેમ જ રાષ્ટ્રીય ઐક્ય સાધી શકાતું નથી. પણ આથી તો પરસ્પર વિરોધ જ વધે છે. તેથી સાંપ્રદાયિક પંથાનુયાયીઓએ સંકુચિત દૃષ્ટિનો ત્યાગ કરી વિશાળ દૃષ્ટિ રાખી ભારતવર્ષના બહુશ્રુત પ્રાચીન ઋષિમુનીઓની માફક ઔદાર્યચિત્તથી પ્રેમપૂર્વક અત્યંત સહિષ્ણુતાથી કાર્ય કરવું જોઇએ કે જેથી ભારતવર્ષમાં ઐકયની તથા હિન્દુ સંગઠનની વૃદ્ધિ થાય તથા રાષ્ટ્રીય ભાવના સર્વત્ર ફેલાય.

## (૪) હિન્દુ સાંપ્રદાયિક પંથો તથા વૈદિક ધર્મની અધોગતિ

હાલમાં હિન્દુ ભાઇઓમાં અનેક સાંપ્રદાયિક પંથો તથા મતોએ ધર્મને નામે પરસ્પર વિરોધ તથા કુસુંપ કરાવી હિંદુ પ્રજાને નિર્બળ કરી નાંખી છે, તથા હિન્દુ સંગઠનના મહાન કાર્યને અત્યંત મુશ્કેલ કરી નાંખ્યું છે. તો તેવા વિરોધોને નાબુદ કરવા વેદાન્ત પ્રતિપાદ્ય आत्मवत् सर्वभूतेषु એ ભાવનાનો બહોળો ફેલાવો થવાની જરૂર છે. તે દ્વારા જ હિન્દુ સંગઠનના મહાન કાર્યમાં ફત્તેહ મળી શકે. તેવી ઐકયભાવનાની વૃદ્ધિ કરવાના ઉદ્દેશથી જ હું આ લેખ લખવા પ્રેરાયો છું.

આર્યપ્રજાનું મૂળ કેન્દ્રસ્થાન વેદ છે અને હિન્દુ ધર્મશાસ્ત્ર તથા સ્મૃતિઓનું પણ મૂળ પરબ્રહ્મના નિઃશ્વાસરૂપ સમસ્ત વેદ ભગવાન જ છે. જુઓ: वेदोऽखिलो धर्ममूलं। (म. स्मृ.) સમસ્ત વેદનું અદ્વૈત અમૃતરૂપી રહસ્ય જ્ઞાન (esoteric knowledge) ઉપનિષદોમાં જણાવવામાં આવ્યું છે. પરંતુ તે જ્ઞાનામૃતપર પક્ષપાતી તથા પરસ્પર વિરોધી એવા સાંપ્રદાયિક પંથાનુયાયીઓએ અજ્ઞાનરૂપ તિમિરનું

આવરણ ચોતરફ ફેલાવી દીધું છે અને વેદાંતના મુખ્ય સિદ્ધાંતોથી પ્રજાને વિમુખ કરી સંકુચિત દૃષ્ટિથી ઇશ્વર સંબંધી મનફાવતી નવી નવી વિલક્ષણ કલ્પના ઉભી કરી ભક્તિને નામે લોકોને ઉંધે માર્ગે લઈ જઈ વ્યામોહજાળમાં ફસાવી દીધા છે. જુઓ: अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः (भ. गी.)

વૈદિક સમયમાં એક પરમેશ્વરની અદ્વૈત ભાવના પ્રચલિત હતી ને લોકો એક જ પરમેશ્વરને ઓળખી સમજી જુદે જુદે નામે પૂજતા હતા. જુઓ શ્રુતિ एकं सद्विप्राः बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानमाहुः। (ऋ. वे.) વિપ્રવર્યો એક જ સદાત્મક પરમેશ્વરને જુદે જુદે નામે સંબોધે છે. કોઈ એને અગ્ની કહે છે, કોઈ માતરિશ્વા કહે છે વિનામે સંબોધે છે. જો કે વેદના કાળમાં અનેક દેવતાની ભાવના હતી, જેમકે વસુ, રુદ્ર, આદિત્ય, ઇન્દ્ર, પ્રજાપતિ વિ. તોપણ પરમાત્માથી વ્યતિરિક્ત એવા કોઈ અમુક દેવતાને તેઓ પરમેશ્વર તરીકે નહોતા માનતા પણ તે તે દેવતાને માત્ર આધીદૈવિક સ્વરૂપે જ ગણવામાં આવતા. પરંતુ તેનાથી પણ ઉપર આધ્યાત્મિક એવું અક્ષર બ્રહ્મ, તેનું સર્વોપરી એક જ સ્થાન ગણવામાં આવતું હતું. એટલે આવી આધ્યાત્મિક ઉત્તમ ભાવનાપૂર્વક સર્વમય સર્વવ્યાપી, તથા નિરાકાર અને નિર્ગુણ એવા એક સર્વોપરી તત્ત્વને જ વૈદિક સમયના ઋષિઓ માનતા હતા. પણ કાળક્રમે ઉપલી એક ઇશ્વરની ભાવના વિસરી જવામાં આવી ને તેને બદલે પુરાણિક નવા નવા દેવતાઓ તથા કલ્પનાઓ યોજાયાં તથા નવા નવા સંકુચિત દૃષ્ટિના સંપ્રદાયો તથા પંથો વધતા ગયા. ઉત્તમ અધિકારીને માટે વેદ છે તેથી ઉતરતા અધિકારીને માટે ગીતા સ્મૃતિ છે ને તે પણ જેને ન સમજાય તેને માટે તેમ જ સ્ત્રી બાળકો માટે પુરાણો ઉપયોગી છે. તેમાં અનેક સુંદર આખ્યાનો તથા બોધદાયક કથાઓ દ્વારા મુખ્યત્વે કરીને વૈદિક જ્ઞાન જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે સિવાયના અન્ય વિષયો ગૌણ તથા અર્થવાદરૂપ છે એટલે નિર્ગુણ બ્રહ્મની સ્તુતિરૂપ છે. છતાં પણ તેવી વૈદિક ભાવનાને ભૂલી જઈ પુરાણોના સ્થૂલરૂપને વળગી દુરાગ્રહી સાંપ્રદાયિઓએ પરસ્પર વિરોધી તથા દ્વેષ ઉત્પાદક અનેક નવા નવા મતો ફેલાવ્યા છે.

હવે આપણે જો સમસ્ત વેદનું તાત્પર્ય તપાસીશું તો આપણને સમજાશે કે વેદનો સિદ્ધાન્ત નિરાકાર તથા નિર્ગુણ એવા એક સર્વ વ્યાપી તત્વને જ પરમેશ્વર તરીકે પ્રતિપાદન કરવાનો છે જુઓ પુરુષ સૂક્ત पुरुष एव इदं सर्वं यद्भूतं यच्च भव्यं। (ऋ. वे.) એટલે જગતમાં જે કાંઈ સ્થાવર જંગમાત્મકપદાર્થો છે તે એક જ અખંડ પરમેશ્વરરૂપ છે અને તેથી વ્યતિરિક્ત સર્વ જુદી જુદી વસ્તુ માત્ર વ્યવહાર ઉપયોગી છે ને તેનો ઉપશમ અદ્વૈતની પારમાર્થિક ભાવનામાં જ ઘટી શકે છે. પરમેશ્વરના શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને સમજવામાં તથા તે દ્વારા સર્વાત્મ પ્રેમમય ભક્તિ સાધવા પુરુષાર્થ સમજતા હતા ને નહિં કે કહેવાતી ભક્તિને નામે સ્વાર્થસાધક સંકુચિત પંથો તથા

સંપ્રદાયોનો ફેલાવો કરવામાં. જો એક નિર્ગુણ પરમેશ્વરની ભાવના જ વેદાન્ત પ્રતિપાદ્ય તથા સર્વોપરિ ઠરે તો પછી આપોઆપ જુદા જુદા સગુણ દેવતાઓની ભાવના ગૌણ જ ગણાય અને તે માત્ર સાધન રૂપે જ છે પણ ફળરૂપે નથી. શ્રુતિ જણાવે છે કે ऋतेज्ञानान्न मुक्तिः આધ્યાત્મિક જ્ઞાન વગર મુક્તિ નથી. વળી તે જુદા જુદા દેવતાઓને પણ અનુસ્યૂત કરનાર પરમ બ્રહ્મતત્વ સર્વોપરિ સ્થાન ભોગવે છે, કે જે સર્વના અધિષ્ઠાનરૂપ છે ને તે જ સત્ય છે. જુઓ શ્રુતિ "स ब्रह्मा स शिवः सोक्षरः परमः स्वराट् स एव विष्णुः" (કૈ. ઉ.) એટલે એક જ પરબ્રહ્મની જુદી જુદી વિભૂતિ રૂપે દેવતાઓની ભાવના છે પણ તેનું પર્યવસાન આધિભૌતિક કે આધદૈવિક ભાવનામાં નથી પણ આધ્યાત્મિક અદ્વૈતમાં જ છે.

વેદના સમયમાં છેક સંહિતાના સમયથી માંડી ઉપનિષદ્‌ના સમય પર્યંત કોઇ પણ હાથપગવાળા કે વસ્ત્ર આભૂષણવાળા મનુષ્યને ઈશ્વર તરીકે પૂજવામાં આવતો ન હોતો એટલે શ્રીકૃષ્ણ રામ વિ. અવતારોને દેવ તરીકે વેદના સમયમાં પૂજવામાં ન હોતા આવતા, પરંતુ તે ભાવના પૌરાણિક સમયથી ઉદ્‌ભવી છે. શ્રીકૃષ્ણ ભગવાન પોતે પણ વેદમાં બતાવેલા એવા પરમ નિર્ગુણ બ્રહ્મના આધ્યાત્મિક સ્વરૂપનું જ ગાન ગાઈ રહ્યા છે ને નહિં કે પોતાના આધિભૌતિક શરીરનું કે આધિદૈવિક અભિમાની દેવતાનું કે જેને માટે કેટલાએક વૈષ્ણવ ભાવિક ભકતો સમજયા વગર લડી મરે છે. જુઓ ગીતાઃ ब्रह्मणो हि प्रतिष्ठाह ममृतस्याव्ययस्य च. એટલે અમૃત તથા અવિનાશી એવા પરબ્રહ્મની જ હું પ્રતિષ્ઠારૂપ છું. તો આ શ્લોક પરથી સ્પષ્ટ સમજાય છે, કે ગીતામાં મુખ્ય પ્રતિપાદ્ય વસ્તુ તે વેદમાં વર્ણવેલી નિર્ગુણ પરબ્રહ્મ જ છે ને નહિં કે કોઈ સાકારી મનુષ્ય કે દેવધારી આકૃતિ. વળી ભગવાન ભગવદ્‌ગીતામાં અન્ય સ્થળે બ્રહ્મનું અવ્યક્ત તથા નિર્ગુણ સ્વરૂપ સ્પષ્ટ રીતે બતાવે છે. જુઓ;

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परंभावमजानंतो ममाव्य यमनुत्तमम् ॥ (भ. गी)

એટલે મૂર્ખા લોકો મને એટલે પરબ્રહ્મને કે જેનું સ્વરૂપ અવ્યક્ત તથા નિરાકારી છે તેને વ્યક્ત એટલે સાકારી સમજે છે. તેઓ મારા પર એટલે નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપને જાણતા જ નથી. વળી ભગવાન વધુ જણાવે છે કે,

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ (भ. गी.)

એટલે ઘણા જન્માંતરે કોઇક જ જ્ઞાની વિરલો સર્વ વસ્તુ પરમેશ્વરમયજ છે એમ સમજી મારા ખરા સ્વરૂપને પામે છે. તેવો મહાત્મા મળવો દુર્લભ છે. આ ઉપરથી પરમેશ્વરની સર્વમયતારૂપી નિર્ગુણ સ્વરૂપની એક ભાવના સાબીત થાય છે કે જે વેદાંત પ્રતિપાદ્ય છે ને તેમાં જ તમામ સગુણ સ્વરૂપની ભાવના અંતર્ગત થઈ જાય છે કારણ કે સગુણ ઈશ્વરની ભાવના ત્રિગુણાત્મક

એવી પ્રકૃતિની કોટીમાં છે. તત્ત્વજ્ઞાનનું મુખ્ય ધ્યેય પ્રકૃતિથી પર જઇ પર-બ્રહ્મની પ્રાપ્તિ કરવામાં છે. જુઓ શ્રુતિ: अव्यक्तात्पुरुषः परः (કઠ) તેમ જ માંડૂક્ય ઉપનિષદ્માં પણ આનંદમય સગુણ ઇશ્વિરને સુષુપ્તિની કોટીમાં મુકયા છે પણ અદ્વૈત શિવને તુરીય એવી મોક્ષ કોટીમાં મુકયા છે એટલે તેને જ બ્રહ્મનું પરમ સ્વરૂપ ગણાય. વસ્તુસ્થિતિ આવી છે, છતાં પણ એમ માનવું ને મનાવવું કે વેદમાં વર્ણ-વેલા બ્રહ્મના અક્ષરધામની પણ ઉપર શ્રીકૃષ્ણનું ગોલોકધામ છે કે જ્યાં ભક્તો ગોપીકાભાવથી શ્રીકૃષ્ણની જ સેવાભક્તિ કરે છે તથા એમ જણાવવું કે વસુદેવ-દેવકીપુત્ર દેહવાળા શ્રીકૃષ્ણ ને તે પણ ૧૧ વર્ષ ને પર દિવસના કૃષ્ણ તે જ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તથા તેની બાળપણની લીલાઓ તે જ ખરી ભક્તિનું સાધન અને શિવ વગેરે અન્ય દેવો ખરા દેવો નથી માટે તેને માનવા નહિ. એવું શિક્ષણ આપવું એ એક જાતનો દુરાગ્રહ જ કહેવાય ને તે વેદાંત શાસ્ત્રનું માત્ર અજ્ઞાન જ બતાવે છે. જો ભાવિક વૈષ્ણવ ભકતોને એમ કહેવામાં આવતું હોય કે પરમેશ્વરનું શંખ, ચક્ર, ગદા, પદ્મવાળું સાકાર શરીર તે જ સાચું છે તો તે પણ માત્ર અજ્ઞાન જ છે. આના પ્રમાણમાં જુઓ મહાભારત શાન્તિપર્વ અધ્યાય ૩૩૯. નારાયણ ભગવાન નારદને પોતાનું સ્વરૂપ દર્શાવીને જણાવે છે કે "હું નિર્ગુણ છું, નિષ્કલ (કળાથી રહીત) છું તથા પરિગ્રહ વિનાનો છું. આ સર્વ તારાથી નહિં સમજાય કારણ કે હમણાં હું આવો રૂપવાળો (એટલે) સાકાર દેખાઉં છું. હે નારદ! મેં આ માયા સ્રજી છે કે જેથી હમણાં તું મારા દર્શન કરે છે." એટલે નારદે જે સાકાર સ્વરૂપ જોયું તે બધું માયિક ઠરે છે. તો તેને પારમાર્થિક સત્ય કેમ કહી શકાય? તથા તેની મહત્તા વિષે પરસ્પર મારામારી કરી કલહ કંકાશ કરવો એ કેટલું શોચનીય કહેવાય? આ ઉપરથી સાકારવાદીનો તમામ આગ્રહ નિર્બળ તથા લૂલો પડી જાય છે.

શિવ તથા વિષ્ણુ એ બે દેવો વચ્ચેનો વિરોધ પુરાણના વખતથી જ જાણીતો છે. ને તે વિરોધ વધારવામાં પુરાણોએ તથા અંધશ્રદ્ધાવાળા દુરાગ્રહી સાંપ્રદાયિકોએ ઘણો મોટો ફાળો આપ્યો છે. વૈષ્ણવોનો મુખ્ય સપાટો જ શૈવો પ્રત્યે છે. એ ખરેખર દેશની અધોગતી જ બતાવે છે, તથા શાસ્ત્રનું અજ્ઞાન બતાવે છે. મહાભારતમાં તો શ્રીકૃષ્ણ પોતે શિવપૂજા કરે છે તથા તેની અર્જુનને ભલામણ કરે છે. છતાં પણ કેટલાક મરજાદીઓ શિવનું નામ લેતાં પણ અભડાઈ જાય છે! એમાં એ લોકોનો બહુ દોષ નથી કારણ કે એમને નાનપણથી જ એવા સંસ્કારો આપવામાં આવે છે કે શિવનું નામ લેવું નહિ તેમ જ કૃષ્ણ સિવાય બીજા કોઈ દેવનું પણ નામ લેવું નહિ તથા પૂજવા નહિં. તો એ બાબતમાં આવા દ્વેષમૂલક શિક્ષણની મુખ્ય જવાબદારી ઠરે છે. તેવાં અનિષ્ટ શિક્ષણથી બચવાને દેશના હિતને ખાતર વેદાન્તના વિસ્તૃત પ્રદેશમાં વિહરવા દરેક સુજ્ઞ

પુરુષે કોશીષ કરવી જરૂરની છે. પુષ્ટીમાર્ગ ગુજરાતમાં છે તેટલો ને તેવા સ્વરૂપમાં બીજે ક્યાંય નથી. એ લોકો તિલક છાપાં કરે છે ને ઊર્ધ્વ પુંડ્રરૂપી ટીલું કરે છે તથા રાધાકૃષ્ણની પૂજા કરે છે ને કેટલાએક ભકતો તો એમાં જ પોતાને કૃતકૃત્ય માને છે. ગોપીકા ભાવે શ્રીકૃષ્ણની સેવા કરવાનું ખાસ માહાત્મ્ય માનવામાં આવે છે. આ માન્યતાનું કેવું ભયંકર તથા વિપરીત પરિણામ આવે છે તેનો ખ્યાલ સર રામકૃષ્ણ ભાંડારકર એમના 'વૈષ્ણવીઝમ–શૈવીઝમ' એ નામના પુસ્તકમાં રાધાપંથ નામનો એક પંથ તે સંબંધી છાપેલી હકીકત પરથી સમજાશે. તેમાંથી થોડો ઉતારો અત્રે આપીશ. તેઓ સદરહુ પુસ્તકના ૮૭ મે પાને લખી જણાવે છે કે 'રાધાને કૃષ્ણના કરતાં પણ ઉચ્ચ સ્થાને ગણવામાં આવે છે, તેથી વૈષ્ણવ ધર્મની અધોગતિ થઈ છે. આથી ઉલટું રામ સંપ્રદાયનું નૈતિક ધોરણ વધારે ઉત્કૃષ્ટ છે.' વળી વલ્લભ સંપ્રદાયમાં અનેક ભેદો જોવામાં આવે છે, જેવા કે મર્યાદા માર્ગ, પુષ્ટિમાર્ગ, પુષ્ટિ પુષ્ટિ માર્ગ વી. વી. આ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયમાંથી અનેક જુદા જુદા પંથો નીકળ્યા તેમ જ શૈવ સંપ્રદાયમાંથી પણ કાળક્રમે અનેક ફાંટાઓ નીકળ્યા જેમાં અદ્યાપી પર્યંત અનેક વિરોધો જોવામાં આવે છે. આર્યદેશની આવી વિપરીત અને શોચનીય સ્થિતિ જોઇને કોને ગ્લાની થયા વગર રહેશે? આનું કારણ માત્ર એક જ છે, કે પ્રાચીન વૈદિક ધર્મનું વિસ્મરણ તથા પૌરાણિક સ્થૂલ ભાવનાનું અનુવર્તન અને તેમાં ધર્મગુરુઓએ પણ ઘણી શૈથિલ્યતા બતાવી છે. આનો ટુંકો તથા સરળ ઉપાય એક જ છે કે જેવી રીતે જગદ્‌ગુરુ શ્રીમદ્‌ શંકરાચાર્યે તમામ પાખંડી ધર્મોને નાબુદ કરી સમસ્ત ભારતવર્ષમાં અદ્વૈતનો વિજય વાવટો પ્રસારી હિન્દુ પ્રજાનું કટોકટીના સમયમાં સંગઠન કર્યું હતું તે મુજબ આધુનિક સમયમાં પણ અદ્વૈત જ્ઞાનનો બહોળો ફેલાવો કરવાની જરૂર છે, કે જેથી લોકોમાં એક ધર્મનો પ્રચાર થઈ એકત્રિતપણું તથા સંપ વધે, ને તેવો ખરો માર્ગ સમજી કર્તવ્ય પરાયણનિષ્ઠ થઈ તેઓ પોતાની યથાયોગ્ય લૌકિક તેમ જ ધાર્મિક ફરજો બજાવે, તેમ જ વળી તેઓ અનેક સંકુચિત સાંપ્રદાયિક જાળમાંથી મુક્ત થઈ બ્રહ્મરૂપી સચ્ચિદાનંદના પરમ રમણીય સ્થાનમાં વિભૂષિત થઈ ખરું આત્મિક સ્વાતંત્ર્ય બળ, વિજય તથા સામ્રાજ્ય મેળવે. જગદ્‌નિયન્તા પરમેશ્વર, આત્મૈકયભાવના દરેક હિન્દુ ભાઈઓમાં પ્રકટ થાય એવી સન્મતિ આપે એવી મારી અંતિમ પ્રાર્થના છે.

## (૫) શ્રી કૃષ્ણનું તાત્વિકસ્વરૂપ શું છે?

શ્રી કૃષ્ણના તાત્વિક સ્વરૂપ વિષે પુષ્ટીમાર્ગીય વૈષ્ણવોની એવી માન્યતા છે કે શ્રીકૃષ્ણ તે જ પરબ્રહ્મ છે તથા કૃષ્ણથી ઇતર દેવતા કે દૈવી પુરુષ જેવા કે નારાયણ વિષ્ણુ, શિવ, રામ વિગેરે તેનો શ્રીકૃષ્ણની અપેક્ષાએ ઈશ્વર તરીકે નિષેધ કર્યો છે પણ આ માન્યતાનું કાંઇ પણ વૈદિક પ્રમાણ નથી. હવે એથી

ઉલટું જો રામ સંપ્રદાયવાળા કહે કે શ્રી રામચંદ્ર તે જ પરબ્રહ્મ છે તથા વિષ્ણુ સંપ્રદાયવાળા ને શિવ સંપ્રદાયવાળા કહે કે વિષ્ણુને શિવ તે જ પરબ્રહ્મ છે તો તે બધા જ ખોટા છે એમ કેમ કહી શકાય? રુગ્વેદમાં વિષ્ણુના તથા રુદ્રના સૂકતો છે પણ શ્રીકૃષ્ણનું તો રુગ્વેદમાં દેવતા તરીકે નામ પણ નથી. રુગ્વેદમાં કૃષ્ણનું નામ આવે છે પણ તે અનાર્ય દસ્યુના સરદાર તરીકે છે કે જે અંશુમતી નદીના કીનારાપર પોતાના કાફલા સાથે હતો અને જેનો ઇંદ્રે પરાભવ કર્યો હતો, જુઓ રૂ. વે. ૮–૯૬–૧૩ તેમ જ વળી છાંદોગ્ય ઉપનિષદમાં કૃષ્ણનું નામ આવે છે પણ તે ઘોર આંગીરસનો શિષ્ય હતો એટલે વસુદેવ દેવકી પુત્ર કૃષ્ણ જુદાજ ઠરે છે. પુષ્ટીમાર્ગીય સંપ્રદાય કરતાં વધારે પ્રાચીન એકાન્તિક અથવા ભાગવત ધર્મ હતો. તે લોકો નારાયણને ઇશ્વિર તરીકે માને છે. એ વિષે વધુ હકીકત જોઇતી હોય તો જુઓ સર ભંડારકર કૃત વૈશ્નવીઝમ–શૈવિઝમ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં જણાવવામાં આવેલું શ્રીકૃષ્ણનું પ્રત્યગાત્મારૂપી તાત્વિક પારમાર્થિક સ્વરૂપ જુદા જ પ્રકારનું છે ને તે ચૈતન્યાત્મક નિર્ગુણ તથા નિર્વિશેષ બ્રહ્મતત્વ જ છે કે જે તુરીય અથવા સમાધીની ઉચ્ચ કોટીમાં છે તેનાથી એક દરજ્જે નીચે સગુણ ઇશ્વિર અથવા આનંદમય ઇશ્વર આવે છે કે જે ત્રિગુણાત્મિક પ્રકૃતિની કોટીમાં છે. તેવા સગુણ ઇશ્વિરને કાર્યબ્રહ્મ પણ કહેવામાં આવે છે. શ્રીકૃષ્ણના આધિદૈવિક સ્વરૂપની ગણત્રિ પણ કાર્યબ્રહ્મના જ તે કાળના એક અંશાવતાર રૂપે કરી શકાય. જો શ્રીકૃષ્ણ તે જ પરબ્રહ્મ છે એમ માનવામાં આવે તો કાર્યબ્રહ્મ તથા કારણ બ્રહ્મનું સાંકર્ય થઇ જાય. કાર્ય કારણની વચ્ચે અનન્ય સંબંધ હોય છે પણ ઐકય સંબંધ નથી હોતો. જુઓ તદનન્યત્વ અધિકરણ પરનું શાંકરભાષ્ય. કાર્યમાં હમેશાં કારણ કરતાં કાંઈક ઉણપ રહે છે ને તેથી જ તેનું વિલક્ષણપણું રહી શકે છે. પરબ્રહ્મ દિક, કાલ તથા કાર્ય કારણના સંબંધથી રહિત છે. જુઓ શ્રુતિ "न तस्य कार्यं करणं च विद्यते" (શ્વે ઉ) પણ શ્રીકૃષ્ણના સંબંધમાં તેમ કહી શકાય નહીં કારણ કે વસુદેવ દેવકી પુત્ર નામ ધારી ઐતિહાસિક દૈવી પુરુષનો અમુક દેશ કાલમાં જન્મ થયો હતો તેમ જ તેમના આધિભૌતિક શરીરનો નાશ પણ થયો હતો તો તે નામધારી વ્યક્તિ પૂર્ણ નિર્ગુણ પરબ્રહ્મ જ છે એમ કેમ કહી શકાય? પુષ્ટીમાર્ગીય સંપ્રદાયમાં પ્રમાણ ભૂત શ્રીમદ્ ભાગવતમાં જણાવવામાં આવ્યું છે કે શુદ્ધ પરબ્રહ્મને કર્તૃત્વ વિ હોતું નથી ને પરબ્રહ્મમાં સૃષ્ટિ ક્રિયા વિનો આરોપ કરવામાં આવે છે જેને શાંકરમતમાં અધ્યાસ કહેવામાં આવે છે જે માયાવાદવડે જ ઘટી શકે છે. પરંતુ વસ્તુતઃ એ સત્ય નથી. એટલે સૃષ્ટિ બતાવનાર શ્રુતિઓનું તાત્પર્ય પરબ્રહ્મનું કર્તૃત્વ પ્રતિપાદન કરવામાં નથી પણ તેનું તાત્પર્ય અદ્વૈત સિદ્ધિમાં છે. જુઓ ભા. પુ; ૨–૧૦–૪૪,૪૫. વળી શ્રુતિ કહે છે કે ઇશ્વર માયાવડે અનેક રૂપ ધારણ કરે છે. જુઓ "इन्द्रो मायाभिः

पुरुरूप ईयते" ( રૃ. વે. ) "मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं ( શ્વે ઉ ) એટલે આ જગત તે એક બાજીગરના ખેલની માફક માયિક છે. ઈશ્વર તેનો નિયામક છે જે માયાથી અલિપ્ત છે. વસ્તુસ્થિતિ આવી છે, તો પછી શ્રીમદ્ શંકરાચાર્યે પ્રતિપાદન કરેલા માયાવાદથી વૈષ્ણવ સંપ્રદાયવાળાઓ આટલી બધી ભીતી શા સારુ રાખે છે ? મહાભારતમાં પણ જણાવવામાં આવ્યું છે કે પરમેશ્વરનું સાકાર સ્વરૂપ માયિક છે પણ તેનું ખરું સ્વરૂપ તો નિર્ગુણ જ છે તેનો કંઈ પણ જવાબ પુષ્ટીમાર્ગીય વૈશ્નવો તરફથી મળી શકતો નથી. વધુ પ્રમાણ માટે જુઓ ભા. પુ ૧૦ (૨)–૬૯–૩૮. ત્યાં નારદજીએ શ્રીકૃષ્ણને એકને જ તેમની હજારો રાણીઓના મહેલમાં જુદી જુદી ક્રિયાઓ કરતા જોયા, અને તે યોગમાયાના પ્રતાપે જ. આવા માયિક સ્વરૂપને કાંઈ પરમાત્માનું પારમાર્થિક સ્વરૂપ ન કહેવાય. પરમાત્માને કંઇ પણ શરીર જ નથી એમ અનેક શ્રુતિથી સિદ્ધ થાય છે. તેમ જ વળી જુઓ ભા. પુ. ૮–૩–૮ ત્યાં ગજેંદ્ર ઝુંડના પંઝામાંથી બચવાને ઈશ્વરની નીચે મુજબ સ્તુતિ કરે છે "જે ભગવાનને જન્મ અથવા કર્મ, નામ, રૂપ, ગુણ તથા દોષ એમાંનું કાંઈ નથી તો પણ પોતાની માયાવડે લોકોનો સંહાર કરવા તથા લોકોને ઉત્પન્ન કરવાને અવતારો ધારણ કરે છે તેની હું પ્રાર્થના કરું છું" એટલે તમામ અવતારો જેમાં શ્રી કૃષ્ણાવતાર પણ અંતર્ગત થઇ ગયો તે બધા વ્યક્તિ તરીકે માયિક ઠરે છે. અત્રે જણાવવું જરૂરનું છે કે ભગવાનના તમામ અવતારોમાં અવતારી પુરુષ એટલે નિર્ગુણ બ્રહ્મ અથવા પરમાત્મા તે જ પ્રતિપાદ્ય વસ્તુ છે કે જે એક જ છે તેનો જન્મ પણ નથી તેમ નાશ પણ નથી. અવતારોનું તત્વજ્ઞાન કંઇ ભિન્ન ભિન્ન આકૃતિવાળી વ્યક્તિનું પ્રાધાન્ય બતાવવાનું નથી પણ તેનું તાત્પર્ય માત્ર પરબ્રહ્મનું અદ્વૈત તત્વ બતાવવાનું છે. આના પ્રમાણમાં જુઓ ભાગવત પુરાણ; ત્યાં જણાવવામાં આવ્યું છે કે અદ્વૈત. જ્ઞાનરૂપી એક જ પરબ્રહ્મને બ્રહ્મ, પરમાત્મા તથા ભગવાન એવે નામે સંબોધવામાં આવે છે. જુઓ ભા. પુ ૧–૨–૧૧. વળી જુઓ શ્રુતિ. नेह नानास्ति किंचन-स मृत्योः मृत्युं गच्छति येह नानेव पश्यति ॥ (ક. ઉ.) હવે ભાગવતના બીજાં પ્રમાણુથી માલમ પડે છે કે શ્રીકૃષ્ણ વૈકુંઠને પોતાનું ધામ જણાવે છે ને નહીં કે ગોલોકને જેને વેદ તથા ઉપનિષદમાં વર્ણવેલાં વિષ્ણુપદ તથા અક્ષરધામ કરતાં પણ ઉપર પુષ્ટીમાર્ગીય સંપ્રદાયવાળાઓ માને છે પણ તેનું કાંઈ પણ પ્રમાણ નથી. જુઓ ભા. પુ. ૧૧–૧–૪. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણને એટલે તેના સગુણ સ્વરૂપને વિષ્ણુના દૈવી અંશ તરીકે માની શકાય પણ પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ તરીકે ન માની શકાય. પુરાણોમાં જ્યાં જ્યાં એવું વર્ણન આવે છે તે શ્રીકૃષ્ણના પારમાર્થિક અથવા નિર્ગુણ સ્વરૂપને ઉદ્દેશીને હોય છે અને તેવા સ્વરૂપથી વ્યતિરિક્ત એવું કોઈ વ્યક્તિ સ્વરૂપ નથી અને તેવું વર્ણન તો માત્ર ઉપાસના માટે

ભક્તોની સુકરતા માટે જ કરેલું હોય છે. તે માત્ર એક સાધન તરીકે છે ને ગૌણ છે. તેનું પર્યવસાન આધ્યાત્મિક જ્ઞાનમાં જ થાય છે. શ્રીકૃષ્ણ જેવા યોગેશ્વર તથા દુનીયામાં સર્વોત્કૃષ્ટ એવી ભગવદ્ગીતામૃતરૂપી સર્વમાર્ગદર્શક આધ્યાત્મિક તત્વ વિદ્યાના જ્ઞાતા દૈવી પુરુષ તરીકે તેને અમો ઘણા આનંદની સાથે સગુણ ઈશ્વરના દૈવી અંશાવતાર તરીકે માનવાને તથા પૂજવાને સંમત છીએ પણ ૧૧ વરસને પર દિવસના શ્રીકૃષ્ણ તે જ પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ છે ને તે પછીની ઉત્તર અવસ્થાના પ્રૌઢવયના શ્રીકૃષ્ણ તેમ જ બીજા કોઈ પણ દેવતા કે દૈવી પુરુષને ન માનવા તે વાતતો કોઈ પણ શાણો પુરુષ સ્વીકારશે નહીં. બાલ્યાદિક દેહની અવસ્થા બદલાય તેથી શું આત્માના તાત્વિક સ્વરૂપનું કદી પણ પરિવર્તન થાય ખરું કે? તેમ જ બાલ્યાવસ્થાની લીલાઓને જ પ્રાધાન્ય માનવી ને ઉત્તર-વયનાં પ્રૌઢાવસ્થાના ચરિત્રોને ગૌણ માનવાં એ શું વાસ્તવિક કહી શકાય? ઉપલા વિવેચનથી કોઇની પણ ખાત્રી થશે કે સાંપ્રદાયિકોનો તમામ સાકારવાદનો આગ્રહ શિથિલ તથા નિર્બળ થઇ જાય છે.

હવે રાધાભક્તિના સંબંધમાં પુષ્ટીમાર્ગીય સંપ્રદાયના એક વૈશ્નવ ભાઈ જણાવે છે કે તેમના સંપ્રદાયને રાધાવલ્લભી પંથ સાથે કંઈ લેવાદેવા નથી તથા તેમને ત્યાં રાધાને કૃષ્ણની દાસીરૂપે માનવામાં આવે છે, પણ તેને પરમતત્વરૂપે માન-વામાં આવતી નથી. આ હકીકત સત્ય નથી એમ તેમના સંપ્રદાયના પુસ્તકો પરથી જ સ્પષ્ટ સમજાય છે. જુઓ ગોસાંઇજીકૃત સ્વામિન્યષ્ટક સ્તોત્ર શ્લોક પહેલો "रहस्यं श्रीराधेत्यखिलनिगमानामिव धनं । निगूढं यद्वाणी जपतु सततं जातु न परमं ॥ શ્રી રાધિકા તમામ વેદના ધનની માફક રહસ્ય છે. તે જ ગુપ્ત રહસ્યનો વાણી જપ કરે ને બીજા કોઇ પરતત્વનો નહીં. આ તો આડકી રીતે વામ-માર્ગના શાક્તવાદને મળતો વિચાર જણાય છે કે જેનું શ્રીશંકરાચાર્યે સમર્થ રીતે ખંડન કર્યું છે. તેમ જ વળી શ્રીમદ્ વલ્લભાચાર્યે શ્રીકૃષ્ણાષ્ટક નામના સ્તોત્રમાં રાધા-કૃષ્ણ સંબંધી નીચે મુજબ શબ્દોનો ઉપયોગ કર્યો છે. "રાધાપતે, શ્રી રાધિકા-રમણ, રાધાવર પ્રિય, શ્રીરાધિકાવલ્લભ" જો રાધિકાને શ્રીકૃષ્ણની દાસી તરીકે માનવામાં આવતી હોય તો પછી રાધાકૃષ્ણના મંદીરોમાં રાધિકાની મૂર્તિ શ્રીકૃષ્ણની મૂર્તિની સાથે શા સારુ હોય છે? આવું સહચર્ય તો પતિપત્નીનો તથા ઈશ્વર ઈશ્વરીના સંબંધમાં જ ઘટી શકે ને નહીં કે દાસીભાવમાં. વળી ગોસાંઇજી રાધા પ્રાર્થના ચતુઃશ્લોકીમાં જણાવે છે કે "यस्तु मोहन तवातिवल्लभा जन्म जन्मनि मदीश्वरी प्रिया।" હે મોહન તારી અતિ પ્રિયા એવી રાધીકા જન્મોજન્મમાં મારી આનંદકારી ઈશ્વરી થાય. હવે એમ પણ કહેવામાં આવ્યું છે કે રાધિકાજી ભગ-વાનની શક્તિ છે તો તે બાબતમાં શ્રી વલ્લભાચાર્યના નિબંધ ગ્રંથમાં તો એમ જણાવવામાં આવ્યું છે કે ભગવાનની માયા નામની શક્તિથી જગત ભગવદ્રૂપે

ઉત્પન્ન થયું તથા ભગવાનની અવિદ્યા નામની શક્તિથી જીવાત્માનો સંસાર ઉદ્ભવ્યો એમ કહેવાય છે. એટલે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં અવિદ્યા ને ભગવાનની સાચી શક્તિ માનવામાં આવે છે. આથી ઉલટું શ્રીમદ્ શંકરાચાર્ય અવિદ્યાને ભગવાનની શક્તિ ગણતા નથી પણ તેને માયાની કોટીમાં ગણે છે જેનો બાધ અદ્વૈત જ્ઞાનથી થઈ શકે છે. તેમ જ શાંકરમતમાં ઇશ્વરને માટે "सर्वज्ञ, सर्वशक्तिमान्, सत्यकाम, सत्यसंकल्प," એવાં વેદમાં દર્શાવેલાં શુદ્ધ વિશેષણોનો ઉપયોગ કરવામાં આવ્યો છે પણ પરબ્રહ્મને તો નિર્વિશેષ તથા નિર્ગુણ જ જણાવવામાં આવ્યા છે અને તેથી જ શાંકરમતમાં પરબ્રહ્મનું વેદાંત પ્રતિપાદ્ય એવું શુદ્ધ સ્વરૂપ સદૈવ જાળવી રાખવામાં આવ્યું છે.

ઉપલા લેખથી સુજ્ઞ વાંચકવર્ગ પોતાની મેળે સહેલાઇથી સમજી શકશે કે પુષ્ટિમાર્ગીય સંપ્રદાય તથા શુદ્ધ સનાતન વૈદિક ધર્મમાં કેટલો ને કેવો મોટો તફાવત છે. સમસ્ત વેદનું તાત્પર્ય સંકુચિત મર્યાદાવાળા સાંપ્રદાયિક પંથોનું સમર્થન કરવા પ્રત્યે નથી તેમ લોકોને માયિક ચમત્કારો બતાવી મોહિત કરી પરસ્પર વિરોધ ઉત્પન્ન કરાવવામાં પણ નથી પણ તેનું તાત્પર્ય તો સર્વત્ર શુદ્ધ નિર્ગુણ. ચૈતન્યાત્મક અદ્વૈત સિદ્ધાન્તના યથાર્થ જ્ઞાનદ્વારા, તથા વસુધૈવ કુટુંબની સર્વોત્તમ પ્રેમભાવનારૂથી ભક્તિદ્વારા તેમ જ ધર્મશાસ્ત્ર ઉપદિષ્ટ નિષ્કામ ભાવનાવાળા શુદ્ધ સદાચારી આચરણ દ્વારા, મનુષ્ય માત્રને પરમ કૈવલ્યરૂપી મુક્તિ સાધી આપવામાં છે જે આ જીવનમાં પણ સંપાદન થઇ શકે છે.

## પુષ્ટિમાર્ગીય પૂર્વપક્ષીને જવાબ

એક પુષ્ટિમાર્ગીય વૈશ્નવભાઇએ ઉપલા વિષયમાં પોતાના વિચારો જણાવ્યા છે પણ તે ભાઇના લખાણમાં વૈદિક સિદ્ધાંતોને બદલે સાંપ્રદાયિક પુસ્તકોપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે. તેમ જ લોકોને ઘેર બેઠાં વગર પૈસે પુસ્તકો પુરાં પાડવાની ઇચ્છા બતાવી છે. આ ઉપરથી સહેજમાં જણાઈ આવે છે કે તેઓનો સ્વસંપ્રદાય પ્રત્યે કેટલો પક્ષપાત છે, પણ સર્વે સનાતની હિંદુભાઇઓ વેદભગવાનને જ પ્રમાણભૂત ગ્રન્થ માને છે. ધર્મની તમામ શંકાઓનો નિર્ણય તો વૈદિક પુસ્તકોના પઠનપાઠન તથા અધ્યયનથી જ થઈ શકે છે ને નહીં કે કોઈ મનુષ્યકૃત ઇતર સાંપ્રદાયિક પુસ્તકોથી. શું તેઓ એવો દાવો કરી શકે ખરા કે તેમના સંપ્રદાયના પુસ્તકો ઇશ્વરપ્રણીત છે ને જો એમ કહે તો તેનું વૈદિક પ્રમાણ શું ? પ્રસ્થાનત્રયીમાં તો આજકાલના સાંપ્રદાયિક નવીન પુસ્તકોને સ્થાન પણ આપવામાં આવ્યું નથી. પૂર્વપક્ષી પોતે જ જણાવે છે કે તેનો કાંઈ વેદનો ખાસ અભ્યાસ નથી અને તેમના મંતવ્યોનો આધાર તેમના સંપ્રદાયના પુસ્તકોપર જ રહેલો જણાય છે. શું થોડા ઘણાં સાંપ્રદાયિક પુસ્તકોની

ઝાંખી કરવાથી કદીપણુ ધર્મની તમામ શંકાઓનું સમાધાન થઈ શકે ખરું કે? અને જો તેમ બને તો પછી વૈદિક પુસ્તકોના અધ્યયનની શી જરૂર રહે? આધ્યાત્મિક જ્ઞાન માત્ર પોથીજીના શુષ્ક પોપટીઆ જ્ઞાનથી નથી મળી શકતું પણુ તે તો શ્રીમદ્ શંકરાચાર્યજી જેવા વેદાંત દર્શનમાં પારંગત થયેલા એવા અસાધારણુ સામર્થ્યવાળા ગુરુના શિક્ષણુથી જ તથા યોગબળથી મળી શકે છે ને તે દ્વારા જો આત્મસાક્ષાત્કાર થાય તો જ તેને ખરું અપરોક્ષ જ્ઞાન કહી શકાય. જુઓ શ્રુતિ 'आचार्यवान्पुरुषो वेद (છાંઉ) આત્મ સાક્ષાત્કાર કરાવે એવા આચાર્ય દ્વારા જ બ્રહ્મજ્ઞાન મળી શકે છે. તેથી ઉલટું સંસારમાં રચ્યાપચ્યા રહેલા પામર પુરુષો આત્મસાક્ષાત્કારની ઝાંખી પણુ કરવા ભાગ્યશાળી થઈ શકતા નથી.

શ્રીકૃષ્ણુના પરમતત્વ વિષે પણુ પૂર્વપક્ષી કાંઈ ભ્રમણુમાં પડ્યા હોય એમ લાગે છે. તેઓએ મારા લખાણુના શબ્દોને ફેરવી નાંખી ગેરસમજુતી કરી છે કે 'કૃષ્ણુ તત્વ એ પરબ્રહ્મ નથી પણુ લૌકિક છે,' પણુ મારું કથન આવું નથી. મારું કથન માત્ર એટલું જ હતું કે વસુદેવ દેવકી પુત્ર શ્રીકૃષ્ણુ જ પૂર્ણુ પુરુષોત્તમ છે ને બીજા કોઇ પણુ દેવ યા દૈવી પુરુષ ભગવાન નથી, એ મંતવ્ય વેદ વિરુદ્ધ છે તથા ભ્રમિત છે. વસુદેવ દેવકી પુત્ર શ્રીકૃષ્ણુ નામધારી વ્યક્તિનું આધિભૌતિક સ્વરૂપ તો વિનાશ પામેલું હોવાથી સાકારી શ્રીકૃષ્ણુ ને તે પણુ ૧૧ વરસ ને ૫૨ દીવસના શ્રીકૃષ્ણુ તે જ પરબ્રહ્મ છે એમ કેમ કહી શકાય? વેદાંતનો આગ્રહ પણુ સાકાર સ્વરૂપમાં નથી તેમ જ શ્રીકૃષ્ણુનું આધિદૈવિક સ્વરૂપ પણુ મુખ્ય નથી પણુ તે માત્ર ઉપાસના માટે છે તથા સાત્વિક ગુણોના ઉત્કર્ષ માટે છે ને ગૌણુ છે. આધ્યાત્મિક નિર્ગુણુ બ્રહ્મ તત્વ તો ત્રિકાળ અબાધિત છે ને તે સત્ય છે ને તેમાં શ્રીકૃષ્ણુનો દૈવી અંશ અંતર્ગત થઈ જાય છે. ભગવાનનું કોઈ પણુ સગુણુ સ્વરૂપ પરબ્રહ્મના અમુક અંશ જેવું ગણાય પણુ તેને પૂર્ણુ બ્રહ્મ કહી શકાય નહીં કારણુ કે તે માયાની કોટીમાં છે ને વળી એકદેશીય છે. જો શ્રીકૃષ્ણુને એકલાને જ પૂર્ણુ પરબ્રહ્મ કહેવામાં આવે તો રામ સંપ્રદાયવાળા તથા શિવ-સંપ્રદાયવાળા તે કબુલ કરશે નહીં ને વિરોધ કરશે. તો પછી રાષ્ટ્રીય સંગઠન કેમ થશે? વૈદિક ઋષિઓ પરબ્રહ્મની અનેક પ્રતીક ઉપાસના કરતા હતા અને તે વખતે તે તે પ્રતીકના ગુણોનો આરોપ બ્રહ્મમાં કરતા હતા, પણુ તેઓનું છેવટનું ધ્યેય પ્રતીકમાં ન હતું પણુ માત્ર સદાત્મક શુદ્ધ ચૈતન્યાત્મક નિર્ગુણુ નિરાકાર બ્રહ્મમાં જ હતું. એ સિદ્ધાંત અનેક શ્રુતિ તથા સ્મૃતિ વિ. પ્રમાણોથી સિદ્ધ થાય છે પણુ તે સત્યના અમૃતમય તત્વનો પૂર્વપક્ષી સ્વપક્ષના દુરાગ્રહને લીધે સ્વીકાર કરી શકતા નથી તેથી જ તેમના સંપ્રદાયને માન્ય એવા ભાગવત વિ. પુસ્તકોના ઉતારા મેં ઉપર આપ્યા છે.

પુષ્ટીમાર્ગીય સંપ્રદાયમાં તો શ્રી કૃષ્ણના આધિદૈવિક સ્વરૂપ કરતાં પણ આધિભૌતિક સ્વરૂપને વિશેષ પ્રાધાન્ય સ્થાન આપવામાં આવ્યું છે. વેદકાળમાં પ્રચલિત ઉત્તમ ઉપાસનાઓને બદલે અધમ મૂર્તિપૂજાને સાંપ્રદાયિકોએ સ્વાર્થવૃત્તિથી ચોકરદમ ફેલાવી દીધી છે ને વૈદિક ઉત્તમ ઉપાસનાઓને હીમાલયના શાંત તથા ઉચ્ચ પ્રદેશમાંથી નીચે ઊંડી ખીણમાં હડસેલી દીધી છે ને લોકોને એમ શીખવવામાં આવ્યું છે કે અમુક પ્રતીક તેજ પૂર્ણ પરબ્રહ્મ છે. અરે! હિન્દુસ્તાનના ભોળા ને ગરીબ લોકોના લાખ્ખો રૂપીયાનો ધુમાડો કરવામાં આવે છે એ કેટલું શોકજનક કહેવાય? વેદાંત સૂત્રમાં તો વ્યાસજી જણાવે છે કે 'न प्रतीके नहिसः (વે. સૂ.) પ્રતીક ઉપાસનામાં આત્મદૃષ્ટિ કરવી નહીં કારણ કે પરબ્રહ્મ પ્રતીક નથી ને તેમ કરવાથી તો મનુષ્ય જડ થઇ જાય. વૈદિક ઉપાસનાનું પર્યવસાન પણ બ્રહ્માત્મૈક્ય પ્રતિપત્તિ પરત્વે જ છે, ને નહીં કે માત્ર પ્રતીકની જ પૂજા કે અંધભક્તિ પરત્વે. પ્રતીક તો માયિક છે ને તેમાં વ્યાપ્ત રહેલો અધિષ્ઠાન પરબ્રહ્મ તેજ સત્ય છે.

હવે પરબ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વગર જે લોકો માત્ર આધિભૌતિક પ્રતિમા પરત્વે અંધશ્રદ્ધાથી ભક્તિ કરે છે, તેની કેવી અધોગતી થાય છે તે ઇશાવાસ્ય ઉપનિષદમાં સારી રીતે જણાવવામાં આવ્યું છે. જુઓ શ્રુતિ "अंधं तमः प्रविशंति ये असंभूतिमुपासते ततो भूयो इव ते तमो य उ संभूत्यां रताः (ઇ. ઉ). જેઓ અજન્મા એવી પ્રકૃતિની ઉપાસના કરે છે તેઓ અંધકારને પામે છે પણ જે લોકો ઉત્પન્ન થયેલી એવી કોઈ પણ વ્યક્તિ યા પ્રતિમાના સ્વરૂપમાં મગ્ન રહે છે તેઓની ગતી તેનાથી પણ વધારે અંધકારમાં થાય છે. તેમ જ ભગવદ્ગીતા તથા ભાગવતમાં પણ તેજ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી કોઇ પણ સુજ્ઞ પુરુષ સમજી શકશે કે પરબ્રહ્મનું તાત્વિક સ્વરૂપ તે શ્રીકૃષ્ણનું સાકાર સ્વરૂપ નથી ને ન જ હોઇ શકે.

હવે પૂર્વ પક્ષીએ વેદના સંપૂર્ણ અભ્યાસ વગર ફીલોસોફીના સૂક્ષ્મ પ્રદેશમાં માથું મારવાની જે કોશીશ કરી છે તે પણ ભ્રાંતિમૂલક છે. તેઓએ તેમના આચાર્યકૃત અણુભાષ્યનો ઇસારો કર્યો છે. તે બાબતમાં જણાવવાનું કે શાંકરભાષ્ય સાથે તેની તુલના કરતાં અણુભાષ્યને ફીલૉસોફીનું નામ પણ યોગ્ય રીતે આપી શકાય કે કેમ તે પણ શકમંદ છે. કારણ કે વિરોધી વેદાંત વાકયોના સમન્વયનો તો તેમાં અવકાશ જ નથી. તે ઉત્તમ કાર્ય તો શ્રીમદ્ શંકરાચાર્યનું જ છે. એમ ડાઇસન, જૅકબ, થીબો, મૅકસમુલર વિ પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓ એકે અવાજે જણાવે છે. વળી તેઓએ શ્રીકૃષ્ણનો સદાનંદ એવો અર્થ કર્યો છે તથા જણાવ્યું છે કે પરબ્રહ્મ એ જ સદાનંદ સંપૂર્ણ શ્રીકૃષ્ણ છે. આ અર્થ પણ પરબ્રહ્મના સચ્ચિદાનંદ સ્વરૂપને સમજ્યા વગર કરવામાં આવેલો જણાય છે. જુઓ શ્રુતિ 'सत्यं ज्ञानं अनंतं ब्रह्म (તૈ ઉ) विज्ञानं ब्रह्म (બૃ ઉ) प्रज्ञानं ब्रह्म (ઐ ઉ) તેઓએ કરેલા અર્થમાં પ્રજ્ઞાચૈતન્યાત્મક સ્વરૂપની

તિલાંજલી કરવામાં આવી છે અને તેમ કરવાથી પરબ્રહ્મ તત્વને જડ બનાવવાનો દુર્ભાગ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે. વળી તેઓ જણાવે છે કે પરબ્રહ્મ મનવાણીથી અગોચર છે તો પછી એમ કેમ કહી શકાય કે શ્રીકૃષ્ણનું સ્વરૂપ તે જ પરબ્રહ્મ છે? આ તો વદતો વ્યાઘાત કહેવાય ને વળી તે શ્રુતિથી વિરુદ્ધ છે. જુઓ શ્રુતિ 'अविज्ञातं विजानतां' 'यस्य मतं न वेदसः' (કે ઉ). હવે તેઓએ વેદ પણ મિથ્યા છે એવો શાંકર સિદ્ધાંત પ્રત્યે આક્ષેપ કર્યો છે. તે બતાવી આપી છે કે તેઓએ વેદાંતશાસ્ત્રનો ને તે પરના શાંકરભાષ્યનો અભ્યાસ કર્યો નથી. અરે! સાદી બારાખડીના અક્ષરમાંથી પણ બોધદાયક જ્ઞાન મળી શકે છે. સંવિદ્ અથવા અવગતિ જ્ઞાન (Self Consciousness તે સત્ય છે એમ શ્રી શંકરાચાર્યે અનેકવાર જણાવ્યું છે. વળી ગીતા પણ જણાવે છે કે 'त्रैगुण्यविषया वेदाःनिस्त्रैगुण्योभवार्जुन (ભ. ગી.) વેદ ત્રિગુણાત્મક છે પણ હે અર્જુન તું તેની પાર જઈ ત્રિગુણ રહિત થા. આ ઉપરથી એટલું જ જણાવવાનું કે સાંપ્રદાયિક દુરાગ્રહ છોડી દઈને વેદાંત દર્શનનો તથા તેપરના શાંકર ભાષ્યનો અહોનીશ અભ્યાસ કરવાની જરૂર છે તેથી જ આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજી શકાશે.

હવે પૂર્વપક્ષી જણાવે છે કે શ્રી કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ છે તે કથન પણ ખોટું છે. તેમના સંપ્રદાયને માન્ય એવા શ્રીમદ્ ભાગવત પુરાણમાં તો શ્રીકૃષ્ણને વિષ્ણુના એક અંશ તરીકે ગણવામાં આવ્યા છે એટલે વેદપ્રતિપાદ્ય વિષ્ણુનું સ્થાન શ્રીકૃષ્ણના સાકારી સ્વરૂપ કરતાં ચઢીયાતું ઠરે છે, કારણ કે શ્રીકૃષ્ણ તો વિષ્ણુનો એક અંશ છે અને બીજા વૈષ્નવો વિષ્ણુ તથા નારાયણને શ્રીકૃષ્ણના કરતાં પણ ચઢીઆતા માને છે. વૈષ્ણવ શબ્દની વ્યુત્પત્તિ પણ વિષ્ણુ શબ્દની જ પ્રાધાન્યતા બતાવે છે. જુઓ ભા. પુ. ૧૦–૧–૨; ૧૦–૨–૯, ૧૬,૧૮, ૧૦–૨–૪૧. વળી વિષ્ણુ પુરાણમાં તો એમ જણાવવામાં આવ્યું છે કે વિષ્ણુના શ્યામ અને શ્વેત એવા બે વાળમાંથી શ્રી કૃષ્ણ તથા બળભદ્રના અવતાર થયા એટલે પછી તેઓનું કથન કે શ્રીકૃષ્ણ તે જ ૧૬ કળાવાળા પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તે પાયા વગરનું ઠરે છે. તે જ પ્રમાણે વ્યાપી વૈકુંઠ કરતાં અંશાવતારી શ્રીકૃષ્ણનું ગોલોક એક દરજ્જે નીચે સ્થાને ઠરે છે. છતાં પુષ્ટીમાર્ગીય સંપ્રદાયવાળાઓ એમ અડાવે છે કે વેદમાં વર્ણવેલા અક્ષરધામ કરતાં પણ શ્રીકૃષ્ણનું ગોલોકધામ કે જ્યાં હંમેશાં રાસલીલા રમવામાં આવે છે તે ઉચ્ચ સ્થાને છે. પણ આ માન્યતા પણ કપોલ કલ્પિત છે કારણ કે શ્રી કૃષ્ણ ગીતામાં અક્ષરધામ વિષે નીચે મુજબ જણાવે છે:

न तद्भासयते सूर्यो न शशांको न पावकः।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ गी. १५–६

એટલે અક્ષર ધામમાં તો સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વિ. દેવતાઓ પણ પ્રકાશ આપી શકતા નથી તો પછી બિચારી વ્રજની ગોપીકાઓનો ક્યાં પત્તો લાગે?

તેમ જ શ્રીકૃષ્ણ પોતે ગોલોકનું વર્ણન પણ કરતા નથી. તો આ ઉપરથી આપણને સમજાય છે કે સાંપ્રદાયિક લોકોએ પછવાડેથી એમ ઠસાવી દીધું કે વેદમાં વર્ણવેલા અક્ષરધામ કરતાં પણ શ્રીકૃષ્ણનું ગોલોક ઉત્કૃષ્ટ છે. મનુષ્યોનો પુરુષાર્થ કાંઈ શ્રીકૃષ્ણની બાળલીલાનું અનુકરણ કરવામાં કે સખી ભાવે રાસક્રીડા ખેલવામાં નથી. એ તો પુરુષોને નામરદ બનાવવા જેવું કહેવાય. શાસ્ત્રીય પુરુષાર્થ તો 'आत्म वत्सर्वभूतेषु' એ બ્રહ્મભાવનાના આદર્શપૂર્વક અંતઃકરણ વિ.ની શુદ્ધિ સાધવામાં તેમ જ શ્રીભગવદ્ગીતામાં પ્રતિપાદન કરેલી નિષ્કામ કર્તવ્ય પરાયણ નિષ્ઠાના શુદ્ધધર્મના પરિપાલનમાં જ છે. જ્યાં સુધી વેદવેદાંતનો અભ્યાસ ન થાય ત્યાં સુધી વેદનો ગૂઢ આશય સમજવાનો અધિકાર પ્રાપ્ત ન થાય. માટે જ પ્રથમ વેદવેદાંતના કોઈ સમર્થ ગુરુ પાસે અધ્યયન કરવાની જરૂર છે.

હવે છેવટમાં રાધાતત્વના સંબંધમાં જણાવવાનું કે પૂર્વપક્ષીએ રાધા શબ્દના અર્થમાં એકદમ ફેરફાર કરી નાંખ્યો છે. તેઓએ એકવાર રાધીકાને તો દાસી જણાવી હતી પણ જયારે તેમને બતાવી આપવામાં આવ્યું કે આ મંતવ્ય તો એમના રાધાકૃષ્ણ સંપ્રદાયના ધોરણથી વિરુદ્ધ છે ત્યારે હવે એઓએ રાધા શબ્દના અર્થમાં એકદમ ફેરફાર કરી નાખ્યો. અસ્તુ. પણ તેમના સંપ્રદાયમાં સ્વામિનીજી–રાધીકાજીને જે પરમ તત્વરૂપે માનવામાં આવી છે, તેના સંબંધમાં કાંઈ ખુલાસો નથી. બીજા પ્રમાણમાં જુઓ ગોસાંઇજીકૃત રાધાપ્રાર્થના શ્લોક પહેલો "कृपयति यदि राधा बाधिताशेषबाधा। किमपरमवशिष्टं पुष्टि मर्यादयोर्मे॥ જો રાધિકાજી કે જેમણે તમામ વિઘ્નોને નાબૂદ કર્યાં છે તે જો કૃપા દૃષ્ટિ કરે તો પછી પુષ્ટિ મર્યાદામાં બીજું શું બાકી રહ્યું? એટલે અહીં શ્રીકૃષ્ણને બદલે રાધીકાજીની કૃપાને જ પરમતત્વ માનવાનાં આવી છે. આ ઉપરથી એમ લાગે છે કે એમના સંપ્રદાયમાં રાધાવલ્લભી સંપ્રદાયની તથા વામમાર્ગી શાક્તવાદની કાંઈક અસર કદાચ થઇ હોય! હવે રાધાનો બીજો અર્થ શક્તિ કર્યો છે પણ તે પણ તેમના સંપ્રદાયના સિદ્ધાંતને અનુકૂળ નથી કારણ કે એમના આચાર્ય શ્રી વલ્લભાચાર્યે અવિદ્યાને ભગવાનની સાચી શક્તિ માની છે તેમ જ પરબ્રહ્મમાં સર્વ ધર્મો તથા ગુણો ઘટાવ્યા છે પછી તે ચૈતન્ય હોય કે જડ હોય. આથી ઉલટું બીજા વૈષ્ણવ આચાર્યો જેવા કે શ્રી રામાનુજાચાર્ય વિ. તેઓ ભગવાનમાં અવિદ્યા ધર્મ ઘટાવતા નથી પણ શુદ્ધ ચૈતન્યના ધર્મો ઘટાવે છે. તેમ જ શ્રી શંકરાચાર્યે પણ અવિદ્યા કે માયાને બ્રહ્મના ધર્મ તરીકે આલેખતા નથી, અને તેથી જ શ્રીમદ્-શંકરાચાર્યે પ્રતિપાદન કરેલા બ્રહ્મવાદને જ શુદ્ધ બ્રહ્મવાદ કહી શકાય ને નહીં કે પુષ્ટીમાર્ગીય સંપ્રદાયને શુદ્ધાદ્વૈત મત કહી શકાય, કારણ કે એમને ત્યાં તો વૈષ્ણવી માયા તથા અવિદ્યાના ગુણ ધર્મોનું શુદ્ધ પરબ્રહ્મમાં સાંકર્ય કરી નાંખવામાં આવ્યું છે. વળી તેઓ જણાવે છે કે શાંકરમતમાં ઈશ્વર માયાને આધીન છે તથા તે નચાવે તેમ

નાચે છે. આ કથન પણ અજ્ઞાન જ પ્રદર્શિત કરે છે અને પ્રત્યક્ષ પ્રમાણથી ખોટું ઠરે છે. શું કોઈ પણ બાજીગર માયાવી પુરુષ પોતાની રચેલી બાજીથી કદી પણ પરાધીન થયો એમ કહેવાય ખરું છે કે? તે માયાવી પુરુષ તો પોતે રચેલી માયાથી સ્વતંત્ર તથા અલિપ્ત છે. તે જ પ્રમાણે ઈશ્વર પણ માયાથી અલિપ્ત છે. હવે તેઓ પાણીનીનું સૂત્ર ટાંકી જણાવે છે કે 'स्वतंत्रः कर्ता' એટલે પરમાત્મા સ્વતંત્ર કર્તા છે પણ તેની નીચેનું જ સૂત્ર આ પ્રમાણે છે 'तत्प्रयोजको हेतुश्च પા. સૂ. ૧-૪-૫૫. એટલે સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં બીજો પણ હેતુ જણાય છે જેને ભગવાન શંકરાચાર્યે માયા તથા બીજશક્તિ તરીકે વર્ણવે છે જે આત્માને આધીન છે તથા આત્માથી પ્રેરાય છે. તે પણ સૃષ્ટિ ક્રિયામાં હેતુભૂત છે એમ ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણના અનેક વાકયોથી સમજાય છે. અને તેથી કાંઇ ઈશ્વરનું સ્વતંત્રપણું જરાપણ ઓછું થતું નથી.

### ૬ નિર્ગુણ પરબ્રહ્મતત્વ તથા મૂર્તિપૂજાનું તાત્વિક રહસ્ય

પરબ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ શું છે એ વિષે સાંપ્રદાયિકોમાં તથા સાકાર-મૂર્તિઓના સ્થૂલ સ્વરૂપને પૂજનારાઓમાં ઘણું જ અજ્ઞાન ફેલાયલું જોવામાં આવે છે. પુષ્ટીમાર્ગીય વૈષ્ણવ સેવા મંડળના ઑ. સેક્રેટરી રા. ચુનીલાલ પરીખ એમ જણાવે છે કે વેદમાં પરબ્રહ્મ તે શ્રીકૃષ્ણ જ છે. એ ભાઇએ શ્રીકૃષ્ણના પારમાર્થિક તથા સાકારી સ્વરૂપનું સાંકર્ય કરી કેટલીએક વેદવિરુદ્ધની હાસ્યાસ્પદ તથા અસંબંદ્ધ વાતો લખી છે. શ્રીકૃષ્ણનું પારમાર્થિક સ્વરૂપ શું છે તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. જો ગીતાનો આશય બરોબર સમજવામાં આવ્યો હોય તો એમ કદીપણ ન કહી શકાય કે પૂર્ણ પરબ્રહ્મ તે એક શ્રીકૃષ્ણ જ છે ને બીજા કોઇ નહિ તથા શ્રીકૃષ્ણને જ માનવા ને બીજા અંશાવતાર વિભૂતિરૂપ દેવતાઓને ન સેવવા. આ કથન કપોલકલ્પિત છે તથા દુરાગ્રહ ભરેલું છે ને તે માત્ર શાસ્ત્ર અનભિજ્ઞના સાબીત કરી બતાવે છે. આ તો ચોખ્ખો દ્વૈતવાદ થયો જે અવૈદિક છે તથા ઉપેક્ષ્ય છે. જુઓ શ્રુતિ 'नेह नानास्ति किंचन स मृत्योः मृत्युं गच्छति येह नानेव पश्यति' (ક. ઉ.) પુષ્ટીમાર્ગીય સંપ્રદાય પ્રમાણે શ્રીકૃષ્ણ તે જ પૂર્ણ પરબ્રહ્મ કહેવાય ને બાકીના બધા દેવતાઓ અંશાવતાર રૂપ છે ને તે અન્ય હોવાથી ઉપેક્ષ્ય છે. શું શ્રીકૃષ્ણે પોતે ગીતામાં કદીપણ બીજી કોઈ પણ વિભૂતિ જેવી કે વિષ્ણુ, શિવ, વિ. તેની પરબ્રહ્મથી સ્વતંત્ર ગણી ઉપેક્ષા કરી છે? જુઓ 'रुद्राणांशंकरश्चास्मि' 'आदित्यानामहं विष्णुः' (ભ. ગી.) શ્રીકૃષ્ણ પરમાત્મા સમસ્ત ગીતામાં ડીંડીંમ વગાડીને વેદાંતપ્રતિપાદ્ય એવા અદ્વૈતવાદનો જ ઘોષ કરે છે ને જણાવે છે કે પરબ્રહ્મથી વ્યતિરિક્ત અથવા સ્વતંત્ર કોઈ અન્ય તત્વ નથી એટલે શ્રી કૃષ્ણ પોતે સર્વાત્મભાવરૂપે પોતાનું પારમાર્થિક સ્વરૂપ

બતાવે છે તથા તે દ્વારા પરબ્રહ્મનું જ ગાન ગાઈ રહ્યા છે જુઓ 'ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च' ભ. ગી. એટલે અવિનાશી તથાઅમૃતરૂપ નિર્ગુણ પરબ્રહ્મની હું પ્રતિષ્ઠા છું. બીજું શ્રીકૃષ્ણ ગીતામાં એમ પણ જણાવે છે કે અસ્મત્પ્રત્યય પ્રત્યગ્ આત્મા તે જ બ્રહ્મ છે ને નહિં કે તેના શરીરનો અભિમાની દેવતા. જુઓ 'अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः' ભ. ગી. ભગવાન જ્યાં જ્યાં 'હું' તથા 'મારું' એવા શબ્દોનો ઉપયોગ કરે છે ત્યાં માત્ર પ્રરબ્રહ્મ તથા પ્રત્યગાત્મારૂપ પરમાત્માનું જ પારમાર્થિક નિર્ગુણ એક તત્વ જ સૂચવે છે ને તે દ્વારા વેદાંતના અદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે, પણ તેઓ પોતાના આધિદૈવિક તથા આધિભૌતિક શરીરનું પરબ્રહ્મથી સ્વતંત્ર એવા સ્વરૂપનું પ્રતિપાદન કરતા નથી. ભક્તિને માટે પણ ગીતામાં 'अनन्यभक्ति,' 'अव्यभिचारिणी भक्ति' એવા શબ્દો વાપર્યા છે જે પણ અદ્વૈત' સિદ્ધાતનું જ પ્રતિપાદન કરે છે. એટલે ગીતાની ધ્યેય વસ્તુને વેદાંતપ્રતિપાદ્ય 'બ્રહ્મ' તથા 'પ્રત્યગાત્મા' તે એક જ નિર્ગુણ પરતત્વ છે ને તે જ સત્ય છે ને નહિં કે કોઈ સ્વતંત્ર વ્યક્તિ જેવી કે શિવ, વિષ્ણુ, રામ વિ. જુદી જુદી વિભૂતિઓ. તે તે વિભૂતિઓ તથા સાકારી દેવોને પરબ્રહ્મથી વ્યતિરિક્ત અથવા સ્વતંત્ર ગણવામાં આવ્યા નથી પણ તે તમામ વિભૂતિઓમાં વ્યાપી રહેલું પરબ્રહ્મ તત્વ સર્વ જગતનું એકીકરણ કરાવે છે ને તે જ ઉપાસ્ય વસ્તુ છે અને તે નિર્ગુણ પરબ્રહ્મ તત્વ આ લોક તેમ જ પરલોકમાં વ્યક્ત થયેલા સગુણ બ્રહ્મ કરતાં પણ વધારે ઉત્કૃષ્ટ છે. આ પ્રમાણે બ્રહ્મ પરમતત્વ શું છે તે જાણ્યા વગર જુદા જુદા દેવતાઓની પરબ્રહ્મથી પૃથગ્‌રૂપે જે ભક્તિ કરવામાં આવે છે તેની ગીતામાં નિંદા કરવામાં આવી છે તથા તેનું ફળ પણ અનિષ્ટ તથા કનિષ્ટ છે એમ જણાવવામાં આવ્યું છે. જુઓ ગીતા कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः જેઓનું જ્ઞાન કામનાઓથી હરાઈ ગયું છે તેવા લોકો પરબ્રહ્મથી જુદા દેવતાઓની ઉપાસના કરે છે 'अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् તેવા ટુંકી બુદ્ધિવાળા ભકતોને અનિત્ય ફળ મળે છે; 'ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।' તેઓ વિશાળ સ્વર્ગલોકનું સુખ ભોગવીને જ્યારે તેમનું પુણ્ય ક્ષીણ થાય છે ત્યારે પાછા આ મૃત્યુલોકને પામે છે.

શ્રીકૃષ્ણના બે સ્વરૂપો છે. એક વેદાંતપ્રતિપાદ્ય સર્વાત્મભાવવાળું નિર્ગુણ નિરાકાર પારમાર્થિક સ્વરૂપ; જેમાં શ્રી બાળકૃષ્ણ અભિમાની દેવતાનો સમાવેશ થઈ જાય છે; અને બીજું આધિદૈવિક તથા આધિભૌતિક સાકારી સ્વરૂપ એટલે હાથ, પગ, નાક, કાનવાળા, નંદનંદનનું સ્વરૂપ કે જેને જ તમો ભક્ત વૈષ્ણવજનો અલૌકિક પરમતત્વ તરીકે માનો છો ને મનાવો છો. પણ આવા સ્વરૂપનું તો પારમાર્થિક સ્વરૂપમાં તીરોધાન થાય છે. શું અલૌકિક સાકારી સ્વરૂપને તમો કદાપી પ્રકૃતિની કોટીમાંથી બાતલ કરી શકશો ? જેમ સ્વપ્નમાં અનેક કલ્પનાઓ મૂર્તિરૂપે દેખાય છે તેવું જ તમારા અલૌકિક સાકારી પુરુષોત્તમનું

દર્શન સમજવું. પણ તે કાંઈ પારમાર્થિક સ્વરૂપ નથી કારણ કે તે તો સર્વ વ્યાપી તથા નિરાકાર છે. તમારી આવી માન્યતાથી તો તમો તમારી જાતને છેતરી રહ્યા છો. જુઓ શ્રુતિ 'द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च अथात आदेशो नेति नेति' (બૃ ઉ) अशरीरं शरीरेषु (ક. ઉ.) अपाणिपादो (શ્વે. ઉ.) न तस्य प्रतिमा अस्ति (શ્વે. ઉ.) अकायम्' (ઇ ઉ) એટલે મૂર્ત કે અમૂર્ત વિ. તમામ સાકારી સ્વરૂપોનો પછી તે લૌકિક કે અલૌકિક હોય તેનો શ્રુતિ નિષેધ કરે છે. પારમાર્થિક દશામાં તો માત્ર સ્વસંવેદ્ય સત્તાસ્ફૂર્તિ સ્વરૂપ હોય છે. છતાં એમ અડાવવું કે ભગવાનનું શંખ, ચક્ર, ગદા પદ્મવાળું અલૌકિક શરીર છે એ વાત પાયા વગરની ઠરે છે. એ તો છાયા પુરુષના દર્શન જેવું કહેવાય. એ બાબતમાં ગીતાનો પણ તેવો જ મત છે જુઓ પ્રમાણો अनादि मत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते' 'अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः' મારું પારમાર્થિક નિરાકારી સ્વરૂપ તેની અવગણના કરી જેઓ મને કેવળ વ્યક્તિરૂપે એટલે સ્વતંત્ર સાકારી માને છે તેવા લોકો મૂર્ખ છે. 'वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः' 'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत' 'स सर्वविद्भजति मां सर्वभावेन भारत' (જે મને સર્વ પ્રાણીમાં સર્વાત્મભાવે એક તત્વરૂપે જ સમજી ભજે છે તે જ મારા પરમતત્વને જાણે છે.) આ ઉપરથી કોઈ પણ સુજ્ઞ પુરુષ સમજી શકશે કે શ્રીકૃષ્ણ પોતાના મૂર્ત સ્વરૂપને કે બાળસ્વરૂપને સ્વતંત્ર ગણી પૂજાવતા નથી. શ્રીકૃષ્ણથી ઉચ્ચરાયલા अहं ને माम् શબ્દથી સૂચવાતું પારમાર્થિક સ્વરૂપ તે સર્વવ્યાપી નિર્ગુણ પરમતત્વ જ છે, તેજ અક્ષરબ્રહ્મ ને નહિં કે વસુદેવ દેવકી પુત્ર કૃષ્ણ નામધારી વ્યક્તિ કે તેની ઐતિહાસિક બાળલીલાઓ કે ગોપીકા સાથેનો રાસશૃંગાર કે તમારું કલ્પેલું તથા પ્રમાણ વગરનું કહેવાતું ગોલોકધામ. શ્રી બાળકૃષ્ણની નાનપણની શૃંગારી લીલાઓનો સર ભંડારકરે ઘણો ઉપહાસ કર્યો છે. જુઓ એમનું "વૈષ્ણવિઝમ-શૈવિઝમ" નામનું પુસ્તક. ભક્તિને નામે આવી બાળપણની લીલાઓને જ મુખ્ય માનવાથી તથા તેને જ પૂર્ણપુરુષોત્તમરૂપે પૂજવાથી શ્રીકૃષ્ણ જેવા સમર્થ યોગેશ્વરની અજાણપણે નીંદા કરવા જેવું થાય છે અને તે હિંદુ ધર્મને હાસ્યાસ્પદ બનાવે છે. આવી વિચિત્ર તથા સંકુચિત ભાવનાઓ વેદના તથા ગીતાના આશયથી વિરુદ્ધ છે.

હવે મૂર્તિપૂજાની બાબતમાં પ્રથમમાં જ જણાવવાનું કે મૂર્તિપૂજાનું મંડાણ પ્રતીક ઉપાસનાથી થયેલું છે પણ તે બ્રહ્મપ્રાપ્તિ સારુ એક પગથીયાં અથવા સાધન તરીકે જ; ને નહિં કે ફળ તરીકે. તે ગૌણ છે ને તેથી કંઈ પરમ મુક્તિ મળતી નથી. જુઓ શ્રુતિ ऋते ज्ञानान्नमुक्तिः એટલે જ્ઞાનવગર મુક્તિ ન મળે. અત્રે જાણવું જરૂરનું છે કે વેદકાલના ઋષિઓ પ્રતીકને પરબ્રહ્મથી સ્વતંત્ર ગણી ઉપાસના નહોતા કરતા. તેઓનું ધ્યેય માત્ર શુદ્ધ સગુણ બ્રહ્મના સાત્વિક ગુણોનો ઉત્કર્ષ સાધવાનું હતું. ब्रह्म दृष्टिरुत्कर्षात् (વે. સૂ.) એટલે દૈવી ગુણોનો ઉત્કર્ષ થાય તેટલા માટે પ્રતીકમાં

બ્રહ્મદૃષ્ટિ કરવી. પણ પ્રતીકમાં આત્મદૃષ્ટિનો નિષેધ વ્યાસસૂત્રમાં કરવામાં આવ્યો છે, કારણ કે તેમ કરવાથી માણસ જડ થઇ જાય. પ્રતીક ઉપાસનાથી મુક્તિ મળી શકતી નથી; મુક્તિને માટે તો આધ્યાત્મિક જ્ઞાનની જ જરૂર પડે છે. પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં તો મૂર્તિપૂજાની કાંઇ વિપરીત પ્રથા તથા ભાવ જોવામાં આવે છે ને તેથી તો મનુષ્યને ઇશ્વર બનાવવાને બદલે, પૂર્ણબ્રહ્મને સ્થૂલભાવે આલેખી અધોગતિએ લઈ જવા જેવું થાય છે. તે સંપ્રદાયમાં તો શ્રી અંગના ભૌતિક શરીરની સેવાનું ખાસ માહાત્મ્ય માનવામાં આવે છે. આથી તો ઉલટું માયામાં વધારે ફસાવા જેવું થાય છે. શ્રી શંકરાચાર્યે તો જણાવે છે કે ભગવાનની માયા નામની અનેક શક્તિવાળી જે કારણ ઉપાધિ છે તે ભગવાનનો દેહ છે પણ ભગવાન તેનાથી સ્વતંત્ર છે ને તે જ ઉપાસ્ય છે ને નહિં કે શરીર. શ્રીકૃષ્ણ પણ ગીતામાં પોતાના પારમાર્થિક સ્વરૂપને માયા ઉપાધિવાળા શરીરથી સ્વતંત્ર જણાવે છે તથા તે માયા તરી જવાનો ઉપદેશ કરે છે. જુઓ. दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ ભ ગી. આ ઉપરથી એટલું ઠરે છે કે શ્રીકૃષ્ણનું અલૌકીક સ્વરૂપ સાકારી છે એ મંતવ્ય ખોટું ઠરે છે કારણ કે તે માયાની કોટીમાં છે. ને તે પરમતત્વ નથી. તો પછી પુષ્ટીમાર્ગીય સંપ્રદાયને શુદ્ધાદ્વૈત મત કેમ કહેવાય? જો શ્રીકૃષ્ણ પરમાત્મા પોતાના ભૌતિક શરીરને જ પારમાર્થિક સ્વરૂપે માનતા હોય કે મનાવતા હોય તો પછી પોતાનાથી ઉત્કૃષ્ટ ઉપાસ્યરૂપે શ્રીશંકરને માની તેની ઉપાસના કરવાનું તેમને કાંઇ કારણ રહેત નહિં. પણ જ્યારે તેમણે શિવજીની ઉપાસના કરી છે તો એમ સ્પષ્ટ સમજાય છે કે તેઓએ પોતાના આધિભૌતિક તથા આધિદૈવિક સ્વરૂપથી વ્યતિરિક્ત એવા પરબ્રહ્મરૂપ અન્યસ્વરૂપને માન્યું છે અને ઉદ્ધવ આદિ ભક્તને પોતાના સ્થૂલ શરીર ઉપરનો મોહ ટાળી નાંખવાને જે ઉપદેશ ભાગવતના એકાદશ સ્કંધમાં આપ્યો છે તે ન આપત. મહાભારતમાં તો શ્રીકૃષ્ણે પોતે શિવજીની ઉપાસના કરી છે ને અર્જુન પાસે પણ શિવજીની ઉપાસના કરાવી છે ને તે દ્વારા તે બેઉ ભક્તને શ્રીમહાદેવ તરફથી સારું ફળ મળ્યું છે. એક સ્થળે તો મહાભારતમાં એમ જણાવ્યું છે કે શ્રીકૃષ્ણ મહાદેવના પરમ ઉપાસક હતા ને તેથી જ મહાદેવ શ્રીકૃષ્ણ પ્રત્યે ઘણી પ્રીતિ ધરાવે છે. મહાભારતના સમયમાં શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાય વચ્ચે હાલના જેવો વિરોધ જોવામાં નહોતો આવતો. તે વખતે લોકોમાં સહિષ્ણુતાનો વિશેષ ગુણ જોવામાં આવતો હતો. તેમ જ જુદા જુદા દેવોને માત્ર એક જ પરમાત્માની વિભૂતિરૂપે જ ગણવામાં આવતા હતા; ને તે દ્વારા અદ્વૈતવાદ જાળવી રાખવામાં આવ્યો હતો. પણ મહાભારતમાં શ્રી મહાદેવને જે ઉંચું સ્થાન આપવામાં આવ્યું છે તે પાછળથી નીકળેલા નવા વૈષ્ણવ સાંપ્રદાયિકોને ખુચ્યું ને તેથી જ તેઓએ એમ ઠસાવી દીધું કે કૃષ્ણથી ઇતર દેવોની સ્તુતી માત્ર લોકોમાં મોહ ઉત્પન્ન કરાવી તે

દ્વારા અનધિકારીઓનું નિકંદન કરાવવાના ઉદ્દેશથી કરવામાં આવી હતી. ધન્ય છે એવી ઉંધી પુતળીવાળા મહાપુરુષોને કે જેઓએ પદ્મપુરાણ જેવા સાંપ્રદાયિક પુસ્તકોમાં શાંકરમત તથા માયાવાદની વિરુદ્ધમાં કેટલાએક નિંદાકારક ક્ષેપક શ્લોકો પછવાડીથી ઠસાવી દીધા! જુઓ એ બાબતમાં પ્રો. મેકસ્મુલરનું "The Six Systems of Hindu Philosophy" એ નામનું પુસ્તક. વળી તે પુષ્ટીમાર્ગીય ભાઇ એમ લખે છે કે શ્રીકૃષ્ણનું ભજન વારવા ઇશ્વિર પોતે જ આ કળીકાળમાં સ્વેચ્છાથી લોકોને ઉંધે માર્ગે દોરે છે. તો પછી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો ઇશ્વિર પોતે જ સ્વેચ્છાથી લોકોમાં ખોટો મત ફેલાવે તો પછી એવી માન્યતા ધરાવનાર લોકોના મતમાં ઇશ્વિર એક જંગલિ તથા નિષ્ઠુર પુરુષ જેવો ઠરે! તેમ છતાં જો તે લોકો પ્રમણિકપણે એમ જ માનતા હોય કે ઇશ્વિરે પોતે જ પોતાની ઇચ્છાથી લોકોમાં માયાવાદ ફેલાવ્યો તો પછી ભક્ત લોકોથી તેવા ઇશ્વિરપ્રણીત મતની એટલે માયાવાદની વિરુદ્ધ કેમ જવાય? અને જો એમ કરે તો પછી તેમની ભક્તિ અધુરી કહેવાય ને તેથી તેઓ ભગવાનની નજરમાં પાપી તથા ગુન્હેગાર ઠરે!

હવે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં વેદમતથી વિરુદ્ધ પરમાત્માથી સ્વતંત્ર એવા એક નવીન તત્વને માનવામાં આવે છે ને તેને તેઓ રાધાપરતત્વ કહે છે. જુઓ ગોસાંઇજીકૃત સ્વામિન્યષ્ટકસ્તોત્ર શ્લોક પહેલો. તેમાં તેઓ લખે છે કે શ્રી રાધિકાજીથી બીજું કોઈ પરમ તત્વ જ નથી. આ બાબતમાં પૂર્વપક્ષીએ જે ખુલાસો કર્યો છે તે ઘણો લુલો તથા ધ્યાનમાં ન ઉતરે એવો છે. બીજું તે ભાઈ જણાવે છે કે શ્રીકૃષ્ણ રાધિકાજીને ભક્તિથી વશ છે એટલે એમને હાથે જ એમ ઠરે છે કે ઇશ્વિર માયાને વશ છે પણ શ્રી શંકરાચાર્ય તો આ મત સ્વીકારતા નથી ને તેમના મતમાં તો પરબ્રહ્મ માયાથી સ્વતંત્ર જ છે.

બીજું પૂર્વપક્ષી તરફથી એમ જણાવવામાં આવ્યું છે કે આધિદૈવિક સ્વરૂપ તે જ સર્વોપરિ પરમ તત્વ છે તે પણ વેદથી વિરુદ્ધ છે. જુઓ બાલાકી—અજાતશત્રુસંવાદ—(બૃ. ઉ. તથા કૌ. ઉ.) તેમ જ ઇંદ્ર વિરોચન—પ્રજાપતિ સંવાદ (છાં. ઉ.) આધિદૈવિક પુરૂષોત્તમ તે જ સગુણ ઇશ્વિર અને તેનાથી પણ ઉપલી કોટિમાં નિર્ગુણ નિરાકાર બ્રહ્મનું સ્થાન છે જેનો સમાધિ અથવા તુરીય અવસ્થામાં યોગસંરાધન વિ સાધનથી સાક્ષાત્કાર થઈ શકે છે. જુઓ માં. ઉ. તથા પુરુષ સૂકત एतावानस्य महिमा अतो ज्यायांश्च पुरुषः' (ઋ. સં) એટલે જેને અક્ષરધામ માનવામા આવે છે તે જ સગુણ પુરુષોત્તમ છે અને તેમાં જ ગણિત આનંદ છે પણ નિર્ગુણ નિરાકાર બ્રહ્મનો આનંદ નિરવધિ છે ને ત્યાં તો સૂર્ય ચંદ્ર અગ્નિ વિષ્ણુ આધિ દૈવિક દેવતાઓ જેને પૂર્વપક્ષી સર્વોપરિ માને છે તે દેવતાઓ પ્રકાશ પણ પ્રકટ કરવા અસમર્થ છે. જુઓ શ્રુતિ 'न तत्र सूर्यो भाति न चंद्र तारकं' (મું ઉ).

તે જ કૈવલ્ય મુક્તિનું સ્થાન છે પણ તે પ્રાપ્ત કરવાને ઘણા વરસોની તપશ્ચર્યા કરવી પડે છે તથા વેદાંત શાસ્ત્રનો સતત્ અભ્યાસ કરવો પડે છે. તેમ જ તમામ સાંસારિક વિષયોમાંથી મનને અંતર્મુખ કરી સન્યાસવૃત્તિ રાખવાથી જ યોગ-દ્વારા અધિકાર પ્રાપ્ત થઈ શકે છે. પણ સાચી સન્યાસવૃત્તિ તથા યોગ થવાં એ કાંઈ સેહેલી વાત નથી. તે કાંઈ 'રાધે કૃષ્ણ! રાધે કૃષ્ણ!' તથા 'શ્રી કૃષ્ણઃ શરણં મમ!' એમ ટાપડા પાડી તથા ભક્તિને નામે ભજન મંડળિઓમાં જોડાઇને અંધ ભોળપણથી તત્વ સમજ્યા વગર માત્ર મિથ્યા જલ્પના કરવાથી સાધ્ય થઈ શકતાં નથી. તેવા ઉત્તમ સન્યાસ યોગ તથા જ્ઞાન સંપાદન કરવાને તો શ્રી જગદ્ગુરુ શંકરાચાર્ય જેવા કોઈ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા કોઈ સમર્થ ગુરુ પાસે શાસ્ત્રના ઉંડા અભ્યાસની જરૂર છે. જો મુક્તિ જ્ઞાન વગર એકલા ટાપડા પાડવાથી, નાચવા કુદવાથી તથા કહેવાતી ભક્તિથી જ મળી જતી હોય તો પછી વેદશાસ્ત્રનું જ્ઞાન મેળવવાની શી જરૂર રહે? પણ શાસ્ત્ર તો એમ કહે છે કે, क्षुरस्यधारा निशिता दुरत्यया (ક.ઉ) એટલે મુક્તિનો માર્ગ તો અસ્ત્રાની તીણી ધાર જેવો છે તથા તે ઓળંગવો બહુ મુશ્કેલ છે. વળી પૂર્વપક્ષિના સંપ્રદાયમાં ચતુર્થ-સન્યાસાશ્રમની ઘણી ઠેકડી કરવામાં આવી છે પણ તે વેદથી તથા ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે. જુઓ શ્રુતિ 'वेदांत विज्ञान सुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्वाः' (મું ઉ) એટલે વેદપ્રમાણે સન્યાસ દ્વારા જ ખરી પરમમુક્તિ મળી શકે છે ને તે પણ ધર્મશાસ્ત્રના વિધાન મુજબ જ.

બીજું અણુભાષ્યની બાબતમાં કાંઇક પૂર્વપક્ષી તરફથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે વિષે જણાવવાનું કે અણુભાષ્યમાં કાંઈ અપૂર્વતા નથી. માત્ર બીજા પૂર્વ આચાર્યો જે કાંઈ લખી ગયા છે તેનો અનુવાદ તથા સ્હેજસાજ રૂપાન્તર છે. તેમ તેમાં કાંઈ ઉંડી તથા અસર કરે એવી કાંઈ ફિલૉસૉફી પણ નથી. શ્રીમદ્ શંકરાચાર્ય જેવા તીવ્ર બુદ્ધિશાળી પૂર્વ આચાર્યોએ વમન કરેલાં મંતવ્યોનો તેમાં અંગીકાર કરવામાં આવ્યો છે. આજ લગભગ ૪૦૦ વરસ થયાં, છતાં પણ અણુભાષ્યનો હજુ સુધી ગુજરાત મુંબાઈ વિ. સિવાય અન્ય સ્થળે જોઇએ એટલો બહોળો ફેલાવો થયો નથી તેનું શું કારણ? માત્ર આંતરિક સિદ્ધાન્તની નિર્બળતા તથા નિર્માલ્યતા. ભાષાશૈલી પણ શાંકરભાષ્યની માફક સાદી સરળ આલ્હાદકારક કે રસિક નથી પણ ક્લિષ્ટ છે. તેમ જ વળી પાશ્ચાત્ય તત્વજ્ઞાની-ઓએ જેવી રીતે શાંકરભાષ્યની આદરપૂર્વક નોંધ લીધી છે તથા પ્રશંસા કરી છે, તે પ્રમાણે તેઓએ અણુભાષ્યની નોંધ પણ લીધી નથી. વધુમાં અણુભાષ્યમાં શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યને 'પ્રચ્છન્ન બૌધ' 'આસુર' વિ. અનેક ઉપનામો આપી છૂટથી ગાલીપ્રદાન કરવામાં આવી છે. સન્યાસાશ્રમને પાખંડ ધર્મ ગણવામાં આવ્યો છે તથા શૈવ અને વૈષ્ણવ સંપ્રદાય વચ્ચે, હમેશના વિરોધનું બીજ

વાવવામાં આવ્યું છે; જેનું કેટલાએક દુરાગ્રહી ઉપદેશકો તથા સંચાલકો તરફથી અવારનવાર સમર્થન કરવામાં આવે છે ને કોઈક વાર તો બળતામાં ઘી પણ હોમવામાં આવે છે. એકંદર અણુભાષ્યમાં અત્યંત સંકુચિત તથા વિલક્ષણ સાંપ્રદાયિક માન્યતાઓને જ ઉત્તેજિત કરવામાં આવી છે એવો પ્રો. ધાટે તથા પંડિત શ્રીધર શાસ્ત્રી પાઠક વિ. ઘણા અત્રત્ય વિદ્વાન પંડિતોએ મત આપ્યો છે.

છેવટમાં જણાવવાનું કે સમસ્ત વેદ, વેદાંત તથા ગીતાનું તાત્પર્ય કાંઈ જુદા જુદા સંકુચિત દૃષ્ટિના સંપ્રદાયોને પોષવાનું નથી પણ શ્રીવિષ્ણુ, શિવ, કૃષ્ણ, રામ વિ. તમામ દેવતાઓમાં એક નિર્ગુણ પરબ્રહ્મનું જ પરમતત્વ અંતર્યામી તરીકે પ્રાધાન્યપણે વ્યાપી રહેલું છે તથા સમસ્ત જગતમાં તથા પ્રાણીઓમાં સર્વત્ર એક જ ચૈતન્ય છે એ બતાવવા પ્રત્યે છે. જો ઉપલો વેદાંત પ્રતિપાદ્ય બ્રહ્માત્મૈક્ય પ્રતિપત્તિનો જ સિદ્ધાન્ત સમજાય ને તે પ્રમાણે જો વર્તન કરવામાં આવે, તો જ દેશમાં રાષ્ટ્રીય સંગઠનની ઊંચી ભાવનાઓનો વિકાસ થાય તથા આધુનિક સમયમાં જે જુદા જુદા મતમતાંતરો પંથો ને સંપ્રદાયો જોવામાં આવે છે તેમાંથી પરસ્પર મિથ્યા વિરોધ નાબૂદ થઈ તે તમામ સંપ્રદાયો ને પંથોનું એકીકરણ થાય. જગન્નિયન્તા પરમેશ્વર એવી અદ્વૈતજ્ઞાનની તથા ઐક્યની ભાવના સર્વત્ર પ્રકટાવો.

## (૭) પરિણામવાદ તથા વિવર્તવાદની સમીક્ષા–સિદ્ધાન્તપક્ષ

સૃષ્ટિકાર્યના મુખ્યત્વે કરીને ત્રણ જુદા જુદા વાદો જાણીતા છે. ૧ આરંભવાદ, ૨ પરિણામવાદ, અને ૩ વિવર્તવાદ. પહેલો આરંભવાદ નૈયાયિકોનો છે. પરિણામવાદ સાંખ્યવાદીઓનો તથા કેટલાએક વેદાન્તિઓનો છે અને વિવર્તવાદ શાંકરમતાનુયાયિઓનો છે. હવે આપણે ઉપલા વાદોનું વિવેકપુરઃસર નિરીક્ષણ કરીએ. નૈયાયિકો એમ માને છે કે કાર્યસૃષ્ટિનો પરમાણુઓમાંથી આરંભ થયો છે. દરેક પદાર્થ ઉત્પન્ન થતાં પૂર્વે તે પદાર્થનો તેઓ પ્રાગભાવ માને છે. જ્યારે તે પદાર્થ ઉત્પન્ન થાય છે, ત્યારે તેનાં કારણનો નાશ છે. આ મતમાં કારણ અને કાર્યને અલગ અલગ પદાર્થો માનવામાં આવે છે. આ મતવાળાઓ દ્વૈતવાદીઓ છે. આ મતમાં વસ્તુની મૂળ સ્થિતિ અભાવમાં હોય છે માત્ર વચગાળાવાળી સ્થિતિમાં જ વસ્તુનો ભાવ હોય છે. પણ વસ્તુનો આરંભ અભાવમાંથી થયેલો હોવાથી તેનો નાશ થવાનો અને તેનું પર્યવસાન પણ અભાવમાં થશે. એટલે એ મતમાંથી એટલું સિદ્ધ થાય છે કે જગતમાંના દરેક ઉત્પત્તિ પામનારા પદાર્થો નાશવંત હોય છે અને તે સત્ય નથી. આ વાતનું વેદાન્તિઓએ સમર્થ રીતે ખંડન કર્યું છે. બીજા પ્રમાણમાં જુઓ શ્રી. ભ. ગી. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । उभयो रपि दृष्टोऽन्तस्त्वनयो स्तत्त्वदर्शिभिः ॥

હવે આપણે પરિણામ વાદનો તથા વિવર્તવાદનો વિચાર કરીશું. પરિણામવાદીઓ એમ માને છે કે આ સૃષ્ટિ પૂર્વે તેના મૂળ કારણમાં અવ્યક્તરૂપે અસ્તિત્વમાં હતી. અને સૃષ્ટિ થઈ તે વખતે માત્ર તે મૂળ કારણમાંથી વ્યક્ત થઇને પરિણામ પામી છે. એટલે તેઓ કાર્ય અને કારણનો અનન્ય સંબંધ માને છે. સાંખ્યવાદીઓ પરિણામવાદી છે ને તેઓ સૃષ્ટિનાં મૂળ કારણ પ્રધાન અથવા પ્રકૃતિને માને છે અને પુરુષ અથવા ચૈતન્યના માત્ર સંયોગથી પ્રકૃતિ યા પ્રધાન (Nature) સૃષ્ટિકાર્ય કરે છે. આ મતમાં પ્રકૃતિ તથા પુરુષને બે જુદાં જુદાં તત્ત્વો માનવામાં આવે છે. હવે કેટલાએક વેદાંતિઓ પણ પરીણામવાદને માને છે: પણ તેઓના મતમાં સૃષ્ટિ બ્રહ્મમાંથી જ પરિણામ પામી છે. શુદ્ધાદ્વૈત વાળાઓ આ વાદને માને છે અને એમ પ્રતિપાદન કરે છે કે શુદ્ધ પરબ્રહ્મ જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે. અને બ્રહ્મની કેવળ ઇચ્છાથી જ નામરૂપાત્મક તથા ક્રિયાત્મક સૃષ્ટિ ઉત્પન્ન થવા પામી છે. તેઓ સૃષ્ટિને બ્રહ્મનું અવિકૃત પરિણામ કહે છે. તેમના મતમાં જેટલું શુદ્ધ ને સત્ય કારણ બ્રહ્મ છે તેટલું ને તેવું-જ શુદ્ધ ને સત્ય કાર્ય બ્રહ્મ છે કારણ કે તે ભગવદ્ વિભૂતિ છે અને ભગવદ્ પરિણામ છે. એટલે સૃષ્ટિને તેઓ સત્ય માને છે. આ વાદમાં સૃષ્ટિ કાર્યમાં પ્રકૃતિને માનવામાં આવતી નથી. અને બ્રહ્મ પોતે જ પોતાની મેળે પ્રકૃતિ વગર પરિણામ પામે છે. આના પ્રમાણમાં તેઓ નીચેની શ્રુતિઓનો આધાર રાખે છે. यतः इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्ति अभिसंविशन्ति (તૈ. ઉ.) सर्वं खलु इदं ब्रह्म तज्जलानितिशांत उपासीत (છાં.ઉ.) एतस्मादात्मनः आकाशः संभूतः। आकाशाद्वायुः वायोरग्निः अग्नेरापः अद्भ्यः पृथिवी (તૈ. ઉ.) તેમ જ जन्माद्यस्य यतः તથા आत्मकृतेः परिणामात् એ વેદાંત સૂત્રોનો પણ આશ્રય લે છે. આ વાદમાં કાર્યને કારણનું ઐક્ય માનવામાં આવે છે એટલું જ નહિ પણ જેટલું કારણ બ્રહ્મ સત્ય છે તેટલું જ કાર્ય બ્રહ્મ પણ સત્ય છે એમ માને છે. જુઓઃ तदनन्यत्वमारंभणशब्दादिभ्यः (બ્ર. સૂ.)

હવે આપણે શાંકરમતાનુયાયીઓએ માન્ય કરેલા વિવર્ત વાદનો વિચાર કરીશું. આ મતમાં પણ ઉપલા બ્રહ્મસૂત્રાનુસાર કાર્ય કારણનો અનન્ય સંબંધ માનવામાં આવે છે. કાર્યસૃષ્ટિને કારણબ્રહ્મથી સ્વતંત્ર કે વ્યતિરિક્ત માનવામાં આવતી નથી એટલે કાર્યસૃષ્ટિ કારણબ્રહ્મથી વ્યતિરિક્ત અથવા સ્વતંત્ર વાસ્તવિક રીતે નથી છતાં પણ ઇશ્વરની અનિર્વચનીય માયાની આવરણ તથા વિક્ષેપ નામની બે અલૌકિક શક્તિથી જુદી હોય તથા બ્રહ્મના વિવર્ત અથવા રૂપાંતર સરખી હોય એમ ભાસ થાય છે. અને નામ રૂપાત્મક જુદી દેખાતી દશ્ય સૃષ્ટિ અવિદ્યા કલ્પિત હોવાથી તે સૃષ્ટિને પારમાર્થિક દૃષ્ટિથી સત્ય માનવામાં આવતી નથી. આ મતને વિવર્તવાદ કહેવામાં આવે છે. આ મતમાં બ્રહ્મથી

વ્યતિરિક્ત જુદી ભાસમાન થતી સૃષ્ટિનો નિત્ય શુદ્ધબુદ્ધ મુક્ત બ્રહ્મની સાથે વાસ્તવિક અભિન્ન ઐક્ય સંબંધ માનવામાં આવતો નથી. પણ માત્ર વ્યવહાર ચલાવવા પુરતો આધ્યાસિક સંબંધ માનવામાં આવે છે અને જેનું પર્યવસાન બ્રહ્માત્મૈક્ય વિજ્ઞાનથી અદ્વૈતાખંડાનંદરૂપ કારણ બ્રહ્મમાં જ થાય છે. કાર્યસૃષ્ટિમાં કારણ બ્રહ્મના સત્વાંશનું સત્તા સ્ફૂર્તિરૂપ હંમેશ અસ્તિત્વ હોય છે પણ તેની સાથે કાર્યસૃષ્ટિમાં પ્રકૃતિ જે નામ રૂપાત્મક દૃશ્ય જગતની બીજરૂપ શકિત છે તેની વિકૃતિ પણ પ્રતીત થાય છે. એટલે બ્રહ્મથી વ્યતિરિકત તેની પારમાર્થિક સત્યતા માનવામાં આવતી નથી. આવી સૃષ્ટિના દરેક પદાર્થો વિકારી અને નાશવંત હોય છે. જગતની દરેક વસ્તુ જે આપણને દષ્ટિગોચર થાય છે, તે દિક્ કાલ અને વસ્તુપરિચ્છિન્ન હોય છે, તેમ જ વિકારી ને નાશવંત હોય છે. તે વસ્તુઓ આપણને વ્યવહારમાં આપણાથી વ્યતિરિકત તથા જુદી હોય એમ ભાસે છે પણ તે પારમાર્થિક સત્ય નથી. કારણ કે તે ત્રિકાળ અબાધિત નથી. જગતનો કોઇ પણ પદાર્થ એક સ્થળમાં કે કાળમાં પરિચ્છિન્ન રૂપે જોવામાં આવે છે. તે પદાર્થનો તે જ વખતે બીજે સ્થળે, બીજે વખતે તથા તેનાથી અન્ય પરિચ્છિન્ન પદાર્થથી નિષેધ કરાય છે. માટે જ તે પદાર્થ અગર જો તેનું મૂળ કારણ બ્રહ્મ છે તો પણ તેને પારમાર્થિક સત્ય ન કહી શકાય. આનાથી ઉલટું શુદ્ધ કારણ બ્રહ્મ દેશ કાળ તથા વસ્તુ પરિચ્છેદથી અબાધિત એકી વખતે સર્વ સ્થળે ને સર્વ ભેદથી રહિત અખંડિત સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે. એટલે તેને જ પારમાર્થિક દૃષ્ટિથી સત્ય કહી શકાય ને તેથી જ અદ્વૈતવાદ સિદ્ધ થઈ શકે છે. વિવેકી તથા તત્ત્વજ્ઞાની પુરુષો વિકારી અને નાશવંત વસ્તુમાં અવિનાશી એક તત્વ નીરખી શકે છે અને તેને આત્યંતિક સત્ય માને છે, જે ત્રિકાળ અબાધિત છે. હવે આ અવિનાશી તત્ત્વ જુદા રૂપમાં એટલે રૂપાંતર થયેલું વિવર્તન તરીકે કેમ ભાસમાન થાય છે તેનો આપણે વિચાર કરીએ. દાખલા તરીકે રજ્જુ (દોરડી) અંધારામાં માણુસને સર્પ તરીકે ભાસે છે ને તેથી તે દોરડી સાપ જ છે એમ સમજી વ્યવહાર કરે છે. હવે આનું કારણ માત્ર અજ્ઞાન છે અને તેથી જ તે માણુસ દોરડીનું સર્પ તરીકે વિવર્તન અથવા રૂપાંતર થયેલું દેખે છે. અગર જો વાસ્તવિક રૂપે આવા અજ્ઞાનથી દોરડી કાંઈ સર્પ થઈ જતી નથી. હવે જો આ માણુસ પ્રકાશથી સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરે તો તેને સમજાય છે કે તે વસ્તુનું મૂળ સ્વરૂપ તો રજ્જુ જ છે ને સર્પ તો રજ્જુને બદલે મિથ્યાજ્ઞાનથી ભાસતો હતો અને તે સત્યજ્ઞાનથી તે માણુસના સર્વ સંશયનો નાશ થાય છે, ને તેને સ્થાયી નિશ્ચયાત્મક અને સત્ય જ્ઞાન થાય છે. દોરડીનું કાંઈ સર્પ તરીકે પરિણામ પામતું નથી. તે જ પ્રમાણે કાર્યપ્રપંચના દરેક પદાર્થો નામરૂપે અવિદ્યાથી જીવને જુદાં જુદાં ભાસે છે અને તેને પરિણામે તે જીવને સંસારચક્રના બંધનમાં અદ્વૈત જ્ઞાનથી મુકિત ન થાય

ત્યાંસુધી રહેવું પડે છે. હવે અવિદ્યા જીવને જન્મથી જ હોય છે તેનું કારણ તેની પૂર્વજન્મની વાસનાઓને જ આભારી હોય છે. તે અવિદ્યાના નિવારણાર્થે વેદાન્તશાસ્ત્રનાં બ્રહ્માત્મૈક્ય ભાવના ઉત્તમ અદ્વૈતજ્ઞાનથી તેની અવિદ્યાનો નાશ થાય છે અને તે જ્ઞાન દ્વારા સ્વાનુભવપૂર્વક કૈવલ્યરૂપી મુક્તિ તથા સ્થાયી સુખ શાન્તિ અને આનંદ અનુભવે છે. આ અભેદ જ્ઞાન સંપાદન કરવામાં જ મનુષ્યનો પુરુષાર્થ રહેલો છે ને વેદાંત શાસ્ત્રનું તાત્પર્ય પણ એમાં જ સમાયલું છે.

હવે આપણે પરિણામવાદમાં શું દોષો છે તેનો વિચાર કરીએ. કારણ બ્રહ્મના મૂળ સ્વરૂપનો જો આપણે વિચાર કરીશું તો આપણને સમજાશે કે તે તો નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત તથા અખંડ સચ્ચિદાનંદરૂપે છે અને તેમાં કદિ પણ વિકાર થતો નથી. તેથી ઉલટું જગતમાં વિકાર વગર કોઇપણ પદાર્થનું પરિણામ થતું જોવામાં આવતું નથી. દુધમાં વિકાર પામવાની પ્રાકૃતિક અવ્યક્ત બીજ શક્તિ છે. અને તેથી તે દહીંના રૂપમાં પરિણામ પામે છે. તે જ પ્રમાણે જગતના તમામ પદાર્થો વિકાર પામવાથી જ પરિણામ પામે છે. પરબ્રહ્મ હમેશાં અવિનાશી કૂટસ્થ અવિકારી અને નિશ્ચલ છે અને તેનું પરિણામ થાય તો તે વિકારવાળો કહેવાય માટે બ્રહ્મનો પરિણામવાદ સૃષ્ટિકાર્યે સમજાવવામાં ટકી શકતો નથી. બ્રહ્મ દેશ, કાળ તથા કાર્યે કારણના સંબંધથી પર છે. આના પ્રમાણમાં જુઓઃ अन्यत्रास्मात्कृताकृतात्। अन्यत्र भूताच्च भव्याच्च .(ક. ઉ.) न तस्य कार्यं करणं च विद्यते। (શ્વે. ઉ.) ईशानं भूतभव्यस्य (બૃ. ઉ) अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते। ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः (ઈ. ઉ).

કાર્યે બ્રહ્મ ઉત્પન્ન થયું છે અથવા મૂર્ત સ્વરૂપમાં સત્યરૂપે પરિણામ પામ્યું છે એમ માનનારની ગતિ અતિ ગૂઢ અંધકારમાં છે એમ ઇશાવાસ્ય ઉપનિષદ્ પરથી સિદ્ધ થાય છે. સંભૂતિનો અર્થ જુદા જુદા ભાષ્યકારો જુદી જુદી રીતે કરે છે. પરંતુ તેનો ખરેખરો અર્થ વ્યક્ત અથવા મૂર્તરૂપે ઉત્પન્ન થયેલો એવો છે કે જેને પરિણામવાદીઓ વિભૂતિરૂપે પારમાર્થિક સત્ય માને છે. તેના સમર્થનમાં જુઓ ગૌ. કા. ૩–૨૫. વળી બ્રહ્મ કાર્યે કારણના સંબંધથી પર છે તેને માટે જુઓ ગૌ. કા. ૪–૧૧–૩૧.

આ ઉપરથી આપણને સહજ સમજાશે કે બ્રહ્મનું કોઈ પરિણામ થઈ શકતું નથી તો પછી આપણને સહજ પ્રશ્ન ઉદ્ભવે છે કે કાર્યે બતાવનારી શ્રુતિ શું નિરર્થક છે? તેનો જવાબ માત્ર એટલો જ કે તે શ્રુતિઓ માત્ર કાર્યે પ્રપંચ પરબ્રહ્મને જ આધીન છે ને કાર્યે સૃષ્ટિમાં સત્ય પદાર્થ માત્ર બ્રહ્મ જ છે ને કાર્યે-પ્રપંચ જેમ સાંખ્યવાદીઓ માને છે તેમ કાંઈ પ્રકૃતિ પ્રધાન કે કોઈ બ્રહ્મ વ્યતિરિક્ત અન્ય કારણને આધીન નથી. બીજું કાર્યે શ્રુતિનું તાત્પર્ય તથા ફળ કાર્યે કારણનો માત્ર સંબંધ બતાવવામાં નથી પણ પરબ્રહ્મ સાથે કાર્યેસૃષ્ટિનો

અનન્ય સંબંધ બતાવવા પર તેનો મુખ્ય આશય છે આને માટે જુઓ: अथ सोऽभयं गतो भवति। यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति। (તૈ. ઉ)

મનુષ્ય માત્રને જગતમાં સર્વથી પ્રિય પોતાનો આત્મા હોય છે એટલે અન્ય પદાર્થમાં પોતાના આત્માથી જરા પણ જુદાઈ ગણે તો તેને ભય ઉત્પન્ન થાય છે પણ આત્મૈકય અભેદ જ્ઞાન થાય એટલે ભય નષ્ટ થઈ જાય છે ને તેને જીવનમુક્ત દશા પ્રાપ્ત થાય છે ને તે અખંડાનંદ રસનો અનુભવ પ્રાપ્ત કરે છે

બીજું જગતમાં તમામ પદાર્થો માત્ર વ્યવહાર પુરતા જ સાચા છે ને પારમાર્થિક રીતે તે કાંઈ તે સ્વરૂપમાં સાચા નથી પણ માત્ર વાણીના વિકાર છે જે તુચ્છ છે; તો તેને સત્ય કેમ માની શકાય? જુઓ શ્રુતિ वाचारंभणं विकारो नामधेयं मृत्तिका इति एव सत्यं (છાં. ઉ.) एकं सद् विप्राः बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानमाहुः (ऋ. सं.) જગતમાં જે પદાર્થો જોવામાં આવે છે, તે રૂપમાં બ્રહ્મના પરિણામ રૂપે અથવા વિભૂતિ રૂપે સત્ય હોય તો જગતના બધા વિકારી પદાર્થો જેવા કે બગડી ગયેલું દહીં, મોરીનું પાણી, દુર્ગંધીવાળી ચીજો, પાપી માણસો, અસુરો વિ. વિ. બધા જ બ્રહ્મ છે એમ માનવું પડે. અને નિત્યાનિત્ય વસ્તુનો વિવેક દર્શાવનાર શાસ્ત્રોની કાંઈ પણ જરૂર ન પડે. તેમ જ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ તથા ક્ષર અક્ષર, વિનાશી અવિનાશી, એમ વિભાગ કરવાની જરૂર ન પડે. વાણીથી શરુ થતાં નામરૂપાત્મક પદાર્થો જેવા કે માટીના પદાર્થો ઘટ વિ. માટીના વિકાર છે પણ તાત્વિક દૃષ્ટિથી સત્ય પદાર્થ માત્ર માટી જ છે. એટલે વ્યવહાર ઉપયોગી પદાર્થો જેને આપણે માત્ર વ્યવહાર ચલાવવા નામરૂપ આપ્યાં છે, તે માત્ર વ્યવહાર પુરતાં સાચાં છે. પણ તેથી તે કાંઈ પરમાર્થ દૃષ્ટિથી સત્ય ઠરતાં નથી અને જગદ્‌ગુરુ શ્રીમદ્ શંકરાચાર્યે માત્ર તેવા જ અર્થમાં કહ્યું છે કે ब्रह्म सत्यं जगद् मिथ्या એટલે બ્રહ્મ સત્ય છે પણ બ્રહ્મથી વ્યતિરિકત સ્વતંત્ર રીતે જગતના તમામ પદાર્થો જેને આપણે વ્યવહારને માટે નામ રૂપે સાચા માન્યા છે, તે પારમાર્થિક દૃષ્ટિથી મિથ્યા છે. જુઓ अनन्यत्व અધિકરણ ઉપર શાંકરભાષ્ય. વળી બીજી શ્રુતિ પણ આમ જ કહે છે જુઓ। अपागादादित्यादादित्यत्वं वाचारंभणं विकारो नामधेयं त्रीणि रूपाणि इति एव सत्यम् (છાં. ઉ.) સૂર્યનું સૂર્યત્વ નશ્વર છે મિથ્યા છે; ને માત્ર વાણીનો વિકાર છે. એમાં માત્ર મૂળ ત્રિગુણાત્મક કારણ જ સત્ય છે. ઉપલા પ્રમાણોથી કોઇની પણ ખાત્રી થશે કે પરિણામવાદ બ્રહ્મવાદમાં ઘટી શકતો જ નથી અને તેને માટે ભગવાન શંકરાચાર્યે વિવર્તવાદનો આશ્રય ઋગ્વેદ સંહિતા તથા અન્ય શ્રુતિના પ્રમાણપૂર્વક લીધો છે. જુઓ શ્રુતિ; य इमा विश्वा भुवनानि × × प्रथमच्छदवराँ आविवेश। (ઋ. સં.) એટલે સૃષ્ટિકાર્ય વખતે ઈશ્વરે પોતાનું પારમાર્થિક સ્વરૂપ અંતર્ધાન કરીને આ જગતમાં પોતે પ્રવેશ કર્યો, એને પરિણામે જ જીવોને અવિ

આથી નામરૂપાત્મક પ્રપંચ ઇશ્વરથી જુદો છે એમ પ્રતીત થાય છે. ઇશ્વરનું પારમાર્થિક સ્વરૂપ અંતર્ધ્યાન થવાથી પામર જીવો વાસના રૂપી અવિદ્યાની બીજ શક્તિથી પરબ્રહ્મ તથા આત્માના અદ્વૈત જ્ઞાનથી વંચિત થાય છે. એટલું જ નહિ, પણ કલ્પિત નામરૂપાત્મક પ્રપંચ સાચો છે, એમ માની પ્રપંચની મોહજાળમાં ફસાય છે. ને માયાની વિક્ષેપ નામની શકિતથી અનેક રંગ બે રંગી વિચિત્ર પ્રકારની સૃષ્ટિઓ તથા કલ્પનાઓ ઉભી કરે છે. અહંત્વ મમત્વ રૂપી ક્ષણિક સુખમાં મોહિત થઈ દુઃખ પામે છે. તે એટલે સુધી કે કેટલાએક ભોળા માણસો શાસ્ત્રના રહસ્ય જ્ઞાનના અભાવે એમ માને છે કે જગતના નામ રૂપાત્મક વિકારી પદાર્થો ઇશ્વરની વિભૂતિ હોવાથી સત્ય છે. અરે ! ઇશ્વર જ છે. આ કેવી ભૂલ ભરેલી અને ભયંકર માન્યતા છે ! આ માન્યતા પરિણામ-વાદને આભારી છે. આના પ્રમાણમાં જુઓ अधिभूतं क्षरो भावः । (भ. गी.)

બીજું જો પરિણામવાદ સ્વીકારવામાં આવે તો કૃત્સ્નપ્રસકિત દોષ તથા નિરવ-યવત્વ શ્રુતિનો વ્યાકોપ દોષ નડશે. જો આખું બ્રહ્મ પરિણામ પામે તો જગતરૂપે આખું બ્રહ્મ સૃષ્ટિની ક્રિયા હંમેશાં કર્યા જ કરશે ને બ્રહ્મનો ઉચ્છેદ થઈ જશે ને વળી મુક્તિને પણ સ્થાન નહિ રહેશે. જો બ્રહ્મના અમુક ભાગનું પરિણામ માનશો તો निष्कलं निष्क्रियं (શ્વે ઉ) એ શ્રુતિનો બાધ નડશે. કારણ કે બ્રહ્મ તો અખંડ તથા નિર-વયવ છે ને તેનો અમુક ભાગ કાંઈ પરિણામ પામી ન શકે. બીજું જો આખું શુદ્ધ બ્રહ્મ પરિણામ પામે તો તે અવિકૃત ન રહી શકે અને બ્રહ્મમાં અવિકૃતત્વ અને વિકૃતત્વ તથા અપરિચ્છિન્ન અને પરિચ્છિન્ન એવા વિરોધી ધર્મો બ્રહ્મમાં ઘટાવવા પડે પણ એવો કોઈ ખુલાસો બ્રહ્મવાદમાં ટકી ન શકે. જો કોઈ માણસ એમ કહે કે અગ્નિ એકી વખતે ઉષ્ણ પણ છે ને શીત પણ છે અને કહે કે હું શ્રુતિના શબ્દ પ્રમાણ ઉપર આધાર રાખું છું તો ખરેખર ! તે હાસ્યાસ્પદ થાય છે ! આ તો વદતો વ્યાઘાત જેવું કહેવાય અને શ્રુતિનો આવો અનર્થ કરનારની બુદ્ધિ બાલિશ છે, એમ જ ઠરે. ઉપલી સર્વ દલીલો ધ્યાનમાં લઇ સુજ્ઞ વાચક વર્ગ વિચાર કરશે તો સહેલાઇથી સમજાશે કે સૃષ્ટિવાદમાં પરિણામવાદ બિલકુલ ટકી શકે એમ નથી, પણ વિવર્તવાદ જ ટકી શકે એમ છે.

## વાલ્લભમતાનુયાયી પૂર્વપક્ષ

વિવર્તવાદ એ શાંકરવાદીઓનો મત છે અને અવિકૃત પરિણામવાદ એ શુદ્ધા-દ્વૈત સિદ્ધાંતમાં માન્ય છે. આપણે પ્રથમ અવિકૃત પરિણામવાદ શું છે તે જોઇએ.

પરિણામ બે પ્રકારનાં છે. (૧) મૂળ કારણ જ સુવર્ણવત્ સર્વ કાર્યરૂપ થાય; છતાં પણ કારણમાં કોઇ પણ પ્રકારનો વિકાર ન થાય; અર્થાત્ કે કાર્ય રૂપે પરિણમતાં છતાં પણ ફરી પોતાના પૂર્વ સ્વરૂપને એટલે કે કારણ સ્વરૂપને પ્રાપ્ત થઇ શકે છે. આનું નામ અવિકૃત પરિણામ.

(૨) બીજો પ્રકાર એ છે કે કારણ કાર્યમાં પરિવર્તન થયા પછી પોતાના અસલ સ્વરૂપમાં ન આવી શકે. દાખલા તરીકે દહીં. દુધનું દહીં થાય, પરંતુ દહીં થયા પછી પાછું દુધ ન થઇ શકે. આનું નામ વિકૃત પરિણામ. વાદીએ આ બે પ્રકારની સેળભેળ કરી નાંખી છે. અને અવિકૃત પરિણામ વાદમાં કહેવાતા દોષ વિકૃત પરિણામનું દૃષ્ટાંત આપી બતાવ્યા છે.

પરિણામ થયાં પહેલાં, થતી વખતે અથવા થયા પછી એમ ત્રિકાળમાં કોઇ પણ પ્રકારનો અન્યથા ભાવ થયા વગર જે કારણ કાર્ય રૂપથી પરિણામ પામે છે તેને અવિકૃત પરિણામ કહે છે. બ્રહ્મ પણ અવિકૃતતાથી જગદ્રૂપે પરિણામને પામ્યું છે. જેમકે મૃત્તિકા, સુવર્ણ તથા લોઢું તેમાં ઘટ કુંડળ, અથવા કઢાઈ રૂપ પરિણામ પામવા છતાં પોતાના અસાધારણ ધર્મો ગંધવત્વ, કસોટીપર ચઢવું, કાળાશ વિગેરેનો પરિત્યાગ કરતા નથી, અને ફરીથી પાછાં પોતાની પૂર્વાવસ્થામાં આવી શકે છે. ઘડાની માટી, કુંડળનું સોનું, આદિ થઇ શકે તેવી જ રીતે બ્રહ્મ પણ જગદ્રૂપે પરિણામ થયા પહેલાં, થતી વખતે, અને પાછું પૂર્વાવસ્થામાં આવ્યા પછી પણ તેવુંને તેવું જ રહે છે. તેના સ્વરૂપનો અન્યથા ભાવ થતો નથી. રૂપભેદનો વિકાર સમજવો એ ભૂલ છે. એક કપડાંની ઘડી કરી હોય અથવા ઘડી ખોલી નાંખી હોય તો વસ્ત્ર કાંઈ જુદું થતું નથી. આ જ પ્રમાણે જ્યારે પ્રભુને રમણ કરવાની ઇચ્છા થઈ ત્યારે એ ઇચ્છા રૂપમાત્રના પરિવર્તન થયા વિના સિદ્ધ ન થઇ શકે એમ હોવાથી ભગવાન પોતાના આનંદાંશનો તીરોભાવ કરી આ જગદ્રૂપે પરિણામને પ્રાપ્ત થયા. સદ્‌માત્રનો જ કહો કે અવસ્થાનો ઐચ્છિક ભેદ સ્વીકારવામાં एकोऽहं बहुस्यां प्रजायेय ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે.

અત્રે એક શંકા થાય છે કે જેમ મૃત્તિકા, સુવર્ણ આદિમાંથી ઘટ, કુંડળ, બનાવવા માટે કુંભાર, સોની આદી જેમ નિમિત્ત કારણ છે તેમ બ્રહ્મ ભલે જગતનું સમવાયી કારણ હોય, પરંતુ જગતનું નિમિત્ત કોણ? આનો ઉત્તર એ છે કે કરોળીઓ પોતાના સ્વરૂપમાંથી પોતે જ અનેક જાળ બનાવી લે છે. તેને જેમ અન્ય કોઈ કર્ત્તા, કે નિમિત્ત કારણની જરૂર નથી; તેમ જ બ્રહ્મ પણ પોતાની મેળે જ જગદ્રૂપ થઇ જાય છે, અને તેને કોઇપણ ઇતર કર્ત્તા અથવા નિમિત્ત કર્તાની જરૂર નથી. તેથી બ્રહ્મ અભિન્ન નિમિત્તોપાદાન છે—ઉપનિષદ્‌માંજ કહ્યું છે કે:—यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति। (મુણ્ડક ઉ.)

વળી ઉપનિષદ્ કહે છે કે સૃષ્ટિની પૂર્વે એક બ્રહ્મ સિવાય બીજું કાંઈ પણ ન હતું. सदेव सोम्येदमग्र आसीत् અને ત્યારપછી તેણે પોતે જ આત્માને જગદ્રૂપે કર્યો स आत्मानं स्वयमकुरुत ઇત્યાદી.

આથી સ્પષ્ટ માલમ પડે છે કે બ્રહ્મ જ કર્તા, નિમિત્ત તથા ઉપાદાન કારણ છે. ઉપર્યુકત કથનને બ્રહ્મસૂત્રમાંથી પણ પુષ્ટિ મળે છે. ઉદાહરણ: आत्मकृतेः

પરિણામાત્। શાંકરમતાનુયાયીઓ વિવર્તવાદને સ્વીકારે છે. તેઓ કહે છે કે નિર્ગુણ નિરાકાર, નિષ્ક્રિય, નિર્ધર્મક, બ્રહ્મમાં જ અનાદિ માયાના સંબંધથી જગદ્રૂપ વિવર્તન થાય છે. અર્થાત્ તેઓ માયા કલ્પે છે અને તેના સંબંધથી અધિષ્ઠાન-રૂપ બ્રહ્મમાં જ જગતની ભ્રાંતિ થાય છે એમ માને છે. આ માયાને તેઓ અનાદિ માને છે, અને બ્રહ્મના માયાકૃત વિવર્ત થવામાં રજ્જુ, સર્પ અને શુક્તિ રજતનું દૃષ્ટાંત આપે છે. આ મત કેટલે અંશે સત્ય છે તે આપણે જોઇએ. પ્રથમ તો શ્રુત્યાદિથી માયાવાદ સિદ્ધ થઇ શકતો નથી, કારણ કે એક બ્રહ્મ સિવાય બીજો કોઇપણ પદાર્થ મૂળમાં નથી. આથી માયા જો અનાદિ માનીએ તો અદ્વૈતની હાની પ્રાપ્ત થશે. શુકિત–રજત તથા રજ્જુ સર્પના દૃષ્ટાંત માટે પણ કહેવાનું કે અત્રે સાકાર અને સમાન આકાર છે એટલે પરસ્પર ભ્રાંતિ થવી સંભવિત છે. પરંતુ નિરાકાર નિર્ધર્મક, નિષ્ક્રિય, બ્રહ્મમાં સાકાર, સધર્મક, સક્રિય જગતની ભ્રાંતિ થવી સંભવિત નથી, કારણ કે બ્રહ્મ તો નિરાકાર અને જગત સાકાર એમ પરસ્પર વિરુદ્ધ છે. ઉપરાંત ભ્રાન્તિ થવામાં એવો નિયમ છે કે જેની ભ્રાન્તિ થતી હોય તે પદાર્થને પહેલાં કોઇ પણ ઠેકાણે જોયો હોવો જોઇએ. પરંતુ જે કદાપી જોયું ન હોય તેની ભ્રાંતિ થવી અસંભવિત છે. રજ્જુ, સર્પ વિગેરેમાં બન્ને દ્રષ્ટ છે. બ્રહ્મ અને જગતના સંબંધમાં તેમ નથી. "બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થાય છે." એમ બોલીએ તો અવશ્ય કોઇક સત્ય જગતનો આપણને અનુભવ થયો છે એમ કબૂલ કરીએ છીએ. ત્યારે તો સત્યની વાસનાથી જગતની ભ્રાંતિ થઇ શકે નહિ ને ક્યાંથી થાય? અને જો ભ્રાંતિવાદ સિદ્ધ કરવા માટે પહેલાં સત્ય જગતનું દર્શન માનીએ તો વિવર્તવાદ જ વ્યર્થ થઇ જાય છે. કદાચિત ભ્રાંતિનું કારણ અનાદિ વાસ-નાથી પેદા થએલા સંસ્કારો માનીએ તો તેમાં અંધપરપરા અને અનવસ્થા એ બે દોષો આવી પડે છે. વિવર્તવાદીઓ માયાવાદ વ્યાસ સૂત્રોમાંથી કાઢવા મથે છે અને તેને માટે तदनन्यत्व (૨–૧–૧૪) એ સૂત્રનો આધાર લે છે. તેઓ કહે છે કે વાચારંભણ શ્રુતિમાં મૃત્તિકા જ સત્ય છે. અને નિશ્ચયાત્મક એવ શબ્દથી જણાય છે કે કારણ મૃત્તિકા અથવા બ્રહ્મ જ સત્ય છે અને કાર્ય (ઘટ) અથવા જગત અસત્ય છે. આની સામે પ્રશ્ન એ થાય છે કે સત્ય અસત્યનો આ વિભાગ માયા વાદીઓને કેવી રીતે માલમ પડ્યો? જો પ્રત્યક્ષ અને અનુમાનથી જ તેમ સિદ્ધ કરતા હોય તો પ્રપંચ પણ સત્ય જ માલમ પડે છે, કારણ કે પાંચે જ્ઞાનેન્દ્રિઓથી એનું ગ્રહણ થઈ શકે છે. જ્યારે પ્રત્યક્ષથી પ્રપંચ (કાર્ય) સત્ય જ ઠરે તો પછી પ્રત્યક્ષ-મૂલક અનુમાનથી તો એની મેળે જ કાર્ય સત્ય સિદ્ધ થાય છે.

ઉપર જણાવેલું તદનન્યત્વ સૂત્ર છાંદોગ્યની વાચારંભણ શ્રુતિને લક્ષીને કહેવાયલું છે. વ્યાસ સૂત્ર બે હેતુ સાધે છે. એક તો વૈદિક વિચારકોની શંકાનું સમાધાન, અને બીજું ઉપનિષદ્ રહસ્ય સ્ફોટ. આ સૂત્ર પણ 'આરંભણ' 'નામ-

ધેય' આદી શબ્દોથી જે શંકા થાય તેને નિર્મૂળ કરવા માટે છે. મૂળ શ્રુતિ જ કહે છે કેઃ—यथा सोम्यैकेन मृत्पिंडेन सर्वं मृण्मयं विज्ञातं स्याद् वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।

આનો સ્વાભાવિક અર્થ એ છે કે—"કેવળ મૃતપિંડના જ જાણી લેવાથી માટીના બનેલા ઘટાદિ બધા કાર્યો જાણી લેવાય છે; કારણ કે ઘટ વિગેરે કાર્યરૂપમાં પણ મૃત્તિકાત્વનો નાશ થતો નથી."

એ જ આશયને ફરીથી સ્પષ્ટ કરીને કહે છે કે वाचारंभणं विकारो नामधेयम्—મૃત્તિકાનું જ એક જુદું રૂપાંતર જે ઘટાદિ તે માત્ર વાણીથી જ આરંભાય છે, માટે તે કાર્ય રૂપને જ પામેલું કારણ માત્રનું જ નામ છે અને કાલત્રયમાં તે મૃત્તિકારૂપ હોવાથી સત્ય પણ છે.

सत्यं એ वाचारंभणं नामधेयम् શબ્દનું વિશેષણ છે. મૃત્તિકા શબ્દનું નહિં, કારણ કે નહિં તો मृत्तिकैव सत्यं એમ શ્રુતિ કથત. શ્રુતિમાં ઇતિ શબ્દ પણ 'હેતુ'માં અથવા 'પ્રકાર રૂપ' અર્થમાં પ્રયોજાયો છે. હવે શું અર્થ થયો તે જોઇએ. "ઘટાદી સર્વ કાર્ય મૃત્તિકારૂપ છે અથવા મૃત્તિકાથી અભિન્ન છે. આ હેતુથી સત્ય જ છે—મિથ્યા નથી." આમ આપણે જોઇએ છીએ. ઉપર્યુકત શ્રુતિ તેમ જ સૂત્ર એ બન્નેમાંથી એકના પણ શબ્દો શંકરાચાર્યના મતને પુષ્ટ કરતા નથી.

ઉદ્દાલક મુની શ્વેતકેતુના પ્રતિ એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતીજ્ઞા કરે છે. અત્રે જો કાર્ય (જગત) મિથ્યા હોય અને કારણ (બ્રહ્મ) સત્ય હોય તો એક વિજ્ઞાનથી (બ્રહ્મજ્ઞાનથી) સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞાનો વ્યાઘાત થાય છે, કારણ કે સત્યના જ્ઞાનથી મિથ્યાનું જ્ઞાન થઈ શકતું નથી. રજ્જુના જ્ઞાનથી કાંઈ સર્પનું જ્ઞાન નથી થતું; ઉલટું રજ્જુના જ્ઞાનની સાથે સર્પજ્ઞાન નાશ પામે છે. તો વિવર્તવાદમાં "એક વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની નહિ—પરંતુ અવિજ્ઞાનની પ્રતીજ્ઞા એક નવીન માનવી પડશે. માટે કાર્ય તથા કારણ બંને સત્ય હોવાથી ઉભયનું ઐક્ય છે. ઉદ્દાલક મુની જે ત્રણ દાખલા આપે છે તે પણ આ ઐકયનું જ સમર્થન કરે છે. તાત્પર્ય એ કે બ્રહ્મ અને જગતનો સંબંધ માટી અને માટીના ઘડાના સંબંધ જેવો છે. કાર્ય જ વાણી માત્રથી આરબ્ધ છે; વસ્તુતઃ મિથ્યા છે એમ માનીએ તો પછી આકાશ કુસુમની માફક કાર્યનો અભાવ જ આવી પડે અને એમ થાય તો બ્રહ્મ કોનું કારણ થઇ શકે? પણ બ્રહ્મને કારણ માન્યા વગર ચાલે તેમ નથી. तस्माद् वा एतस्मादात्मनआकाशः संभूतः। सर्वं खल्विदं ब्रह्म। तज्जलान्। यतो वा इमानि भूतानि जायन्ते। पितामहस्य जगतः। स आत्मानं स्वयमकुरुत॥ ઇત્યાદિ કારણ પ્રતિપાદક શ્રુતિઓનો વિરોધ થઈ પડશે.

વળી ઉપનિષદ્‌માં પણ કોઇ પણ ઠેકાણે રજ્જુ, સર્પ, શુક્તિ રજત એ દષ્ટાંત નથી મળતા. પ્રત્યુત મૃત્તિકા લોઢું અને સુવર્ણ મળે છે. એ જ બતાવે

છે કે સૂત્રકારના હૃદયમાં વિવર્તવાદ નહિ પરંતુ અવિકૃત પરિણામવાદ જ છે અને આ જગત ન તો અવિદ્યાથી ઉત્પન્ન થયું છે કે ન તો તે એક સ્વપ્નસૃષ્ટિ છે. જો જગતનું મિથ્યાત્વ પ્રતિપાદન કરવું હોત તો આ સૂત્ર तदनन्यत्वને બદલે તે तन्मिथ्यात्वं હોત.

વળી અવિકૃત પરિણામવાદ એ તો વ્યાસ સૂત્રોના શબ્દોમાંથી જ ઝલકી આવે છે. आत्मकृतेः परिणामाद् (૧–૪–૨૬) આ સૂત્ર એનો સ્પષ્ટ દાખલો છે. જો વિવર્તનું સૂચન કરવું હોત તો સૂત્ર आत्मानं विवर्तात् એમ હોત. વધુ માટે જુઓ આ સૂત્ર પર શ્રીમદ્ અણુભાષ્ય. તદુપરાંત "जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्" "तत्तु समन्वयात्" આ બન્ને સૂત્રો દ્વારા સદ્રૂપ બ્રહ્મને જગતનું કારણ કહ્યું છે. ત્યાર પછી "ईक्षतेर्नाशब्दम्।" ઇત્યાદિ સાત સૂત્રોથી ચિદ્રૂપ બ્રહ્મને અને आनंदमयोऽभ्यासात्। વિગેરે આઠ સૂત્રોથી આનંદ સ્વરૂપ બ્રહ્મ પણ જગતનું કારણ છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. अथातो ब्रह्मजिज्ञासाમાં શુદ્ધ બ્રહ્મનો જ વિચાર હોવાથી અત્રે શુદ્ધ બ્રહ્મ જ–ઇતર કોઈ પણ નહિ–સદ્રૂપે અને આનંદ રૂપે જગતનું કારણ છે.

વાદી કહે છે કે "પરિણામવાદ સ્વીકારવામાં કૃત્સ્ન પ્રસક્તિ દોષ તથા નિરવયવત્વ દોષ આવી પડે છે." એને તપાસીએ. પ્રથમ તો આ શંકા श्रुतेस्तु शब्दमूलत्वात्" માનનારને થાય જ નહિ. પરંતુ માયાવાદ સ્થાપવાના ઉત્સાહમાં શંકરાચાર્ય પણ જ્યારે तदेवमविद्यात्मकोपाधि परिच्छेदापेक्ष्यमेवेश्वरस्येश्वरत्वं, सर्वज्ञत्वं, सर्वशक्तित्वं चेति। એમ કહી નાંખે છે. તો તદનુયાયીનો શો દોષ?

બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય ઉપનિષદ્થી કરવાનો છે. અને વ્યાસ સૂત્રો જ ઉપનિષદ્ની મીમાંસા છે. અને તે વ્યાસ સૂત્ર તો બ્રહ્મને નિરવયવ તેમ જ કૃત્સ્ન પ્રસક્તિ વગરનું ઉપાદાન કારણ માને છે. "कृत्स्नप्रसक्तिर्निरवयवत्वशब्दकोपो वा" અને श्रुतेस्तु शब्दमूलत्वात् (૨–૧–૨૬,૨૭) એ બન્ને સૂત્રોમાંથી આપણને અવિકૃત બ્રહ્મનું અસ્તિત્વ અને બ્રહ્મ પરિણામ માલમ પડે છે. બ્રહ્મ સર્વ શક્તિમાન છે, અને સર્વ ધર્મયુક્ત છે. सर्वोपेता च तद् दर्शनात् અને विकरणत्वान्नेति चेन्न तदुक्तम्। આ બન્ને સૂત્રોથી પણ એ જ સ્પષ્ટ માલમ પડે છે અને જો વાદી વ્યાસ સૂત્રને અધિક પ્રમાણ માનતા હોય (ઉપનિષદ્માં તર્કને સ્થાન નથી.) તેમ જ શ્રુતિનો શબ્દે શબ્દ પ્રમાણ માનતા હોય તો તેમણે કરેલું દોષારોપણ સર્વથા નિર્મૂળ થઇ જાય છે. જો શ્રુતિનું યથાશ્રુત શબ્દમૂલત્વ ન માનશો તો ભયંકર અવ્યવસ્થા થવા સંભવ છે. જો એક શ્રુતિને પ્રમાણ માનશો, અને બીજીને નહિ માનો તો તે પણ ચાલશે નહિ, કારણ કે સર્વશ્રુતિઓનું પ્રમાણ સમાન છે. આથી જ શુદ્ધાદ્વૈતવાદીઓ વિરુદ્ધધર્માશ્રયત્વ સ્વીકારે છે. અન્યથા સધર્મક અને નિર્ધર્મક પ્રતિપાદન કરતી શ્રુતિઓથી એકવાક્યતા કેમ આવશે? જો

નિધર્મક શ્રુતિઓને જ સ્વીકારશો તો અમે કહીશું કે સધર્મક કેમ નહિં? કારણ કે બધી શ્રુતિઓ સમાન પ્રમાણ છે. આથી તમારો અધ્યારોપાપવાદ શ્રૌતવાદત્વે જરાય ટકતો નથી અને બ્રહ્મનું વિરુદ્ધ ધર્માશ્રયત્વ જ સ્વીકારવું પડશે. નહિં તો **अणोरणीयान् महतो महीयान्।** એ શ્રુતિનો અર્થ કેમ થશે? સૂત્રકાર બ્રહ્મનો સર્વ શક્તિયોગ ઉપનિષદ્‌માંથી ઉદ્ધૃત કરે છે; જ્યારે શ્રી શંકરાચાર્યે માયાને આગળ કરે છે. શ્રુતિના શબ્દ ઉપર વિશ્વાસ ન રાખવો અને હઠથી માયાવાદ જ કાઢવો એ બૌદ્ધ કાર્ય નહિં તો બીજું શું? વાસ્તવમાં તો નિત્ય શ્રુતિ, સ્મૃતિ, તથા યુક્તિઓથી પ્રતિપાદિત અને તેથી અતિપ્રાચીન એવો જો કોઇ પણ વાદ હોય તો તે એક માત્ર અવિકૃત પરિણામવાદ જ છે.

છેવટે વાદીએ "શ્રુતિ"ના શબ્દ પ્રમાણમાં હાસ્યાસ્પદ થવાની ભીતિ દેખાડી છે તે બાબતમાં જણાવવાનું કે શ્રુતિના શબ્દે શબ્દમાં પ્રમાણ ન માને તેમાં અને નાસ્તિકમાં બહુ ફેર નથી. શ્રુતિથી વધારે ડાહ્યું કોઇ નથી. પ્રત્યક્ષ પ્રમાણ માનતા હોય તે લોકોને માટે પણ યોગીનો દાખલો અનુરૂપ થઇ પડશે. યોગીમાં અણીમા, ગરીમા, આદિ વિરોધી સિદ્ધિઓ માનીએ છીએ. તે શું બતાવે છે? એ જ કે યોગી પોતાના યોગ બળથી અણુમાંઅણુ પણ થઈ શકે અને મોટામાં મોટો પણ થઇ શકે. તો પછી યોગેશ્વરેશ્વર સર્વ શક્તિમાન બ્રહ્મની તો વાત જ શી? વળી આપણી તો જીજ્ઞાસા ઉપનિષદ્ પ્રતિપાદિત પુરૂષને માટે છે. **तं त्वौपनिषदं पुरुषं पृच्छामि** એટલે શુદ્ધાંતઃકરણે શ્રુતિઓને જ પ્રમાણ માન્યા સિવાયછૂટકો નથી.

## સિદ્ધાન્તપક્ષ

પૂર્વપક્ષીએ શુદ્ધાદ્વૈત મત પ્રમાણે અવિકૃત પરિણામવાદ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે, ને તેનાં સમર્થનમાં જણાવ્યું છે કે મૂળ કારણ સુવર્ણવત્ સર્વ કાર્ય-રૂપે થાય છતાં પણ કારણમાં કોઈ પણ પ્રકારનો વિકાર ન થાય. તે પ્રમાણે શુદ્ધ બ્રહ્મ ઇતર પદાર્થ વગર પોતે જ કાર્યરૂપે પરિણામ પામે છે. છતાં પણ તે અવિકારી રહે છે. તેથી ઉલટું વિકૃત પરિણામમાં મૂળ કારણ કાર્યરૂપે પરિવર્તન થયા પછી પોતાના મૂળ સ્વરૂપમાં આવી શકતું નથી, જેમકે દુધનું દહીં થાય છે. તેમ વિકૃત પરિણામ તથા અવિકૃત પરિણામમાં ભેળસેળ કર-વાનો આક્ષેપ કર્યો છે. તેમ જ અવિકૃત પરિણામવાદમાં વિકૃત પરિણામનું દૃષ્ટાંત આપ્યું છે એમ દોષ બતાવવા કોશીષ કરી છે. તેના જવાબમાં જણા-વવાનું કે ચેતન બ્રહ્મ જગતનું કારણ થઈ શકે છે. તે બતાવવા વ્યાસજીએ પોતે જ દુધનો દાખલો આપ્યો છે. જુઓઃ **उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि** ब्र. सू. ૨–૧–૨૪ દુધનો વિકાર દહીં છે, જેમ દહીંનું ઉપાદાન કારણ દુધ છે તેમ કાર્ય જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ છે; ને કાર્ય જગતની સાથે અનન્ય સંબંધ ધરાવે છે. એટલે દુધ દહીંના વિકારી સંબંધનો દાખલો નવો ઉપજાવેલો

નથી પણ વ્યાસ સૂત્રમાંજ તે દાખલો આપવામાં આવેલો છે. સૂત્રનું તાત્પર્ય કાંઈ કારણ તથા કાર્યનો તાદાત્મ્ય અથવા ઐક્ય સંબંધ બતાવવાનો નથી. પણ માત્ર અનન્ય સંબંધ બતાવવાનો છે. કારણ કે કાર્યમાં વિકાર છે પણ મૂળ કારણ બ્રહ્મમાં કાંઈ વિકાર નથી. હવે કાર્યજગતમાં વિકાર ક્યાંથી આવ્યો તેનું આપણે નિરીક્ષણ કરવાનું છે. બ્રહ્મ તો નિત્ય શુદ્ધ સ્વભાવનો છે ને તે કાંઈ પરિણામ પામી વિકારી થતો નથી. પૂર્વપક્ષીના મત પ્રમાણે તો શુદ્ધ બ્રહ્મ પોતે જ ઇતર કોઇપણ કારણની અપેક્ષા વગર કાર્યરૂપે પરિણામ પામે છે એટલું જ નહિ પણ તેનો કાર્ય બ્રહ્મની સાથે તાદાત્મ્ય તથા ઐક્ય સંબંધ છે. એટલે શુદ્ધ બ્રહ્મ પોતે જ કાર્ય જગત થઈ જાય છે કે જેને તેઓ સત્ય માને છે. તો આવી રીતે પરિણામ-વાદથી શું બ્રહ્મની શુદ્ધતા રહી શકશે ખરી? છાંદોગ્ય ઉપનિષદ્‌ના ઉદ્દાલક અને શ્વેતકેતુના સંવાદમાં જે દૃષ્ટાંતો માટી સુવર્ણ તથા લોખંડના આપ્યા છે, તે ઉપા-દાન કારણની સત્યતા બતાવવા માટે આપ્યાં છે ને તે દૃષ્ટાંતો કાંઇ એમ સિદ્ધ કરતાં નથી કે શુદ્ધ બ્રહ્મ કાર્યરૂપી પરિણામ પામી જડ પદાર્થો સાથે ઐક્ય સંબંધ ધરાવે છે. તે દરેક દૃષ્ટાંત માત્ર એટલું જ બતાવે છે કે નામરૂપાત્મક તમામ પદાર્થો વિકારી છે પણ તેનું ઉપાદાન કારણ સત્ છે કે જે સત્ય છે. પણ વિકારી પદાર્થો કાંઈ સત્ય ઠરતા નથી. ને તે નશ્વર હોવાથી પ્રત્યક્ષ પ્રમાણથી સ્વતઃસિદ્ધ છે કે તેને સત્ય ન કહી શકાય. છતાં પણ દેખતી આંખો બંધ કરીને એમ કહેવું કે જગતના નામરૂપાત્મક પદાર્થો સત્ય છે તે માત્ર શાસ્ત્રના રહસ્યજ્ઞાનનું અજ્ઞાન જ બતાવે છે. નામરૂપાત્મક ઇન્દ્રિયોના વિષયરૂપી પદાર્થોને પરિણામવાદથી સત્ય માનવા તે શુદ્ધ જ્યોતિર્મય ચૈતન્યને છોડી માત્ર આભાસ તથા છાયાને પૂજવા બરોબર છે અને તેને માયાનું જ કાર્ય કહી શકાય. **वाचारंभणं विकारो नामधेयं मृत्तिका इति एव सत्यं।** એ શ્રુતિનો અર્થ પણ બરોબર કર્યો નથી. દરેક કાર્યના દૃષ્ટાંતમાં કારણને જ સત્ય ઠરાવવામાં આવ્યું છે. કાર્ય સત્ય છે, એવું શ્રુતિમાં જણા-વવામાં આવ્યું નથી. તેમ જ કારણ તથા વિકારી કાર્યનું સંપૂર્ણ ઐક્ય પણ શ્રુતિ તેમ જ સૂત્ર બતાવતાં નથી. સૂત્રનો અર્થ પણ આવું ઐક્ય સાધવા ખોટી રીતે કર્યો છે. જો નામરૂપાત્મક કાર્યને સત્ય ઠરાવવાનો શ્રુતિનો આશય હોત તો પછી શ્રુતિ ઉપાદાન કારણ જ સત્ય છે એમ કથન ન કરત પણ **वाचारंभणं विकारो नामधेयं सत्यं।** એમ જ કથન કરત. પણ શ્રુતિમાં તો ઉપાદાન કારણરૂપી બ્રહ્મને જ સદ્ તથા સત્ય કહ્યું છે. વિકારાત્મક કાર્ય પણ સત્ય છે, એવો શ્રુતિનો આશય નીકળતો નથી, કારણ કે તેમ કરવામાં કાર્યમાં રહેલા નામરૂપાત્મક તથા વિભક્ત થયેલા વિકારો સત્ય ઠરે ને વળી કારણથી વિલક્ષણ તથા વિભક્ત પ્રતીત થતા વિકારી કાર્યોને સત્ય કહેવાથી દ્વૈતાપત્તિ દોષ નડે છે. તદનન્યત્વ સૂત્રમાંથી આવો કાર્ય કારણનો ઐક્ય સંબંધ ક્યાંથી કાઢયો? **सर्वं खल्विदं ब्रह्म**

तज्जलानिति शान्त उपासीत। એ શ્રુતિ તો માત્ર ઉપાસના માટે છે, ને તે કાંઇ ચેતન બ્રહ્મ ને જડ કાર્યની ઐક્યતા બતાવતી નથી. શ્રુતિ તો જડ પદાર્થોમાં રહેલા અધિષ્ઠાનભૂત ચેતનને જ સત્ય કહે છે. જુઓ: ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि। (છાં. ઉ.) શ્રુતિ તો આદિત્યને પણ કાર્યરૂપે વાણીથી શરુ થતા નામરૂપે વિકારાત્મક વર્ણવે છે ને તેનું કારણ જ સત્ય છે એમ પ્રતિપાદન કરે છે. જગતની ઉત્પત્તિમાં ત્રિગુણાત્મિક મૂળ પ્રકૃતિ ઇશ્વરને ઉપાદાન કારણ તરીકે સહાયક છે. મૂળ પ્રકૃતિનું પરિણામ થવાથી જ જગતના તમામ વિકારો ઉદ્‌ભવે છે કે જે નાશવંત છે. પણ તે મૂળ પ્રકૃતિ બ્રહ્મથી વ્યતિરિક્ત કે સ્વતંત્ર નથી. પણ તે સદ્રૂપી બ્રહ્મને જ સદા આધીન છે, અને તેને અવલંબી જગતના તમામ કાર્યો કરે છે. પ્રકૃતિ કાંઈ બ્રહ્મથી સ્વતંત્ર પદાર્થ નથી. શુદ્ધ બ્રહ્મરૂપી અધિષ્ઠાનની સત્તાથી જ મૂળ પ્રકૃતિ પોતાના વિકારી તથા વિભક્તત્વવાળાં કાર્યો કરી શકે છે. વળી પારમાર્થિક જ્ઞાનથી તેનો બાધ પણ થઈ શકે છે. એટલે વિવર્તવાદમાં દ્વૈતાપત્તિનો દોષ રહેતો નથી. શુદ્ધ બ્રહ્મ કાંઈ પરિણામ પામતું નથી. જુઓ શ્રુતિ; न तस्य कार्यं करणं च विद्यते। પરબ્રહ્મનું કાંઈ કાર્ય તેમ કારણ પણ નથી. આ શ્રુતિનો મોટામાં મોટો વાંધો પૂર્વપક્ષીને નડે છે. તેનો ખુલાસો તેઓએ કર્યો નથી. તેથી બ્રહ્મનો પરિણામવાદ કોઈ રીતે પણ ઘટી શકતો નથી. રૂપભેદનો વિકાર સમજવો એ ભૂલ છે. તો પૂર્વપક્ષીને પૂછવાનું કે જગતમાં બ્રહ્મ સિવાય કોઈ પણ પદાર્થ અવિકારી છે તેનો એક પણ દાખલો આપી શકશો? જગતના તમામ પદાર્થો વિકારી ને નાશવંત છે. જુઓ બ્ર. સૂ. यावद्विकारं तु विभागो लोकवत्। તો પછી આવા વિકારી કાર્યને સત્ય કેમ કહી શકાય? વિકારાત્મક પ્રકૃતિની વ્યાવૃત્તિ કરવાથી જ અદ્વૈતવાદ સિદ્ધ કરી શકાય છે. ને શ્રુતિનું તાત્પર્ય અભેદ જ બતાવવામાં છે, એમ કોઈ પણ અદ્વૈત સિદ્ધાન્તી નિર્વિવાદે કબૂલ કરશે. જુઓ શ્રુતિઓ; ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि। अहं ब्रह्मास्मि। अयमात्मा ब्रह्म। વળી ગીતા પણ એ અભેદ જ બતાવે છે. જુઓ: अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्।" क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।" (भ. गी.) તો પછી વિભક્ત રૂપે પ્રતીત થતા તમામ પદાર્થો કે જે વિકારી છે તેને સત્ય કેમ કહી શકાય? કનકકુંડળનો દાખલો આપ્યો છે. પણ તે પણ સોનાનો વિકાર જ છે. નિત્ય, અખંડિત તથા નિર્વિકારી પદાર્થના વિભાગ કદિ પણ ન થઇ શકે તો પછી એવી શંકા અસ્થાને છે. વળી શુદ્ધ બ્રહ્મનું પરિણામ માનવાથી બ્રહ્મનું શુદ્ધપણું રહી શકતું નથી ને આવા પરિણામથી આખા બ્રહ્મનો ઉચ્છેદ થઇ જાય. (શ્રીમદ્ વલ્લભાચાર્ય સિવાય) બીજા કોઈ પણ આચાર્યે શુદ્ધ બ્રહ્મથી ઇતર સાધનની અપેક્ષા વગર જગતનું પરિણામ માન્યું નથી, તો પછી તમારા વાદને શુદ્ધાદ્વૈત નામ કેમ આપી શકાય?

એમાં તો પ્રકૃતિના ધર્મો તથા ગુણોનું શુદ્ધ બ્રહ્મમાં સાંકર્ય કરવામાં આવ્યું છે, ને પરિણામવાદનાં દુરાગ્રહનેજ આભારી છે. આનાથી ઉલટું શાંકરમતમાં વિવર્તવાદ હોવાથી બ્રહ્મનું શુદ્ધત્વ સદૈવ કાયમ રાખવામાં આવ્યું છે, તથા જળવાઈ રહ્યું છે.

હવે વિવર્તવાદમાં જે દોષો બતાવ્યા છે તેના નિવારણાર્થે તદનન્યત્વ અધિકરણ ઉપર શાંકરભાષ્ય વાંચી લેવું, એટલે વ્યવહાર સૃષ્ટિ તથા પારમાર્થિક સૃષ્ટિનો ભેદ સમજાશે. કારણ કે પરિણામવાદમાં તે બેનો ખીચડો કરવામાં આવ્યો છે. ઉપર જણાવ્યા પ્રમાણેનો ભેદ સમજશો તો જ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યના વિવર્તવાદનું તાત્પર્ય સમજી શકશો ને તમામ શંકાનું સમાધાન થઇ જશે. વ્યાસજીએ પોતે જ भोक्त्रापत्तेरविभाग श्चेत्स्याल्लोकवत् । એ સૂત્રમાં સૃષ્ટિનો ભેદ વ્યવહારસૃષ્ટિમાં સ્વીકાર્યો છે; અને તદનન્યત્વ અધીકરણમાં વ્યાસજીએ પારમાર્થિક સૃષ્ટિનું અદ્વૈત તાત્પર્ય બતાવ્યું છે તથા કાર્ય ને કારણનો અનન્ય સંબંધ બતાવ્યો છે. શાંકર મતમાં ચાર પ્રકારની સૃષ્ટિ સમજાવવામાં આવી છે. (૧) વ્યાવહારિક (૨) પ્રાતિભાસિક અથવા સ્વપ્ન સૃષ્ટિ. (૩) પારમાર્થિક સૃષ્ટિ તથા (૪) કાલ્પનિક સૃષ્ટિ, જેમ કે વંધ્યાપુત્ર, આકાશપુષ્પ વિ. હવે જાગ્રત વ્યવહાર તથા સ્વપ્ન વ્યવહાર કાંઇ કાલ્પનિક સૃષ્ટિની માફક આત્યંતિક મિથ્યા નથી. પણ તે તે દશામાં પ્રતીત થતો વ્યવહાર સત્ય હોય એમ લાગે છે. ને તે વ્યવહારનો બાધ માત્ર સત્ય જ્ઞાનથી જ થઈ શકે છે. શ્રીમદ્ શંકરાચાર્યે જગતને આત્યંતિક કાલ્પનીક મિથ્યા માન્યું નથી પણ વ્યાવહારિક સત્યતા સ્વીકારી છે. તેના સમર્થનમાં જુઓ; नाभाव उपलब्धेः । સૂત્રપરનું શાંકર ભાષ્ય. છતાં પણ શાંકર મતના વિરોધીઓ વ્યવહાર સૃષ્ટિમાં કાલ્પનિક તથા આત્યંતિક મિથ્યાત્વના દોષો મુકી શ્રીમદ્ શંકરાચાર્યને બૌદ્ધમતના ઠરાવવા પ્રયાસ કરે છે, તે ખરેખર તેઓનું અજ્ઞાન જ પ્રદર્શિત કરે છે !

પૂર્વપક્ષી વળી શંકા કરે છે કે રજ્જુ, સર્પ તથા શુકતી રજતના દષ્ટાંતથી માયાવાદ સિદ્ધ થઇ શકતો નથી. અને એમ પણ જણાવે છે કે માયાને જો અનાદિ માનીએ તો અદ્વૈતની હાની પ્રાપ્ત થશે. આના જવાબમાં જણાવવાનું કે શ્રીમદ્ જગદ્‌ગુરુ શંકરાચાર્યે માયાનો સિદ્ધાંત કાંઈ નવો પ્રતિપાદન કર્યો નથી. પણ માયાનો સિદ્ધાંત શ્રુતિ અને સ્મૃતિ પ્રતિપાદ્ય છે એમ બતાવી આપ્યું છે. આના પ્રમાણમાં જુઓઃ इन्द्रो मायाभिः पुरुरूप ईयते (ऋ. सं.) मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् (श्वे. उ.) दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। (भ. गी.) ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया। (भ. गी.) બીજું એ શંકાના જવાબમાં જણાવવાનું કે માયાને કાંઈ બ્રહ્મથી વ્યતિરિક્ત સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવી નથી, પણ તે બ્રહ્મને જ સદા આધીન છે. તેમ વળી વ્યવહારમાં બ્રહ્મથી વ્યતિરિક્ત પ્રતીત થતી, પ્રકૃતિ તથા

અવિદ્યાનો પણ વેદાન્તના અદ્વૈતજ્ઞાનથી બાધ થઈ શકે છે એમ માનવામાં આવ્યું છે પણ પરતંત્ર પ્રકૃતિથી શુદ્ધ બ્રહ્મનો કદાપી બાધ થઈ શકતો નથી; તો પછી દ્વૈતાપત્તિની શંકા નિરસ્ત થઈ જાય છે. સત્ય પદાર્થનું લક્ષણ તો મેં આપી દીધું છે કે જે પદાર્થ દીક્, કાલ, તથા વસ્તુ પરિચ્છેદથી રહિત, ત્રિકાળ અબાધિત, પોતાનું અસ્તિત્વ શુદ્ધપણે રાખી શકે છે, તેને જ તાત્વિક દૃષ્ટિથી સત્ય કહી શકાય અને તેવું સત્ય તો માત્ર બ્રહ્મ જ છે. માયા અનાદી છે છતાં પણ તેને સત્ય કહી શકાય નહિ, કારણ કે તેનો બાધ વેદાંત પ્રતિપાદ્ય બ્રહ્માત્મૈકય જ્ઞાનથી થઈ શકે છે. એટલે પછી દ્વૈતાપત્તિ દોષ નડશે નહિ. બ્રહ્માત્મૈક્ય અનુભવ તથા સાક્ષાત્કાર અવિદ્યાની નિવૃત્તિ વગર કદિ પણ થઈ શકતો નથી અને તેમાંજ તમામ વેદાંત શાસ્ત્રનું તાત્પર્ય સમાયલું છે. सर्वं खल्विदं ब्रह्म। શબ્દોના માત્ર ઉચ્ચારણથી કાંઈ અવિદ્યાની નિવૃત્તિ થઇ શકતી નથી. પણ તેને માટે તો વેદાંત-શાસ્ત્રનું શ્રવણ, મનન, તથા નિદિધ્યાસનની જરૂર છે, ને તે દ્વારા જ બ્રહ્માત્મૈક્ય જ્ઞાન મળી શકે છે. અને છેવટે અપરોક્ષાનુભવથી મુક્તિ મળે છે. માયા અનાદી હોવાથી જીવને અદ્વૈત જ્ઞાનના અભાવે ભ્રાન્તિ થવા પામે છે, અને દ્વૈત જ્ઞાનની પ્રતીતિ થાય છે. જેમ આપણને સ્વપ્નમાં ખોટી ભ્રાન્તિ થાય છે તેમ અનેક જન્મની વાસનાથી વ્યવહારમાં પણ શુદ્ધ બ્રહ્મમાં આપણને દ્વૈતરૂપી પ્રતીતિ થઈ શકે છે. જેમ સર્પમાં રજ્જુની ભ્રાન્તિ થાય છે તેમ વ્યાવહારિક પદાર્થો આપણે જોયેલા હોવાથી તથા ઇંદ્રિયોદ્વારા ઉપલબ્ધિ કરેલી હોવાથી આપણને અવિદ્યાથી બ્રહ્મમાં અન્યથા ભ્રાન્તિ થઇ શકે છે. તેથી કાંઈ દ્વૈતાપત્તિ દોષ થતો નથી. વસ્તુ ઉપલબ્ધિમાં કોઈ એવો નિયમ નથી કે જે પદાર્થની ભ્રાન્તિ અન્ય પદાર્થમાં પ્રતીત થાય છે તે પદાર્થ વાસ્તવિક, સત્ય જ હોવો જોઇએ, તથા તે બેઉ પદાર્થો સાકારી ને સમાન હોવા જોઇયે. જેમકે નિરાકાર આકાશમાં ઉંધી કઢાઈ તથા મલીનતા કલ્પિ શકાય છે. આથી કલ્પેલા પદાર્થો સત્ય ઠરતા નથી. જેમકે સત્ય રજ્જુમાં અસત્ય સર્પની કલ્પના થઈ શકે છે. બીજું બ્રહ્મ અગર જો અવ્યક્ત તથા અમૂર્ત છે, છતાં પણ તે સ્વતઃસિદ્ધ છે, એ દરેક માણસને અનુભવસિદ્ધ છે, કારણ કે ગમે તેવો નાસ્તિક તથા શંકાશીલ માણસ પણ પોતાના આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે ને કદિ પણ તે એમ કહેતો નથી કે હું "નથી." એટલે બ્રહ્મનું અથવા આત્માનું અસ્તિત્વ સર્વ કોઇને ગ્રાહ્ય છે તો તે સર્વગ્રાહ્ય બ્રહ્મમાં જીવની અનાદી અવિદ્યાથી જગતના નામરૂપાત્મક પદાર્થોનો દ્વૈતભાવ તથા ભ્રમ કલ્પિ શકાય છે. ભ્રાન્તિનું કારણ અનાદી વાસના માનીએ તો અંધપરંપરા તથા અન-વસ્થા એમ બે દોષો બતાવ્યા છે, તેના જવાબમાં જણાવવાનું કે અનાદી સંસા-રની પહેલી ઉત્પત્તિ ક્યારે થઇ એવી શંકા જ શ્રૌતવાદમાં ઘટી શકતી નથી. શ્રુતિ કહે છે કેઃ सूर्याचन्द्र मसौधाता यथापूर्वमकल्पयत् (ऋ. सं.) એટલે પછી જગત, સંસાર,

જીવ, માયા, તથા અવિદ્યા એ સર્વ પ્રવાહ અનાદિ કાળથી જગન્નિયન્તાના શાસન તથા નિયમ પ્રમાણે બીજ અંકુર ન્યાય પ્રમાણે ચાલ્યાં જ કરે છે. બ્રહ્મ ઉપરાંત જગતની ઉત્પત્તિમાં પ્રકૃતિ પણ કે જે ઇશ્વરને સદૈવ આધીન છે તે ઇશ્વરને તે કાર્યમાં સહાયક છે. એ સિદ્ધાંત કાંઈ શ્રીમદ્ શંકરાચાર્યે કપોલ કલ્પિત નવો ઉપજાવી કાઢ્યો નથી. તેના પ્રમાણમાં જુઓ:

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ (भ. गी.)

ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે "મારા અધ્યક્ષપણા નીચે મારાથી પ્રકાશિત થયેલી માયા (પ્રકૃતિ) સ્થાવર જંગમ જગતને જન્મ આપે છે અને એ હેતુથી જ હે કૌન્તેય! જગત પરિવર્તન પામે છે. એટલે આ જગત બ્રહ્મના વિવર્ત-રૂપે છે તથા પ્રકૃતિના પરિણામરૂપે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રીમદ્ શંકરાચાર્યે વિવર્તવાદ કાંઈ પોતે નવો ઉપજાવી નથી કાઢ્યો પણ તેને ભગવદ્ગીતાનું તથા શ્રુતિનું પણ સમર્થન છે. તો પછી એમ કહેવું કે શુદ્ધ બ્રહ્મ જ જગતનું સત્ ચિદ્ તથા આનંદરૂપે કારણ છે ને ઇતર કાંઇપણ નહિ તે માત્ર એક દુરાગ્રહ જ કહેવાય! અને તે ઉપલા પ્રમાણથી નિરસ્ત થઇ જાય છે.

બીજું પરિણામવાદ સ્વીકારવામાં કૃત્સ્નપ્રસક્તિ દોષ તથા નિરવયવત્વ દોષો આવી પડે છે. એવી સાંખ્યવાદીની દલીલનો નિરાસ કરવાને એકપણ સબળ પ્રમાણ પૂર્વપક્ષી આપી શકયા નથી. વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવાને જ વ્યાસાચાર્યનું ઉત્તમ મીમાંસા શાસ્ત્ર રચવામાં આવ્યું છે. શ્રુતિમાં દેખાતા વિરો-ધોનો સમન્વય કરવામાં જ ભાષ્યકારોની બુદ્ધિની પરાકાષ્ટા છે. ભગવતી શ્રુતિ કાંઈ બુદ્ધિ તથા યુક્તિથી વિપરીત નથી. ઉપલા દોષોનું નિવારણ કરી વિરોધી શ્રુતિ-ઓનો બુદ્ધિપૂર્વક જે સમન્વય શ્રીમદ્ શંકરાચાર્યે કર્યો છે તે ખરેખર અપૂર્વ છે! અને તેને માટે જ થીબો, ડાઇસન, જેકબ, ગફ, મેક્સમુલર, વિ. અનેક પાશ્ચાત્ય તત્વવિજ્ઞાનીઓએ એકમતે ને એકઅવાજે શ્રીમદ્ શંકરાચાર્યને ઘણો ધન્યવાદ આપ્યો છે, તે સુવિદિત છે. વિરોધી શ્રુતિઓમાં ઉભી થતી શંકાઓનું યોગ્ય સમાધાન કરી યથાર્થ સમન્વય કરવામાં જ ભાષ્યકારોની કસોટી છે. તે કાર્ય જેવી સરળતાથી, વિદ્વત્તાથી, તથા બાહોશી ભરેલી રીતિથી શ્રીમદ્ શંકરાચાર્યે કર્યું છે તેવું કોઇપણ આચાર્યે કર્યું નથી. વિરોધી શ્રુતિઓનો યુક્તિપૂર્વક યથાયોગ્ય સમ-ન્વય કર્યા વગર વિરોધી વાકયોના માત્ર શબ્દ પ્રમાણ ઉપર આધાર રાખી બેસી રહેવું તે ભગવતી શ્રુતિને મૂર્ખ ઠરાવવા જેવું છે તથા શ્રુતિને અન્યાય આપવા બરાબર છે. અને તેમ કરનારની બુદ્ધિનીજ જનતા પાસે કિંમત કરાવે છે. બ્રહ્મ-વાદ એ વસ્તુતંત્ર છે અને શ્રુતિઓનો સમ્યગ્ સમન્વય કરી શ્રુતિના યથાર્થ અર્થનો નિર્ણય કરવાની પ્રતિજ્ઞા વ્યાસાચાર્યે કરી છે; તો પછી શ્રુતિનો યથાર્થ નિર્ણય

કરવામાં ઉપસ્થિત થતી દરેક શંકાનું યથાર્થ સમાધાન શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિદ્વારા કરવાને બદલે માત્ર શ્રુતિના શબ્દપ્રમાણપર બેસી રહેવું ને સિદ્ધાન્તિની શંકાની નાસ્તિકતામાં ગણના કરી બુદ્ધિને તિલાંજલી આપવી તેથી કાંઈ બ્રહ્મવાદ સિદ્ધ થઈ શકતો નથી. એ તો વજુદવાળી દલીલ તથા યુક્તિ ખુટી ગઇ છે એટલે તેનો ઢાંક પીછોડો કરવા માટે જ ઉપલી રીતિનો આશ્રય કર્યો છે એમ લાગે છે. સાંખ્યવાદીએ ઉપસ્થિત કરેલી શંકાનું સમાધાન કરવામાં પૂર્વપક્ષી સદંતર નિષ્ફળ નીવડ્યા છે. શુદ્ધાદ્વૈત વાદીઓએ બ્રહ્મમાં વિરુદ્ધ ધર્માશ્રયત્વનો આશ્રય લઇને વિરોધી શ્રુતિઓની એકવાક્યતા સાધવા જે ભગીરથ પ્રયત્ન આદર્યો છે, તેમાં તેઓ અત્યંત નિષ્ફળ નિવડ્યા છે. એટલું જ નહિ પણ તેવી વિચિત્ર પદ્ધતિ ખુદ વ્યાસાચાર્યજીએ પણ ગ્રાહ્ય કરી નથી ને તેથી તે ઉપેક્ષ્ય છે. આને માટે જુઓ; બ્ર: સૂ. ૨–૨–૩૩ नैकस्मिन्न संभवात्। એક પદાર્થમાં એક કાળે વિરુદ્ધ ધર્મો ઘટાવવા એ અસંભવિત છે. તો એ સૂત્રને અવલંબી પૂર્વપક્ષીએ કરેલો ખુલાસો ટકી શકતો નથી. આથી ઉલટું ઉપલી શંકાનું સમાધાન શ્રીમદ્ શંકરાચાર્યે વિવર્તવાદથી બરોબર કર્યું છે. આવા કારણોથી જ સિદ્ધ થાય છે કે પરિણામવાદ બ્રહ્મવાદમાં ઘટી શકતો નથી, પણ વિવર્તવાદ જ ઘટી શકે છે.

## (૮) માયાવાદનું વેદાંતમાં સ્પષ્ટ સ્થાન

### વાલ્લભમતાનુયાયિ પૂર્વપક્ષ

"માયાવાદ બ્રહ્મસૂત્રમાંથી નીકળતો નથી" એ જણાવવા પૂર્વપક્ષીએ નીચેનો આલેખ કર્યો છે. પૂર્વપક્ષીએ પ્રથમ તો પ્રમાણ તરીકે નિર્દિષ્ટ કરેલા સૂત્રાદિનો સિદ્ધાંતિએ જે અર્થ કર્યો છે તે સર્વથા અયુક્ત જ છે તે બતાવીશ. દુધનું દહીં થવાનું જે દૃષ્ટાંત આપ્યું છે તે વિકૃત પરિણામનું જ દૃષ્ટાંત છે. અવિકૃત પરિણામનાં દૃષ્ટાંત તો કરોળીઓ, મૃત્તિકા, સુવર્ણ, અહિકુંડળ યોગી આદિ છે. જેમ કરોળીઓ પોતાનાં મોઢામાંથી સ્વેચ્છાએ જ જાળ પ્રકટ કરે છે, તેનો વિસ્તાર કરે છે અને પાછો મોઢામાં જ સમાવી દે છે તો પણ કરોળીઆમાં કાંઇ પણ ફેરફાર થતો નથી. તેવી જ રીતે બ્રહ્મ પોતાનાં સ્વરૂપમાંથી જ જગત પ્રકટ કરે છે તથા તેનો લય પણ પોતાના સ્વરૂપમાં જ કરી દે છે. જેમ સોનામાંથી કનકકુંડળ થવા છતાં તેમાં વિકાર થતો નથી, તેવી જ રીતે બ્રહ્મમાંથી જગતના પ્રાકટ્યાદિ થવા છતાં તેમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર થતો નથી. દુધનું દહીં થાય છે પણ તે તો વિકૃત પરિણામ છે. વિકૃત પરિણામનાં કારણમાં પણ વિકૃતિ થાય છે; જ્યારે સુવર્ણાદિકમાં તેમ નથી થતું. વ્યાસજીએ જે દુધનો દાખલો 'उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि' સૂત્રમાં આપ્યો છે એનું તાત્પર્ય એટલું જ છે, કે દુધના દધિભવનમાં દુધ વિના અન્ય કોઇપણ સામગ્રી વિશેષની અપેક્ષા રહેતી નથી. અર્થાત્ કે બ્રહ્મને પણ જગતરૂપે થતી વખતે પોતાના સ્વરૂપ વિના અન્ય કોઇપણ માયા,

અવિદ્યા, શરીર, ઉપાધી ઇત્યાદિ સામગ્રી વિશેષની જરૂર રહેતી નથી. શ્રી શંકરાચાર્યે પોતે જ કહે છે કે यथाहि लोके क्षीरं जलं वा स्वयमेव दधिहिमभावेन परिणमतेऽनपेक्ष्य बाह्यं साधनं तथेहापि भविष्यति। દુધના દૃષ્ટાંતથી તો માત્ર એટલું જ સિદ્ધ થાય છે કે બ્રહ્મ પોતે નિરપેક્ષ હોવા છતાં, નિમિત્ત અને ઉપાદાન પણ થઈ જાય છે. તેટલા જ માત્રથી દુધને અવિકૃત પરિણામનું દૃષ્ટાંત માની શકાય નહિ. વસ્તુતઃ તો જે દૃષ્ટાંતનો ઉપયોગ સાંખ્ય કરે છે તે જ 'ક્ષીર'નું દૃષ્ટાંત આપી વ્યાસજી બ્રહ્મનું નિરપેક્ષત્વ સિદ્ધ કરે છે. અવિકૃત પરિણામનાં તો સ્પષ્ટ દૃષ્ટાંતો, સુવર્ણ, અહિકુંડલ ઇત્યાદિ વ્યાસજી યથાપ્રસંગ આપે છે.

છાંદોગ્યમાં જે દૃષ્ટાંતો છે તે ઉપાદાન કારણની સત્યતા બતાવવા માટે છે એમ જે સિદ્ધાંતિ કહે છે તે જો કે ઠીક નથી તથાપિ तुष्यतु दुर्जन न्याये થોડીક વાર 'વાદ'ને માટે સ્વીકારી લઇએ. તોપણ તેમના મતમાં શબલ અથવા માયા ઉપાદાન કારણ છે તેનું સત્યત્વ એમણે સ્વીકારવું પડશે.

वाचारंभण શ્રુતિનો અર્થ પૂર્વપક્ષીએ જેવી રીતે ટાંકેલો છે તેવો જ છે, કારણ કે सत्यम् એ પૂર્વાર્ધમાં ઉદ્દિષ્ટ मृण्मय પદાર્થનું વિધેય છે, નહિં કે मृत्तिकाનું. જો તેમ હોત તો मृत्तिका શબ્દની સાથે જ કહેવાત અને જો તેમ હોત તો सत्या એમ કહેવાત. પણ અહીં તેમ નથી. इति શબ્દ પણ હેતુમાં અથવા પ્રકારરૂપ અર્થમાં છે. આખો અર્થ એવો થાય છે કે "ઘટાદિ સર્વ કાર્ય મૃત્તિકારૂપ છે અથવા મૃત્તિકાથી અભિન્ન છે. આ હેતુથી સત્ય જ છે મિથ્યા નથી." અગર કાર્ય મિથ્યા હોય અને કારણ સત્ય હોય તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞાનો ભંગ જ થાય, કારણ કે 'સત્યના જ્ઞાનથી મિથ્યાનું જ્ઞાન નથી થતું; ઉલટું નાશ પામે છે. તો વિવર્તવાદમાં એક વિજ્ઞાનથી સર્વેના અવિજ્ઞાનની અથવા જ્ઞાનનાશની પ્રતિજ્ઞા એક નવીન માનવી પડશે. માટે કાર્ય તથા કારણ બન્ને સત્ય હોવાથી ઉભયનું ઐકય છે. વાણી માત્રથી જ ઘડો માટીથી જુદો કહેવાય છે. વસ્તુતઃ તેમ નથી તેથી કાર્ય કોઈ પણ રીતે વિકૃત ઠરતું નથી, સિદ્ધાંતિના કહેવા પ્રમાણે બ્રહ્મમાં વિકાર ન હોય અને તેના કાર્યજગતમાં વિકાર છે, તો પછી બન્નેનો અભેદ કેમ સિદ્ધ થાય? અભેદને માટે યા તો બંને પદાર્થ વિકારી હોય અથવા બન્ને અવિકારી હોય.

સિદ્ધાંતી બીજી શંકા કરે છે કે બ્રહ્મ પોતે જ જગદ્રૂપે થઈ જાય તો તેમાં શુદ્ધતા રહેતી નથી. તેના સમાધાનમાં જણાવવાનું કે સૂત્રકાર "जन्माद्यस्ययतः शास्त्रयोनित्वात्" અને "तत्तुसमन्वयात्" આ બે સૂત્રોદ્વારા સદ્રૂપ બ્રહ્મને કારણ કહે છે. ત્યાર પછી "ईक्षतेर्नाशब्दम्" ઇત્યાદિ સાત સૂત્રોથી ચિદ્રૂપ બ્રહ્મને કારણ કહે છે. અને आनन्दमयोऽभ्यासात विगेरे આઠ સૂત્રોથી આનંદસ્વરૂપ બ્રહ્મ પણ જગતનું કારણ છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે. આમ

સદ્‌રૂપ, ચિદ્‌રૂપ અને આનંદરૂપ બ્રહ્મ જગતનું કારણ છે; છતાં પણ બ્રહ્મમાં વિકાર થતો નથી. અવિકૃત બ્રહ્મમાંથી જ જગતનું જન્માદિ થાય છે. આનંદ મયાધિકરણમાં સૂત્રકારે જે મયટ્ પ્રત્યય વાપર્યો છે તે વિકારાર્થ નથી. પરંતુ પ્રાચુર્યાર્થે છે, એમ विकारशब्दात् इति चेन्न प्राचुर्यात्। એ સૂત્રમાં સ્પષ્ટ કહ્યું છે. અહીં શુદ્ધ નહિં પરંતુ શબળ બ્રહ્મ જગતનું કારણ માયાવાદી માને છે, પણ તેમ નથી. કારણ કે अथातो ब्रह्मजिज्ञासा આ સૂત્રથી શુદ્ધ બ્રહ્મના જ વિચારની પ્રતિજ્ઞા થઈ રહી છે. આથી શબળ બ્રહ્મને જગતનું કારણ માનીએ તો પ્રતિજ્ઞા-હાનિ અને અપ્રસ્તુતનો સ્વીકાર એમ બે દોષ આવી પડે; માટે સચ્ચિદાનંદ શુદ્ધ બ્રહ્મ જગતનું કારણ છે. શ્રીગીતામાં પણ ભગવાન આજ્ઞા કરે છે કે "अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा" ઉપરાંત "असत्यं अप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्" આ શ્લોકમાં તો શ્રીગીતાકાર જગતને અસત્ય માનનારને અસુર કહે છે. વળી आत्मकृतेः परिणामात् એ સૂત્ર બાદરાયણ યોજે છે નહિં કે વિવર્તવાદ. તેથી બ્રહ્મ સૂત્રકાર આત્મકૃતિવાદી પરિણામવાદી છે એમ દૃઢ થાય છે. વિવર્તને જરાયે સ્થાન નથી. ચોખ્ખો પરિણામ શબ્દ જ સૂત્રકાર યોજે છે. આ સૂત્ર ઉપરનું અણુભાષ્ય જણાવે છે કે શુદ્ધબ્રહ્મ જગતનું કારણ છે અને તેથી કાર્ય જગત પણ સત્ય જ છે અને તેના તમામ પદાર્થો પણ સત્ય જ છે.

વળી સિદ્ધાન્તી ત્રિગુણાત્મિકા પ્રકૃતિને જગતનું કારણ બતાવે છે તે પણ અયુક્ત જ છે કારણ કે "यतो वा इमानि भूतानि जायन्ते।" "तदात्मानं स्वयम-कुरुत" ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મ જગતનું કારણ છે એ સિદ્ધાંતનું સમર્થન કરી રહી છે. "जन्माद्यस्य यतःशास्त्रयोनित्वात्" અને "तत्तु समन्वयात्" એ સૂત્રો પણ આ જ વાત કહે છે. શુદ્ધબ્રહ્મ પરિણામ નથી પામતું એમ કલ્પના કરીએ તો आत्मकृतेः परिणामात् ના યોજક સૂત્રકારને ચોખ્ખો અન્યાય થાય છે. ઉપ-રાંત શુદ્ધબ્રહ્મનું પરિણામ માનવાથી બ્રહ્મનું શુદ્ધપણું નથી રહેતું એ પણ શંકા અસ્થળે છે. કારણ કે સુવર્ણ, અહિકુંડલ, યોગી આદિ દૃષ્ટાંતોથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે બ્રહ્મના શુદ્ધત્વને હાનિ નથી આવતી. વિશેષ માટે જુઓઃ देवादि-वदपि लोके એ બ્રહ્મસૂત્ર.

સિદ્ધાંતી જણાવે છે કે નિરવયવ અખંડિત પદાર્થના વિભાગ થઈ શકે નહિં. પરંતુ નિરવયવ શુદ્ધબ્રહ્મ જગતરૂપે પરિણમે છે તથાપિ શુદ્ધ જ છે એ જ બ્રહ્મનું મહાત્મ્ય છે. શ્રુતિ સ્મૃતિ બ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વનો જ ઉપદેશ કરી રહી છે. બ્રહ્મને તે આનંદસ્વરૂપ જ માને છે. જુઓઃ आनंदं ब्रह्मणो रूपं। आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन। શ્રુતિઓ. ઉપરાંત બ્રહ્મનું વર્ણન પણ "आनंद मात्र करपादमुखोदरादि।" એ વાક્યથી થઈ રહ્યું છે. શ્રીગીતામાં "ममैवांशो जीवलोके" એ શ્લોકમાં પણ નિરવયવ બ્રહ્મનું જ સત્યત્વ ઉપદિષ્ટ છે અને તેથી

કૃત્સ્નપ્રસક્તિ, વૈષમ્યનૈઘૃણ્ય, આદી દોષની ગંધ પણ બ્રહ્મમાં નથી એમ હું પ્રતિપાદન કરી ચૂકયો છું.

"अंशो नाना व्यपदेशात्" સૂત્રમાં સ્પષ્ટ રીતે અંશત્વનું જ કથન છે. તેથી જ સાયવય બ્રહ્મ પણ વસ્તુતઃ નિરવયવ જ છે. શ્રુત્યર્થથી આ જ ફલિત થાય છે. તે જો ન બેસતું હોય તો વેદાંતશાસ્ત્ર ગહન છે તેથી બ્રહ્મના યથાર્થ વિજ્ઞાન માટે અભિજ્ઞ લોકોને પૂછવું.

સિદ્ધાંતિએ જે ચાર પ્રકારની સૃષ્ટિ જણાવી છે તે ઉપનિષદ્‌માં, ગીતામાં, કે વ્યાસસૂત્રમાં કયે ઠેકાણે છે તે બતાવશો એટલે તે વિષે પણ યથાસમય વિચાર કરીશું.

"માયાવાદ કાંઇ શંકરાચાર્યે નવો કાઢયો નથી." એ મંતવ્યમાં તો અમે પણ સંમત છીએ. અને તેથી જ અમે એમને प्रच्छन्न बौद्ध કહીએ છીએ ને? इन्द्रो मायाभिः पुरूरूप ईयते। એ સંહિતા વાક્યનું તાત્પર્ય આપ કહો છો તેમ નથી. આ સૂત્ર પણ ભેદરૂપ જ્ઞાનને જ માયિક કહે છે. પરંતુ પદાર્થો માયામાંથી થયા એમ કહેતી નથી. એનો અર્થ આ પ્રમાણે છે. "ઇન્દ્રિયોની વૃત્તિઓ દ્વારા ઇન્દ્ર અર્થાત્ પ્રકાશરૂપ બ્રહ્મ અનેક રૂપે દેખાવા લાગે છે." સિદ્ધાન્તિના મત પ્રમાણે બ્રહ્મ જ અજ્ઞાનથી અનેક પ્રમાણે દેખાય છે. એવો અર્થ કરીએ તો અહીં જે मायाभिः એમ ત્રીજી વિભક્તિનું બહુ વચન આપેલું છે તેનું શું ? તેથી માનવું પડશે કે બુદ્ધિની વૃત્તિઓ જ બહુ રૂપત્વમાં કારણ છે. માટે જ વૃત્તિઓદ્વારા થતું ભેદજ્ઞાન પણ માયિક છે. इदं रजतं માં ઇદંત્વે ભાન સત્ય છે. રજત્વે જ જ્ઞાન માયિક છે તેવી જ રીતે અત્રે પણ ભગવદ્‌રૂપ પદાર્થોમાં નાનાત્વ ભેદબુદ્ધિથી જ મિથ્યા છે અને નહિં કે ભગવદ્‌રૂપ પદાર્થો! વૈદિક નિઘંટુમાં "માયા" શબ્દ જ્ઞાનનો અથવા પ્રજ્ઞાનો પર્યાય છે. મિથ્યાપણાનો અથવા કલ્પનાનો તેમાં ભાવ નથી. વળી આ સ્થળે 'માયાનો' અર્થ આપને 'વિચિત્ર શક્તિ' તો કરવો જ પડે છે. ત્યારે માયિક બ્રહ્મને જગતનું કારણ ન માનતાં તથા અધ્યાસાપવાદનો દુરાગ્રહ ન કરતાં સાક્ષાત્ નિર્ગુણ અવિકૃત બ્રહ્મ જ સ્વાભાવિક વિવિધ શક્તિયુક્ત માની તેને જ પરમ કારણ માનવામાં કઈ શ્રુતિનો અથવા સૂત્રનો વિરોધ પ્રાપ્ત થાય છે? બ્રહ્મ તો નિર્ગુણ જ અને અવિદ્યાવડે જ તે ઇશ્વર, સર્વ શક્તિમાન ભાસે છે એ કલ્પનાને ઉપનિષદ્‌માં સ્થાન નથી. વેદાંતમાં તો જે છે, તે સર્વ જ એક અદ્વિતીય બ્રહ્મ છે. કાર્ય કારણ, નામરૂપ, સર્વનું માયા રહિત અનન્યત્વ છે. કારણ પ્રતિપાદક દરેક સૂત્રમાં अविद्योपस्थित શબ્દ શ્રી શંકરાચાર્યને વધારી દેવો પડે છે. આનું શું રહસ્ય? स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ એ વાક્ય દેખાડે છે કે બ્રહ્મની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ બન્ને સ્વાભાવિક છે; માયિક નથી.

સિદ્ધાન્તિ કહે છે. "માયાને સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવી નથી. પરંતુ બ્રહ્મને આધીન છે." તો પછી બ્રહ્મનું નિર્ગુણત્વ ન જ રહ્યું એટલે કે બ્રહ્મ

સગુણત્વે વિકાર પામ્યું. આનાં કરતાં તો શુદ્ધ જ બ્રહ્મ સર્વજ્ઞ, અને સર્વશક્તિમાન છે એમ સ્વીકારો તો ખરેખરો બ્રહ્મવાદ હૃદયમાં પ્રકાશશે.

વળી બાદરાયણ સૂત્રોમાં સૃષ્ટિનાં કારણ તરીકે માયાને કયે ઠેકાણે જણાવી છે? ઉપનિષદ્ અથવા ગીતામાં પણ તે ક્યાં છે? એ સર્વે અત્યંત અગત્યના સવાલોના જવાબ ઘણા જ જરૂરના છે.

માણસ પોતાના આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે ને કદિ પણ કહેતો નથી કે હું નથી. પરંતુ વાસ્તવિક રીતે એમ નથી. પ્રથમ તો બ્રહ્મસ્વતઃ સિદ્ધ નથી. બીજું "હું છું" એ પ્રતીતી તો લોકમાં દેહ વિષે થાય છે. આપના મત પ્રમાણે તો આત્મા નિરાકાર નિરંજન છે. અતએવ શ્લોકમાં "હું ખાઉં છું," "સુવું છું," એ જે પ્રતીતી થાય છે તે જીવાત્માને માટે નથી થતી.

વળી જો, જગત, સંસાર, જીવ, માયા તથા અવિદ્યા એ સર્વ પ્રવાહ અનાદી કાળથી ચાલ્યો આવતો હોય તો પછી જગતનું કારણ માયાને માનવાની શી જરૂર? અને પછી બ્રહ્મનું કાર્યત્વ જ ક્યાં રહ્યું?

શ્રુતિના દેખાતા વિરોધોનો સમન્વય કરવાને બદલે શ્રીમાન શંકરાચાર્યે શ્રુત્યર્થનું એક રીતે ખૂન કરી નાંખ્યું છે એમ કહીએ તો ચાલે. માયા શબળ ઈશ્વરની કલ્પના વ્યાસસૂત્રમાં કયે સ્થાને છે તે બતાવશો?

અમારો વિરુદ્ધ ધર્માશ્રયત્વ અને સર્વધર્માશ્રયત્વવાદ તો ઉપનિષદ્, ગીતા, વ્યાસસૂત્ર, અને ભાગવત દરેકમાં પદે પદે દેખાય છે. જુઓઃ सर्वोपेता च तद्दर्शनात्। आत्मन्यैव विचित्राश्च हि। सर्वधर्मोपपत्तेश्च। એ સૂત્રો,

શ્રી, શંકરાચાર્યે પોતે પણ श्रुतेस्तु शब्दमूलत्वात्। એ સૂત્ર ઉપરના ભાષ્યમાં લખે છે કે शब्दमूलं च ब्रह्म... अचिन्त्याः खलु ये भावाः नतांस्तर्केण योजयेत्... तस्मात् शब्दमूलएवातीन्द्रियार्थे याथात्म्याधिगमः। જુઓ. બ્ર. સૂ. ૨–૧–૨૭ ઉપરનું શાંકર ભાષ્ય. અને સિદ્ધાંતિ લખે છે કે માત્ર શબ્દ પ્રમાણ ઉપર આધાર રાખવો એ ભગવતી શ્રુતિને મૂર્ખ ઠરાવવા જેવું છે." ઉપરાંત વ્યાસજી મૂર્ખ નહોતા. અને તેથી જ 'शास्त्रयोनित्वात्' 'श्रुतेस्तु शब्दमूलत्वात्' અને 'तर्काप्रतिष्ठानात्' એ સૂત્રોનો ઉપન્યાસ કર્યો છે. ઉપનિષદ્ પણ કહે છે नैषा तर्केण मतिरापनेया। તેથી બ્રહ્મસૂત્ર ઉપર માયા, અવિદ્યાદિવાદનો આરોપ કરવામાં વ્યાખ્યેય બ્રહ્મસૂત્રનો જ વિરોધ આવે છે.

જે પાશ્ચાત્ય વિદ્વાનોના નામ સિદ્ધાંતિએ આપ્યાં છે તેમણે માત્ર શાંકર અને રામાનુજ એ બે જ ભાષ્યોનું તુલનાત્મક અધ્યયન કરેલું અને તે પણ શંકરાચાર્યના મતને બ્રહ્મસૂત્રના અર્થ પોષતા નથી એમ તો પ્રાયઃ સર્વે જ મુક્તકંઠે સ્વીકારે છે. ડૉયસન પણ નીચે પ્રમાણે કહે છે કે—There is a contradiction between the system which is deduced from

the express Sutras of Badarayana and the esoteric doctrine of Shankara."

ડૉ. થીબો પણ Sacred books of the East ના ૩૪ માં પુસ્તકના ઉપોદ્ઘાતમાં લખે છે કે "શંકરાચાર્યનું શારીરિક મીમાંસા ભાષ્ય ઠેકઠેકાણે અસલ સૂત્રોને અનુસરતું નથી." શંકરાચાર્યે ઇશ્વિર અને બ્રહ્મ વચ્ચે જે તફાવત બતાવે છે, તે સૂત્રમાં નથી." વિગેરે. વધુ માટે જુઓ પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. નો હાલમાં જ પ્રસિદ્ધ થયેલો "ભાષ્યશાસ્ત્રમાં અણુભાષ્યનું સ્થાન" એ નામનો લેખ.

ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર, જેમણે મળી શકતા સર્વ ભાષ્યો જોયા હતા, તેઓ જે ઉદ્ગારો કાઢે છે તે ખરેખર જાણવા જેવા છે. તેઓ લખે છે કે

"The opinion expressed by some eminent scholars that the burden of the Upanishad-teaching, is the illusive character of the world and the reality of the one soul only, is manifestly wrong, and I may even say, is indicative of an uncritical judgement."

પરિણામવાદ માટે તેઓ જણાવે છે કે:

"Vishnuswami and Vallabha admitting as they do, the developement of Purushottam into the world and at the same time his transcendancy follow Badarayana. The mysterious power which causes the differences by rendering certain qualities impercaptible, may be compared to the self-determining power of God involved in Spinoza's Statement."

( आविर्भावतिरोभावौ शक्ती ब्रह्मण: )

રા. બા. રંગાચાર્ય જણાવે છે કે:

"The aim of Shankaracharya was to try to evolve what he himself took to be the teachings of the Upnishads, and not what Badarayana understood them to be."

છેવટે જણાવવાનું કે માયાવાદ બ્રહ્મસૂત્રમાંથી નીકળતો નથી. જગતનું કારણ શુદ્ધ બ્રહ્મ છે; તેમાં જરાયે વિકાર થતો નથી. અતએવ જગત્ ભગવદ્રૂપ છે અને સત્ય છે. બ્રહ્મ સર્વ શક્તિમાન છે; સર્વ વિરુદ્ધ ધર્માશ્રયી છે. એ ઉપનિષદાદિથી સિદ્ધ થાય છે. શ્રી શંકરાચાર્ય "માયા–માયા" કરતાં, "ઇશ્વરમાં કંઈ ઐશ્વર્ય નથી, સર્વજ્ઞત્વ નથી, સામર્થ્ય નથી" એમ કહી નાંખે છે. તેઓ કહે છે કે तदेवमविद्यात्मकोपाधिपरिच्छेदापेक्ष्यमेवेश्वरस्य ईश्वरत्वं सर्वज्ञत्वं सर्वशक्तिमत्त्वं चेति। આ કાર્યને બૌદ્ધ કાર્ય નહિં તો બીજું શું કહીએ?

## સિદ્ધાન્ત પક્ષ

પૂર્વપક્ષી પોતાના કથનમાં કહે છે કે સિદ્ધાન્ત પક્ષમાં વેદ વિરુદ્ધના અનેક મંતવ્યો જણાવવામાં આવ્યાં છે ને વધુમાં એક નવિન પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે કે માયાવાદ બ્રહ્મસૂત્રમાંથી નીકળતો નથી. આ મંતવ્યો કેટલાં ભૂલભરેલાં તથા દોષયુક્ત છે તે શ્રુતિ, સ્મૃતિ, તથા બ્રહ્મસૂત્રના અનેક પ્રમાણોથી નીચે જણાવીશું. અવિકૃત પરિણામવાદનું શ્રી રામાનુજાચાર્યે સંપ્રદાયના પ્રતિવાદી ભયંકર મઠના જાણીતા આચાર્ય શ્રી અનંતાચાર્યે સ્વામીએ ઇ. સ. ૧૯૧૫ માં **વડવાનલ** એ નામનું પુસ્તક પ્રકટ કરી સચોટ ખંડન કર્યું છે કે જે વાંચેથી કોઇની પણ ખાત્રી થશે કે શુદ્ધ બ્રહ્મનું પરિણામ સંભવતું જ નથી અને અવિકૃત પરિણામમાં કેટલા દોષો છે. તે પુસ્તકનો અદ્યાપિ પર્યંત પુષ્ટીયમાર્ગ સંપ્રદાયમાંથી તેમ જ ગોસ્વામી મહારાજો તેમ જ અન્ય પંડિતવર્યે કે ઇતર કોઇએ પણ પ્રત્યુત્તર આપ્યો નથી.

હવે પૂર્વપક્ષીએ પોતાનાં મંતવ્યના સમર્થનમાં જે દૃષ્ટાંતો આપ્યાં છે તેની સમીક્ષા કરીએ. સુવર્ણ મૃત્તિકા, અહીકુંડળ, કરોળીઓ તથા યોગીના દૃષ્ટાંતો આપ્યાં છે. પણ તેમાંથી એક પણ દૃષ્ટાંત તેમના અવિકૃત પરિણામવાદને સમર્થન કરતું નથી. સુવર્ણ તથા મૃત્તિકાના જે જે પરિણામી આકૃતિવાળા પદાર્થો જેવા કે કટક, કુંડળ, ધડો, કોડીઆં વિગેરે જોવામાં આવે છે, તેના કારણનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે તેનું મૂળ કારણ વિકારાત્મક તથા વિભેદાત્મક એવી ત્રિગુણાત્મક પ્રકૃતિ છે, ને તેવી પ્રકૃતિથી જ સુવર્ણ તથા મૃત્તિકાના અનેક જુદા જુદા પદાર્થો થઇ શકે છે. શ્રી યાસ્કાચાર્યનાં નિરુકતમાં જણાવવામાં આવ્યું છે કે જગતમાંના દરેક પદાર્થોમાં જન્મ, સત્તા, પરિણામ, વર્ધન, અપક્ષય અને વિનાશ એવા ૬ જાતના વિકારો જોવામાં આવે છે. એટલે નામરૂપવાળા દરેક પદાર્થો વિકારી તથા નાશવંત ઠરે છે. વળી શ્રુતિ પણ તેમ જ સિદ્ધ કરે છે. જુઓઃ यत्प्रयन्ति अभिसंविशंति (तै. उ) એટલે કાર્ય પ્રપંચના બધા પદાર્થો વિકારી તથા અસત્ય છે. જો શુદ્ધ બ્રહ્મને પરિણામી માનવામાં આવે તો પછી બ્રહ્મનો પણ વિકાર થશે એટલું જ નહિં પણ છેવટે વિનાશ થશે. અને સાથે બ્રહ્મવાદનો પણ ઉચ્છેદ થશે. વળી કટક કુંડળનો દૃષ્ટાંત તો વ્યવહારનો છે. લોકમાં કટક અને કુંડળ જુદા જુદા જોવામાં આવે છે એટલે કટક ને કુંડળ કહેવામાં આવતું નથી અને કુંડળને કટક કહેવામાં આવતું નથી, એ પ્રમાણે અણુભાષ્યમાં જ मोक्त्रापत्तेर्विभागश्चेत्स्याल्लोकवत् એ સૂત્રના ભાષ્યમાં જણાવવામાં આવ્યું છે. કટક, કુંડળનો સુવર્ણની સાથેનો અનન્ય સંબંધ પારમાર્થિક દશાનો છે એમ तदनन्यत्व ब्र. सू. ૨-૧-૧૪ એ સૂત્રપરના શાંકરભાષ્યથી જણાશે. પૂર્વપક્ષી પોતે જ સ્વીકારે છે કે જેટલા ભેદો છે તે માયીક તથા મીથ્યા છે. તો પછી સુવર્ણના બનાવેલા જુદા જુદા પદાર્થોને સત્ય કેમ કહી શકાય? વ્યાસાચાર્યે પોતે જ જણાવે છે

કે यावद् विकारं तु विभागो लोकवत्। જો વિકાર હોય તો જ વિભાગ થઈ શકે છે. એટલે ઉપલા સૂત્ર પ્રમાણે સુવર્ણ વિકારી ઠરે છે. તો પછી સુવર્ણ તથા મૃત્તિકાના દૃષ્ટાંતો શુદ્ધ બ્રહ્મના અવિકૃત પરિણામવાદને સાબીત કરી શકતા નથી. બીજું અહિકુંડળનો દૃષ્ટાંત આપ્યો છે પણ સર્પ સીધા આકારનો તથા કુંડળ આકારનો થાય છે તેથી કાંઈ કોઇ એમ ન કહી શકે કે સીધા સર્પમાંથી કુંડળ સર્પ પરિણામ પામ્યો. સીધા થવું વાંકા થવું વિ, એ તો માત્ર ત્રિગુણાત્મક પ્રકૃતિની ક્રિયાનો સ્વભાવ બતાવે છે. પણ તેથી મૂળ વસ્તુ સર્પ તેના વાસ્તવિક સ્વરૂપનું કાંઈ પરિણામ થતું નથી. કરોળીઆનો જે દાખલો આપ્યો તે પણ માત્ર એટલું જ બતાવે છે કે કરોળીઓ પોતાના શરીરમાંથી લાળ કાઢી પોતાને રહેવા માટે જાળ બનાવી શકે છે તેથી કાંઈ ચૈતન્યાત્મક કરોળીયાનું જડ તથા વિકારાત્મક જાળની સાથે ઐકય કહેવાય નહિં. આ દૃષ્ટાંત તો માયાવાદને સાબીત કરે છે. આના સમર્થનમાં જુઓ શ્રુતિ य एको जालवानीशत ईशनीभिः (શ્વે. ઉ.) એટલે આ જગત તો માયાની એક જાળ છે ને મિથ્યા છે. છેવટે યોગીનો દાખલો આપ્યો છે તે પણ અવિકૃત પરિણામવાદને સાબીત કરતો નથી. યોગી પોતાની યોગશક્તિથી અનેક વિચિત્ર પદાર્થોને ઉત્પન્ન કરી શકે છે તેથી કાંઈ તે પદાર્થો ચૈતન્યાત્મક યોગીના પરિણામ છે એમ કહેવાતું નથી. કોઈ એવી ભાષાનો ઉપયોગ કરે કે યોગીએ પોતાની યોગ શક્તિથી પોતાની જાતનું જ પરિણામ કર્યું તો તે ખરેખર હાસ્યાસ્પદ જ ઠરે. બીજું પૂર્વપક્ષી જણાવે છે કે "કાર્ય કોઇપણ રીતે વિકૃત ઠરતું નથી." તો પછી દુધ દહીં જેવા વિકારી પદાર્થોને પણ શુદ્ધ બ્રહ્મના પરિણામરૂપે અવિકારી શુદ્ધ બ્રહ્મ જ છે એમ માનવાને શું કામ ડરવું? શુદ્ધબ્રહ્મપરિણામવાદી એમ માની શકે છે કે જગતમાં બધું બ્રહ્મ જ છે ને તે શુદ્ધ જ છે ને સત્ય છે તો પછી વિકારી પરિણામના દાખલાઓને કેમ દૂર કરી શકાય? દુધ દહીંનો દાખલો વિકૃત પરિણામવાદનો છે ને તેથી તે શુદ્ધબ્રહ્મપરિણામવાદમાં લાગુ પડતો નથી, એમ કહેવાથી તમો એટલું તો સ્વીકારો છો કે વિકારી પરિણામ અવિકારી પરિણામનું વિરોધી છે ને તે ઉપેક્ષ્ય છે તો પછી જગતમાં જોવામાં આવતા વિકારોનો ખુલાસો કરવો પડશે. જો આ જગત કોઇપણ પ્રકૃતિ, માયા વિ. ઇતર વિકારાત્મક સાધન વગર શુદ્ધબ્રહ્મનું જ પરિણામ હોય તો પછી જગતમાં વિકારો ક્યાંથી આવ્યા તે જણાવશો? જો શુદ્ધ કારણબ્રહ્મ તથા વિકારી કાર્ય એ બેઉ એક જ છે તો પછી વિકારી પદાર્થો જેને તમો સાચા માનો છો તે પણ તમારા મત પ્રમાણે શુદ્ધ બ્રહ્મ જ છે તેને પરિણામવાદમાંથી કેમ દૂર કરો છો?

હવે પૂર્વપક્ષીએ आत्मकृतेः परिणामात्। એ સૂત્ર ઉપરથી ચૈતન્યકારણ તથા જડ કાર્યનું ઐક્ય સાબીત કરવા કોશીષ કરી છે પણ એ સૂત્ર તૈત્તરીય ઉપનિષદ્‌ની तदात्मानं स्वयमकुरुत એ શ્રુતિ ઉપર રચવામાં આવ્યું છે. તેનો અર્થ એવો થાય છે કે બ્રહ્મ

અથવા આત્મા તે સૃષ્ટિનું અભિન્ન ઉપાદાન તથા નિમિત્ત કારણ છે અને કારણરૂપી અધિષ્ઠાન બ્રહ્મનો કાર્યસૃષ્ટિની સાથે અભિન્ન સંબંધ છે. એટલે કાર્ય સૃષ્ટિ અધિષ્ઠાન બ્રહ્મની સત્તાથી જ કાર્ય કરે છે ને તે બ્રહ્મને સદૈવ આધીન છે અને તેથી જ બ્રહ્મને જગતનો આત્મા કહેવામાં આવે છે. સૃષ્ટિ બતાવનારી શ્રુતિનો આશય માત્ર અધિષ્ઠાન બ્રહ્મનું પારમાર્થિક સત્યત્વ તથા અવિકારિત્વ બતાવવાનો છે અને ઉપલી શ્રુતિ બતાવે છે કે કાર્ય પ્રપંચ બ્રહ્મથી વ્યતિરિકત અથવા સ્વતંત્ર નથી. પણ તેથી કાંઈ જડ કાર્યનો ચૈતન્યમય કારણબ્રહ્મની સાથે ઐકયસંબંધ ઠરતો નથી. જો શ્રુતિનો એવો આશય હોત તો પછી तदनयत्व ને બદલે तदैक्य એમ સૂત્ર યોજવામાં આવત. એવો અર્થ કરવાથી બ્રહ્મ પોતે જડ ઠરે પણ તે તો સદા શુદ્ધ ચૈતન્ય જ છે. વળી બ્રહ્મ સર્વ ભૂતોનો અંતરાત્મા છે ને સર્વવ્યાપી છે ને તમામ પ્રાણી માત્રમાં ગૂઢ રહેલો છે અને તેનું મૂળ સ્વરૂપ નિર્ગુણ જ છે. એટલે તે પ્રકૃતિના તમામ ગુણો તથા વિકારોથી નિર્લિપ્ત તથા પર છે. જુઓઃ—एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च (श्वे. उ.) આ શ્રુતિમાં શુદ્ધબ્રહ્મને વિકારાત્મક જગતના તમામ પદાર્થો તથા ભૂતમાત્રથી અત્યંત વિલક્ષણ તથા સ્વતંત્ર સ્વરૂપનો જણાવવામાં આવ્યો છે. તો પછી તેવા શુદ્ધ આત્માનો સાવયવ તથા વિકારાત્મક એવા નામ રૂપાત્મક પદાર્થોની સાથે ઐકય સંબંધ કેમ કહી શકાય ? શ્રુતિનો આપે કરેલો અર્થ બીલકુલ ઘટી શકતો નથી. બીજું તૈત્તરીય ઉપનિષદ્‌ના બીજી વલ્લીના છઠ્ઠા અનુવાકમાં સ્પષ્ટ જણાવ્યું છે કે तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। એટલે સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી ઈશ્વરે તેમાં પ્રવેશ કર્યો તેથી ઈશ્વર જડ પ્રપંચથી જુદો ઠરે છે. ત્યારબાદ ઈશ્વર સર્વ મૂર્ત, અમૂર્ત, તથા સત્ય અનૃત વિ. સૃષ્ટિમાં પ્રવેશદ્વારા વ્યાપ્ત રહીને તે રૂપે થયા, તેથી લોકો તે પદાર્થોને સત્ય છે એમ કહે છે. પણ વાસ્તવિક રીતે તે ભિન્ન ભિન્ન પદાર્થો સત્ય નથી. જો એમ ન હોય તો "ઈશ્વરને અનૃતરૂપ થયા" એમ શ્રુતિ કેમ જણાવે ? એ શ્રુતિનો આશય માત્ર એટલો જ છે કે જગતના મૂર્ત, અમૂર્ત, સત્ય તથા અનૃતરૂપી તમામ પદાર્થો ઈશ્વરની સત્તાથી જ વ્યવહાર કાર્યરૂપે સત્ય છે, કારણ કે અનૃત શબ્દ ઈશ્વરને માટે સંભવે જ નહિં. ઈશ્વરે તમામ જગતને આત્મારૂપે વ્યાપ્ત કર્યું ને તેના ઉપર નિયમિત સત્તા ચલાવે છે. તેથી જ તેને આત્મારૂપે સર્વમય કહેવામાં આવે છે. એટલે ઈશ્વરનો જગતની સાથે આધ્યાત્મિક સંબંધ સિદ્ધ થાય છે. જુઓઃ अस्मिन्नु खलु अक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्च (बृ. उ.) વળી ભગવદ્‌ગીતા પણ એમ જ જણાવે છે કે सर्वं समाप्नोषि ततोसि सर्वम्। આ ઉપરથી तदात्मानं स्वयमकुरुत। શ્રુતિનો અર્થ માત્ર એટલો જ થાય છે કે સર્વ જગત આત્મારૂપે સત્ય છે, કારણ કે તે આત્મા એટલે પરમાત્માથી વ્યાપ્ત છે પણ આત્માથી વ્યતિરિક્ત જડ અનાત્મા અસત્ય ઠરે છે અને તેથી ઈશ્વરનો તથા કાર્યજગતનો

ઐક્ય સંબંધ ઠરતો નથી અને આપે કરેલો એવો વિલક્ષણ અર્થ શ્રુતિથી વિરુદ્ધ છે ને તે બંધબેસતો થતો નથી. શ્રુતિ તો આત્માને જ સત્ય કહે છે. વધુમાં જુઓઃ ऐतदात्म्यं इदं सर्वं तत्सत्यं स आत्मा तत्वमसि। આ છાંદોગ્ય શ્રુતિ પણ સર્વ જગતની આત્મિક ભાવનાને જ સત્ય કહે છે. વળી ઉપલા મહાવાક્યનો નવ વખત ઉપદેશ કરવામાં આવ્યો છે, ને તે ઉપદેશ દ્વારા જીવાત્મા તથા પરમાત્મનો પારમાર્થિક દૃષ્ટિથી ઐક્ય સંબંધ બતાવવામાં આવ્યો છે. પણ જીવાત્માનો જડ સૃષ્ટિ સાથે ઐક્ય સંબંધ બતાવવામાં આવ્યો નથી. વ્યાવહારિક તથા પારમાર્થિક સત્યતાનો વિવેક સમજેલા ન હોવાથી ઉપલી શ્રુતિઓનું રહસ્ય તમો સમજ્યા નથી. તેથી જ શ્રુતિનો આવો અનર્થ કર્યો છે, ને બ્રહ્મને જડ બનાવ્યો છે. આને માટે तदनन्यत्व સૂત્ર ઉપર શાંકરભાષ્ય જોઇ લેવું. वाचारंभणं विकारो नामधेयं मृत्तिका इति एव सत्यं। એ શ્રુતિનો પણ આપે બરોબર અર્થ કર્યો નથી. આ શ્રુતિનો એવો અર્થ થાય છે કે વાણીથી શરુ થતા નામ રૂપાત્મક તથા વિકારાત્મક માટીના પદાર્થો વસ્તુતઃ ઉપાદાન કારણ માટી રૂપે જ સત્ય છે; એટલે ત્રિગુણાત્મક પ્રકૃતિ ઉપાદાનકારણ કાર્યની અપેક્ષાએ સત્ય છે. પણ તેથી કાર્યરૂપી નામરૂપાત્મક ભિન્ન ભિન્ન પદાર્થો કાંઇ સત્ય ઠરતા નથી. તે કાર્યરૂપે તુચ્છ તથા નાશવંત છે. તેના સમર્થનમાં જુઓ છાં. ઉ. તે શ્રુતિમાં બીજા અગ્નિ, આદિત્ય, આદિ તમામ પદાર્થોને વાણીથી શરુ થતા નામ રૂપોના વિકારો આલેખવામાં આવ્યા છે. એટલું જ નહિ પણ શ્રુતિ સ્પષ્ટ શબ્દમાં જણાવે છે કે અગ્નિ, આદિત્ય, વિ.નું કાર્યપણું વાણીનો વિકાર હોવાથી નશ્વર એટલે અસત્ય છે. જુઓ છાં. ઉ. "अपागादग्नेरग्नित्वं वाचारंभणं विकारो नामधेयं। अपागादादित्यादादित्यत्वं"। બીજું માણ્ડૂક્ય ઉપનિષદ્ સ્પષ્ટ જણાવે છે કે આનંદમય પ્રાજ્ઞ અથવા ઈશ્વરથી પણ પર એવા પરમાત્મા તે જ સત્ય છે. તુરીય અવસ્થામાં પ્રપંચનો ઉપશમ અથવા લય થાય છે ને એક શુદ્ધ શિવરૂપ અદ્વૈત આત્મા જ સત્ય છે. જુઓઃ प्रपंचोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः (मां.उ.). ઉપલી અનેક શ્રુતિઓ પરથી સિદ્ધ થાય છે કે ભિન્ન ભિન્ન નામરૂપવિશિષ્ટ કાર્ય પ્રપંચ અસત્ય તથા મિથ્યા છે. સૃષ્ટિનો દરેક પદાર્થ ઉત્પન્ન થયેલો હોવાથી નાશવંત છે એમ ખુલ્લી આંખે કોઇપણ જોઇ શકે છે. છતાં પણ એમ માનવું ને મનાવવું કે જગત સત્ય છે તે એક મહા મોહજનક દુરાગ્રહ જ કહેવાય, ને તે શ્રુતિઓના રહસ્યનું અજ્ઞાન જ પ્રદર્શિત કરે છે. શ્રુતિ તો જણાવે છે કે શુદ્ધ બ્રહ્મ કાર્યકારણના સંબંધથી રહિત છે. એટલે શુદ્ધ બ્રહ્મનું કાંઈ પરિણામજ થતું નથી. જુઓ શ્રુતિ, न तस्य कार्यं करणं च विद्यते। (श्वे. उ.) अपूर्वमनपरं (बृ. उ.) अन्यत्रास्मात्कृताकृतात् (क. उ.). તેની વિરુદ્ધમાં તમોએ શ્વે. ઉ. ની બીજી શ્રુતિ બતાવી છે કે परास्य शक्तिः विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च। તેના જવાબમાં જણાવવાનું કે તેજ શ્રુતિ તેના ઉપલા જ વાક્યમાં

એમ બતાવે છે કે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કાર્યકારણના સંબંધથી રહિત છે. ચ
શ્રુતિમાંના સ્વાભાવિ કશબ્દનો અર્થ આપ સમજ્યા હો એમ લાગતું નથ
'સ્વાભાવિકી' શબ્દનો અર્થ કાંઈ સ્વરૂપ લક્ષણ બતાવવાનો નથી, પણ તે
માત્ર આનંદમય પ્રાજ્ઞ ઈશ્વરનો સ્વભાવ બતાવે છે કે સૃષ્ટિકાર્યમાં અધિષ્ઠાનાત્મ
શુદ્ધ બ્રહ્મના આશ્રય હેઠળ સગુણ ઈશ્વર પ્રકૃતિરૂપ પરાશક્તિદ્વારા સૃષ્ટિક
કરે છે. એટલે માયાશક્તિ ઉપાધીવિશિષ્ટ ઈશ્વર જગતકર્તા છે એમ સાબી
થાય છે, કારણ કે શ્રુતિમાં જ્ઞાન તથા ક્રિયાત્મક શબ્દનો ઉપયોગ કર્યો છે ને તે
અત્ર માયોપહિતસગુણ ઈશ્વર ઉપદિષ્ટ છે કે જે સૃષ્ટિનું કાર્ય કરે છે. માયા ઉપા
રહિત નિર્ગુણબ્રહ્મનું સ્વરૂપ તો કાર્યકારણ સંબંધથી રહિત છે. જુએ
ગીતા ૨|૨૪. नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः। 'સ્વભાવ' શબ્દ
ઉપલો અર્થ જ બરોબર છે તેના સમર્થનમાં જુઓઃ न कर्तृत्वं न कर्माणि लोकस्
सृजति प्रभुः। न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ આનો અર્થ એટલો જ છે
પ્રકૃતિ કાંઈ પોતાની મેળે સ્વતંત્ર કાર્ય કરી શકતી નથી, પણ ચૈતન્યાત્મક અધિષ્ઠ
બ્રહ્મની સત્તાથી જ સૃષ્ટિકાર્ય કરી શકે છે.

હવે બ્રહ્મના નિર્ગુણ તથા સગુણ સ્વરૂપની કલ્પના કાંઈ શ્રી શંકરાચાં
નવી ઉપજાવી નથી. ઉપનિષદ્‌માં ઉપાસના માટે ઠેર ઠેર સગુણ સ્વરૂપનું પ્રતિપાદ
કરવામાં આવ્યું છે. मनोमयः प्राणशरीरो भारूपः सत्यसंकल्पः (छां. उ.). આપ પૂછ
કે બ્રહ્મના બે સ્વરૂપ ક્યાંથી આવ્યાં, તો જણાવવાનું કે પ્રશ્ન ઉપનિષદ્‌ના પાંચ
પ્રશ્નમાં જોઈ લેવું. જુઓઃ एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म। (प्र.उ.) द्वे विद्ये वेदित
परा चैवापरा च। (मुं. उ.) હવે શ્રુતિઓ આ પ્રમાણે બ્રહ્મનું નિર્ગુણ તથા સગુ
રૂપે વર્ણન કરે છે. સૃષ્ટિ ક્રિયા વખતે નિર્ગુણબ્રહ્મ પોતે જ પોતાનું મૂળ શુ
સ્વરૂપનું આચ્છાદન કરી વિવર્તરૂપે પ્રકૃતિ, માયા, શક્તિ, વિ. ઉપાધિથી સગુ
સ્વરૂપે થાય છે. તેને જ શબળબ્રહ્મ, ઈશ્વર અથવા અંતર્યામી કહેવામાં આવે
આના સમર્થનમાં જુઓઃ ब. सू. ૩–૩–૩૯ ના ઉપરનું શાંકરભાષ્ય. પણ તેથી ક
એમ સમજવાનું નથી કે નિર્ગુણબ્રહ્મ તથા સગુણબ્રહ્મ એમ બે જુદા બ્રહ્મ
એમ ઉપલા સૂત્રપરના શાંકરભાષ્યપરથી સ્પષ્ટ સમજાશે.

હવે પૂર્વ પક્ષીએ બીજો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે માયાવાદને ઉપનિષ
ગીતા, તથા બ્રહ્મસૂત્રમાં સ્થાન નથી. તેનો જવાબ એ છે કે સૃષ્ટિકાર્યમાં પ્રકૃ
તથા માયાઉપાધિ, ઈશ્વરને સહાયક કારણ થાય છે. જગતનો પ્રવાહ અનાદિ
તેના સમર્થનમાં જુઓ. न कर्माविभागादिति चेन्नानादित्वात् (ब्र. सू.). આ પ્રકૃ
ઉપાધિ વસ્તુતઃ બ્રહ્મથી વ્યતિરિક્ત કાંઈ સ્વતંત્ર પદાર્થ નથી પણ ઈશ્વરની જ્ઞાનક્રિ
ત્મક શક્તિ માત્ર સૃષ્ટિ કાર્યમાં જ ઈશ્વરને સહાયક જોવામાં આવે છે ને તે
પ્રલયકાળમાં બાધ થાય છે. તેમ જ જીવોને પણ સંસારમાં જ્યાં સુધી બ્રહ્માત્મૈક

અપરોક્ષ જ્ઞાન થતું નથી ત્યાં સુધી શરીરઉપાધિરૂપ પ્રકૃતિના પરિણામથી વ્યાવહારિક સ્થિતિ તથા ક્રિયા સત્ય હોય એમ જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્ત દશામાં પ્રતીત થાય છે. પણ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી તેનો બાધ થાય છે ને તેના અભાવમાં તે સ્થિતિની અવગતિ કાયમ રહે છે, એટલે એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય છે અને તે સ્થિતિમાં પ્રતીત થતો અનુભવ ખોટો છે, એમ સત્ય જ્ઞાનથી સમજાય છે. પણ તે સ્થિતિની અવગતિનું જ્ઞાન તો સત્ય જ રહે છે એટલે એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞાનો ભંગ થવાનો સંશય નષ્ટ થાય છે.

હવે, બીજી શંકા કરી છે કે સૃષ્ટિકાર્યમાં માયા, અવિદ્યા પ્રકૃતિ વિ. ઉપનિષદ્ તથા ગીતામાં કયાં છે તેનો જવાબ આપું છું: જુઓ;—कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते। प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः॥ विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान्॥ मया अध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं (ભ. ગી.) अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया संनिरुद्धः (श्वे. उ.) मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं। (श्वे. उ.) ઉપલા પ્રમાણોથી કોઇની પણ ખાત્રી થશે કે સૃષ્ટિકાર્યમાં ભગવાન કૃષ્ણચંદ્રે પોતે પ્રકૃતિને કેટલું અગત્યનું સ્થાન આપ્યું છે. માયાનો અર્થ પરબ્રહ્મની શક્તિ છે એમ બતાવવા પૂર્વપક્ષીએ જે પ્રયાસ કર્યો છે, તેના જવાબમાં જણાવવાનું કે શ્રીભગવદ્ગીતામાં માયાનો અર્થ જુદી રીતે કરેલો છે. જુઓ. "दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते (गीः) મારી ત્રિગુણાત્મક એવી દૈવીમાયા ઓળંગવી એ ઘણું દુષ્કર છે પણ જેઓ મને જ (એટલે મારા શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને) મેળવે છે, તેઓ આ માયાને તરી જાય છે; એટલે માયા ત્યાજ્ય ઠરે છે. આ શ્લોકમાં સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે કે ત્રિગુણાત્મક માયા કે જે અધિષ્ઠાન બ્રહ્મને સદૈવ અવલંબીને સૃષ્ટિના તમામ નામરૂપાત્મક પદાર્થોવાળા જગતની બીજ શક્તિરૂપે કાર્યો કરે છે તેનો ત્યાગ કરવો યોગ્ય છે. તેમ જ વળી જુઓ ગીતા त्रिभिः गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्। मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ગી—૭—૧૩. એટલે આ તમામ જગત ત્રિગુણાત્મક માયાના ત્રણ ગુણોથી મોહિત થયેલું છે ને લોકો મોહથી મારા એટલે પરમાત્માના અવિકારી, અવિનાશી, તથા શુદ્ધ નિર્ગુણ સ્વરૂપને ઓળખતા નથી. ને તેથી જ શ્રીશંકરાચાર્યે આવી મોહાત્મક તથા વિકારાત્મક પ્રકૃતિનું વેદાન્તના અદ્વૈત જ્ઞાનદ્વારા નિબર્હણ કરી પરબ્રહ્મનું શુદ્ધસ્વરૂપ પ્રતિપાદન કરી કૈવલ્ય મુક્તિનો સીધો તથા સરળ માર્ગ બનાવ્યો છે. અને તેઓશ્રીએ એ રીતે પરમ નિઃશ્રેયસ્ મેળવવાનો અમૃતમય માર્ગ બતાવી સર્વત્ર વિજય વાવટો ફરકાવ્યો છે, ને જગદ્ગુરુનું મહાનપદ પ્રાપ્ત કર્યું છે. શ્રીશંકરાચાર્યે ભગવદ્ગીતા ઉપર ભાષ્ય લખ્યું છે ને શ્રીભગવાન કૃષ્ણચંદ્રની શુદ્ધ ભક્તિને માટે ઠેર ઠેર ઉપદેશ કર્યો છે. તેમ જ તેઓએ ગીતાને ઇશ્વરગીતા એ નામે સંબોધી

છે. તે ઉપરાંત भज गोविन्दं भज गोविन्दं भज मूढमते, તેમ જ વિષ્ણુ, કૃષ્ણુ, શિવ, માતા વિ. અનેક જાણીતા દેવોપર ભક્તિ તથા જ્ઞાન રસથી છલકાતાં અનેક ઉત્તમ સ્તોત્રો પણ રચ્યા છે. છતાં તેવા અસાધારણ તત્ત્વજ્ઞાની મહાન આચાર્યને માટે લોકાયતિક નાસ્તિક લોકોને માટે ઉચ્ચારાયલા શ્લોક અસંબદ્ધ રીતે ટાંકી બતાવ્યા છે, તે ખરેખર શ્રીકૃષ્ણપરમાત્માના વચનામૃતને અન્યાય અપાવી અવગણના કરાવી રહ્યા છે. તેમ જ વળી તે મહાન આચાર્યને તથા તેમના મતાનુયાયીઓને આસુર, પ્રચ્છન્ન બૌદ્ધ, શબ્દવિઘાતક વિ. અનેક ઉપનામો આપી આનંદ લો છો તે અંધ અનુકરણ છે એમ સ્પષ્ટ થાય છે, પણ તે તો કેળવાયલી તથા સુજ્ઞ પ્રજાની દૃષ્ટિમાં માત્ર હાંસીને પાત્ર જ ઠરે છે અને તે માત્ર અવિકૃત પરિણામવાદના દુરાગ્રહને જ આભારી છે. પણ આ મત કેટલો દોષયુક્ત તથા વેદ અને ગીતાના સિદ્ધાંતોથી વિરુદ્ધ છે તે ઉપર બતાવી આપ્યું છે.

હવે પૂર્વપક્ષીને પૂછવાનું કે આપે આપનું પોતાનું ઘર સંભાળ્યું છે ખરું? શ્રીશંકરાચાર્યે તો વિકારાત્મક પ્રકૃતિને શુદ્ધબ્રહ્મની શક્તિ માની નથી. કારણ કે તેનો આધ્યાસિક સંબંધ છે. પણ આપના સંપ્રદાયમાં તો અવિદ્યા કે જે વિકારાત્મક તથા વિભેદાત્મક સંસારનું ભાન પ્રતીત કરાવે છે, તેને સાક્ષાત્ પરબ્રહ્મની શક્તિ માની છે. તેનું કારણ એટલું જ છે કે આપના સંપ્રદાયમાં પ્રકૃતિના ગુણ ધર્મોનું શુદ્ધબ્રહ્મના સ્વરૂપમાં સાંકર્ય કરી નાંખ્યું છે. તેથી આપનો બ્રહ્મ તો અવિદ્યાગ્રસ્ત ઠરે છે. તો પછી તમારા સંપ્રદાયમાં શુદ્ધાદ્વૈત એ નામનો જે ઉપયોગ કરવામાં આવ્યો છે તે તો માત્ર એક જાતની વંચના જ ગણાય. તમારા મતમાં અવિદ્યાને બ્રહ્મની ખરેખરી શક્તિ માનવામાં આવી છે, આધ્યાસિક નહિ. એટલે પછી તમારા મતમાં બ્રહ્મ તથા અવિદ્યા એક જ ઠરે છે, જેવી રીતે અગ્નિ તથા અગ્નિની શક્તિ એક જ છે. તેમ વળી જુઓ તમારા આચાર્યકૃત તત્વાર્થ નિબંધ ગ્રંથ "प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाऽभवत । तच्छक्त्याऽविद्यया त्वस्य जीवसंसार उच्यते ॥ પ્રપંચ ભગવદ્ કાર્ય છે. તે માયાથી ભગવદ્રૂપે થયું અને અવિદ્યારૂપ ભગવદ્શક્તિથી જીવનો સંસાર પ્રતીત થાય છે એમ કહેવાય છે, ને તેથી તેને સંસારનું બંધન થાય છે. હવે બ્રહ્મની શક્તિ જો અવિદ્યા હોય તો બિચારા જીવે શી ગુન્હેગારી કરી કે તેને સંસારનાં બંધનમાં નાંખવામાં આવ્યો? તમારા મતમાં તો कर्ता कारयिता हरिः એમ માનવામાં આવે છે. અને પ્રકૃતિ તથા માયા આદિ ઇતર કારણને માનવામાં આવતાં નથી. તો પછી સંસારી જીવો જે પાપાચરણો તથા દુષ્ટ કર્મો કરે છે તેની જવાબદારી પણ બ્રહ્મની ઠરે છે. આ શું શુદ્ધબ્રહ્મવાદ કહેવાય કે? વળી પૂર્વપક્ષીએ લેખમાં જણાવ્યું છે કે બ્રહ્મને જગતરૂપે થતી વખતે અન્ય કોઇ પણ માયા અવિદ્યા શરીર ઉપાધિ ઇત્યાદિ સામગ્રીની જરૂર રહેતી નથી પણ શુદ્ધબ્રહ્મ પોતે જ જગતરૂપે એટલે જડરૂપે પરિણામ પામી જાય છે.

તો પછી વ્યાસાચાર્યે પોતે જ वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति । तथा कृत-प्रयत्नापेक्षस्तु विहित । એ સૂત્રમાં સૃષ્ટિક્રિયામાં બ્રહ્મની જીવના કરેલાં કર્મોની અપેક્ષા કેમ દર્શાવી છે? આ ઉપરથી એટલું સ્પષ્ટ છે કે પૂર્વપક્ષીનું મંતવ્ય કે બ્રહ્મને સૃષ્ટિ કાર્યમાં કાંઇ પણ ઇતર સાધનની જરૂર નથી તે ઉપનિષદ્, ગીતા, તથા વ્યાસના સૂત્રોનાં સિદ્ધાંતથી ખોટું ઠરે છે. જીવની ઉત્પત્તિને માટે તેના પૂર્વ જન્મનાં કરેલા સારાં તથા નરસાં કર્મોની ઇશ્વરને અપેક્ષા રાખવી પડે છે ને તે દ્વારા ઇશ્વર સર્વ જીવોને તેના કર્માનુસાર ફળ આપે છે. જુઓઃ फलमत उपपत्तेश्च ब्र. सू. ઇશ્વર સાક્ષાત્ ન્યાય મૂર્તિ છે ને તેનું અસ્તિત્વ સ્વતઃ સિદ્ધ છે ને તેનું પર્યવસાન કંઇ જગતને ક્રિયાભાંડ ગણી માત્ર લીલા કરવાનું નથી. પણ તે જીવોને તેના કર્માનુસાર સદા શુદ્ધ, ને પવિત્ર ન્યાય આપે છે ને તેથી જ તેનાપર નિર્દયતા, તથા વિષમતાના દોષો લાગુ પડતા નથી, એમ બ્રહ્મસૂત્રપરથી સ્પષ્ટ માલમ પડે છે.

હવે પૂર્વપક્ષીએ નિરવયવત્વ શ્રુતિના શબ્દ કોપના નિવારણાર્થે જે ઉલ્લેખ કર્યો છે તેનો વિચાર કરીએ. પૂર્વપક્ષીએ સૃષ્ટિકાર્યમાં નિરયવ બ્રહ્મનું જ સાવયવત્વ ઉપદિષ્ટ છે એમ જણાવ્યું છે તેના સમર્થનમાં अंशो नाना व्यपदेशात् । એ સૂત્ર તથા ममैवांशो जीवलोके । એ ગીતાના વાક્ય ઉપર આધાર રાખ્યો છે. તે પ્રમાણે શું એમ બતાવે છે કે બ્રહ્મ સાવયવ છે? જો શ્રુતિ તથા ગીતાનો એવો આશય હોત તો પછી निष्कलं निष्क्रियं એ શ્રુતિનું શું કરશો? શું નિરવયવ તથા અખંડિત પદાર્થના કદિ પણ વિભાગ થઇ શકે ખરા? વ્યાસજી તો કહે છે કે જ્યાં વિકાર હોય ત્યાં જ વિભાગ હોઇ શકે. તો પછી અંશ શબ્દથી નિરવયવ બ્રહ્મને સાવયવ કેમ બનાવી શકો? જો બ્રહ્મને સાવયવ માનશો તો તે ઉપલા સૂત્ર પ્રમાણે વિકારી ઠરશે. આનો ઉત્તર તો ગીતામાં સ્પષ્ટ છે કે अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् । એ શ્લોકને અનુસરીને જ શ્રી શંકરાચાર્યે અર્થ કર્યો છે કે જીવ અવિદ્યા ઉપાધિવાળો હોવાથી બ્રહ્મના અંશ જેવો છે પણ વાસ્તવિક રીતે તો તે બ્રહ્મ સ્વરૂપ જ છે. તેમ શ્રુતિ પણ તે જ આશય બતાવે છે. જુઓ; यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति । (बृ. उ.) સંસારમાં જીવ પોતાને પ્રકૃતિથી તથા અન્ય જીવોથી જાણે જુદો હોય એમ અનાદિ અધ્યાસ તથા અવિદ્યાથી માની લે છે ને તે જીવ સ્વસ્વરૂપને ભૂલી જઇ દ્વૈતભાવને પ્રાપ્ત થાય છે ને સંસારના બંધનમાં ભ્રમણ કર્યા કરે છે. વાસ્તવિક રીતે તો જીવ શુદ્ધ, અખંડિત, આત્મસ્વરૂપ જ છે. ને તેવા સબડતા તથા અજ્ઞાની પામર જીવોને સંસારની મોહજાળમાંથી મુક્ત કરવા સારુ જ શ્રીશંકરાચાર્યનો પ્રાદુર્ભાવ થયો હતો. જો જીવ ખરેખર બ્રહ્મનો અંશ હોય તો પછી જીવને ખીલા, કાંકરા, તથા વિંછું વિ. લાગવાથી જે દુઃખ તથા કષ્ટ થાય તેનાથી અંશી બ્રહ્મને પણ વેદના થશે. ઉપલી દલીલથી કોઇની

પણ ખાત્રી થશે કે વસ્તુતઃ જીવ બ્રહ્મનો અંશાંશી સંબંધ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પૂર્વપક્ષી અવિકૃતપરિણામવાદમાં નિરવયવત્વ શ્રુતિનો વ્યાઘાપ દોષ દૂર કરી શક્યા નથી.

હવે વિરુદ્ધધર્માશ્રયત્વના અત્યંત વિલક્ષણમતના સંબંધમાં જણાવવાનું કે વ્યાસાચાર્યે પોતે જ બ્રહ્મસૂત્રમાં આવી વિચિત્ર પદ્ધતિની ઉપેક્ષા કરી છે. જુઓ; (ब्र. सू.) न एकस्मिन्नसंभवात् એટલે એક વસ્તુમાં અનેક વિરુદ્ધ ધર્મો એકી વખતે ઘટાવવા એ અસંભવિત છે. જેમકે અગ્નિમાં ઉષ્ણત્વ ને શીતત્વ એવા વિરોધી ધર્મો કદિ પણ ઘટી શકતા નથી. તો પછી નિરવયવત્વ અને સાવયવત્વ, અવિકૃતત્વ તથા વિકૃતત્વ, નિશ્ચલત્વ તથા ચંચલત્વ એવા પરસ્પર વિરોધી ધર્મો બ્રહ્મમાં કેમ ઘટી શકે? આનું નામ શાસ્ત્રાર્થ કહેવાય કે શાસ્ત્રની મશ્કરી? એવો વિચિત્ર ખુલાસો કોઇપણ બુદ્ધિમાન પુરુષ કબૂલ નહિ કરે. તે માન તો કહેવાતા શુદ્ધાદ્વૈતમતને જ ઘટે! ગીતા તો સ્પષ્ટ જણાવે છે કે संशयात्मा विनश्यति । જો સંશયાત્મક વિરોધી તત્વો બ્રહ્મમાં ઘટાવવામાં આવે તો મૃત્યુ થાય. માટે શ્રી શંકરાચાર્યે માયાવાદથી વિરોધી શ્રુતિઓનો સમન્વય કરી સર્વ સંશયોને નાબુદ કર્યા છે, અને તદનુસાર તેઓએ શ્રુતિના યથાર્થ અર્થાનુસાર જ વ્યાસસૂત્રપર ભાષ્ય રચ્યું છે. વળી તેમણે બુદ્ધિપૂર્વક જે યુક્તિઓ બતાવી છે, તે પણ શ્રુતિને અનુકૂળ જ છે. જો વેદાંત શાસ્ત્રમાં બુદ્ધિનું કાંઇપણ ઉપયોગીપણું ન હોત તો પછી વ્યાસજીએ તથા જૈમિનીએ મીમાંસા શાસ્ત્રો રચ્યાં ન હોત. તેમ વળી શ્રુતિ મનન શબ્દનો પણ ઉપયોગ કરત નહિ. વેદમાં એમ લખ્યું હોય કે પાણીપર પથ્થર તરે તો તે ખરેખરું સ્વીકારવું એવો સ્થૂલ અર્થ કરવાનો મત તો અવિવેકી જ કરે. આ તો શ્રુતિને મૂર્ખ ઠરાવવા જેવું છે.

હવે વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવામાં શ્રીશંકરાચાર્યે જે અપૂર્વ બુદ્ધિ તથા શ્રુતિ પ્રત્યે જે ન્યાયવૃત્તિ બતાવી છે, તે બાબતમાં પાશ્ચાત્ય વિદ્વાનોના મતો ટાંકી બતાવીશ. ડૉ૦ થીબો વેદાન્તસૂત્રોના ઉપોદ્ઘાતમાં નીચે મુજબ જણાવે છેઃ—
"The fundamental doctrines of Shankar are manifestly in greater harmony with the essential teachings of the Upanishads than those of the other Vedantic systems."
વધુમાં ડૉ થીબો જણાવે છે કે બ્રહ્મના નિર્ગુણ સ્વરૂપને શ્રી શંકરાચાર્યે જે મુખ્ય સ્થાન આપ્યું છે તે શ્રુતિને અનુસરીને જ છે, ને તેમ કરવામાં તેઓએ ઉપનિષદ્‌ના ખરા રહસ્યનું પ્રતિપાદન કર્યું છે. બીજું માયાવાદ ઉપનિષદ્ તથા બ્રહ્મસૂત્ર માંથી સ્પષ્ટ તરવરી આવે છે, એવો મત મી૦ ગફે, 'ધી ફીલોસોફી ઓફ ધી ઉપનિષદ્' નામના પુસ્તકમાં જણાવ્યો છે. તેઓ નીચે પ્રમાણે જણાવે છેઃ—
"The doctrine of Maya or the unreality of the duality

of subject and object and the unreality of the plurality of souls and their environments is the very drift of the primitive Indian philosophy...... Shankar was right in holding that the unreality of the world is part and parcel of the Philosophy of the Upanishads. મી૦ જેકબ વેદાન્ત સારના ઉપોદ્ઘાતમાં જણાવે છે કે ઉપનિષદોમાંના પરસ્પર વિરોધી વાક્યનો સમન્વય શ્રીશંકરાચાર્યે સર્વથી શ્રેષ્ઠ રીતે કર્યો છે. ઉપલા પાશ્ચાત્ય વિદ્વાનોના મત પરથી કોઇની પણ ખાત્રી થશે કે માયાવાદ, શ્રીમદ્‌શંકરાચાર્યે પોતાના મગજ-માંથી કાંઈ કપોલકલ્પિત રીતે ઉપસ્થિત નથી કર્યો, પણ શ્રુતિ, સ્મૃતિ તથા વ્યાસસૂત્રો પરથી સિદ્ધ કરી બતાવ્યો છે. હવે ઉપલા અનેક પ્રમાણો તથા દલીલોથી અવિકૃત પરિણામવાદ બુદ્ધિગ્રાહ્ય છે કે માયાવાદ તે નિર્ણય કરવાનું કામ સુજ્ઞ વાંચકવર્ગને સોંપું છું ને જે માર્ગ તેને રુચે તે સ્વીકારે.

## (૯) શુદ્ધ બ્રહ્મવાદ માયાવાદથી જ સિદ્ધ થઈ શકે છે.

### પૂર્વપક્ષ

આ ચર્ચા શુદ્ધાદ્વૈત અને માયાવાદની તુલના માટે જ હમણાં આરંભાયલી છે. જેમાં રામાનુજ મતે કરેલા ખંડનનો ઇસારો અસ્થાને છે. તેમ છતાં પણ જ્યારે આ બાબતનો ઉલ્લેખ કર્યો છે, ત્યારે જણાવવાનું કે એકલા રામાનુજ નાહ પણ શ્રીશંકરાચાર્ય પછીના સર્વે આચાર્યોએ માયાવાદનું અનેક રીતે ખંડન કર્યું છે, જે તે આચાર્યોના ભાષ્યો વાંચવાથી સ્પષ્ટ પ્રતીત થશે. માટે એ ચર્ચા અત્રે અપ્રસ્તુત છે. શ્રીશંકરાચાર્યના માયાવાદ તથા જગત મિથ્યાત્વવાદ માટે રામાનુજ ભાષ્યમાં કેવી રીતે નિરૂપણ છે, તે વિષે શાસ્ત્રી મગનલાલજીના શાંકર અને વાલ્લભ ભાષ્યની તુલના માટેના પ્રથમ વ્યાખ્યાન સમયે પંઠિત વિશ્વક્સેનાચાર્યે આપેલા વ્યાખ્યાનનું સ્મરણ કરાવું છું.

સિદ્ધાંતિ કહે છે કે કરોળીઓ, અહિકુંડળ, યોગી, આદાનાં દૃષ્ટાંતો અવિ-કૃત પરિણામવાદ સિદ્ધ કરતા નથી. પણ આ દૃષ્ટાંતો બ્રહ્મનું અવિકૃતપણું જણાવવા માટે જ છે. કોઇપણ ઠેકાણે પ્રકૃતિના કારણપરત્વે આ સૂત્રોનો ઉપન્યાસ વ્યાસજીએ કર્યો નથી. ચેતનરૂપ અવિકૃત બ્રહ્મનું પરિણામ સ્વીકારતાં બ્રહ્મમાં વિકૃતિ દોષની સંભાવના નથી. જગતનું કારણ બ્રહ્મ જ છે એ પૂર્વ લેખમાં પ્રતિપાદન કરેલ છે.

વાદાર્થે ઉપસ્થિત થયાં પહેલાં પ્રથમ કોઇપણ પ્રમાણને સ્વીકારવાની ખાસ આવશ્યકતા છે. શ્રી વ્યાસાચાર્ય ચુસ્ત વૈદિક છે. એટલે શ્રુતિના શબ્દે શબ્દને પ્રમાણ માને છે. અને श्रुतेस्तु शब्दमूलत्वात्। એવું ખાસ સૂત્ર યોજે છે. અમારું કર્તવ્ય અહીં યથાર્થરૂપે સૂત્રનો અર્થ કરવાનું જ છે અને સૂત્રો જે મતનું પ્રતિપાદન કરતા હોય એજ જણાવવાનું છે. તાત્પર્ય સૂત્રોને અનુકૂળ મત બતાવવાનું છે. અને

નહિ કે પોતાનો મત આગળ કરી, પછી સૂત્રોને અનુકૂળ બતાવવાની ચેષ્ટા કરવાનો? સૂત્રમાં કોઇ પણ ઠેકાણે માયા શબલ ઇશ્વરને જગત્કર્તા સ્વીકાર્યા નથી. પ્રથમ સૂત્રમાં શુદ્ધ જ બ્રહ્મના વિચારની પ્રતિજ્ઞા કરી બ્રહ્મનું લક્ષણ આપવા માટે यतो वा इमानि भूतानि जायन्ते। એ શ્રુતિ ધ્યાનમાં રાખીને जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्। એ તત્વસૂત્ર યોજાયું છે. "મુખ્ય પરબ્રહ્મસ્વરૂપ જગત કરતું નથી. એ તો અપર છે. માયાશબલ ઇશ્વિર છે" એ મત જો સૂત્રકારને અભીષ્ટ હોત તો તરત જ એવું સૂત્ર યોજત કે બ્રહ્મનું લક્ષણ અપાય એમ નથી. માટે તટસ્થ લક્ષણ આપવામાં આવે છે. પણ સૂત્રકારે એવો સંકેત સુદ્ધાં કોઇ સ્થાને કર્યો નથી. એટલું જ નહિં પણ तत्तु समन्वयात्। એ સૂત્ર યોજી બ્રહ્મ જ જગતનું સમવાયી કારણ છે, એમ ઉપદેશ કર્યો છે. બ્રહ્મ શબ્દમાં ધાત્વર્થ જ વૃદ્ધિ પામવું એવો છે. એટલે જગત્‌રૂપે વૃદ્ધિ પામવી એ તો બ્રહ્મનો સહજ ધર્મ છે. સર્વભવન, સામર્થ્ય બ્રહ્મની સ્વાભાવિક શક્તિ છે. શ્રુતિ કહે છે કે सः सर्वं भवति। भासते નહિં એટલે બ્રહ્મમાં વિકૃતિની સંભવના જ નથી. યાસ્કાચાર્ય તો બ્રહ્મનું જ માહાત્મ્યજ્ઞાન माहात्म्यात् देवतायाः। एक आत्मा बहुधा स्तूयते एकस्य आत्मनः अन्ये देवाः प्रत्यंगानि भवन्ति। એ વાક્યથી કરાવે છે. ઉપનિષદોમાં પણ સાક્ષાત્ નિર્ગુણ બ્રહ્મને જ જગતકારણ તરીકે સ્વીકાર્યું છે.

જગતમાં વિકારો ક્યાંથી આવ્યા? એ પ્રશ્નનો ઉત્તર એટલો જ છે કે જગતના વિકારો અજ્ઞાનીને છે અને અજ્ઞાનીને થતું જ્ઞાન પ્રમાણ તરીકે ગણાય નહિ. જગતના તમામ પદાર્થો બ્રહ્મરૂપ હોવાથી સત્ય જ છે. પદાર્થ વિષે જે ભેદ જ્ઞાન છે, તે જ મિથ્યા છે.

न तस्य कार्यं करणं च विद्यते નો અર્થ એ છે કે બ્રહ્મ આનંદમય છે પોતાના સ્વરૂપથી જ કાર્ય કરે છે. આપણી પેઠે તેને પોતાના સ્વરૂપથી ભિન્ન પ્રાકૃત લૌકિક કાર્ય કે ઇન્દ્રિયો નથી.

न कर्तृत्वं न कर्माणि। ઇત્યાદિનો અર્થ એ છે કે બ્રહ્મની માફક જીવ સ્વતંત્રકર્તા નથી.

સિદ્ધાંતિ કહે છે કે પ્રકૃતિ પોતાની મેળે સ્વતંત્ર કાર્ય કરતી નથી અને વળી જણાવે છે કે તે ઇશ્વિરની સહાયક છે. તો જે જેની સહાયક હોય તે તેને આધીન કેમ થાય? તો यः सर्वज्ञः सर्वविद् सर्वशक्तिमान्। એનું શું? પ્રકૃતિના સંબંધ પહેલાં બ્રહ્મને અશક્ત માનશું કે પ્રકૃતિ–માયા, બ્રહ્મને અધીન નથી? પરંતુ બ્રહ્મ જ્યારે પ્રકૃતિ વિવશ થઇ જાય ત્યારે શબળ થાય અને ત્યારે જ તે જગતકર્તૃ પણ થાય. તેથી બ્રહ્મ જ માયાવાદમાં પ્રકૃતિને આધીન થઇ જાય છે, નહિ કે પ્રકૃતિ બ્રહ્મને આધીન છે. વળી બ્રહ્મ પ્રકૃતિના નિયમનકર્તા હોય, તો બ્રહ્મ સગુણ થઇ જશે.

अस्मान्मायी सृजते विश्वमेतत्। એમાં સૃષ્ટાને માયી કહ્યા છે. પરંતુ બ્રહ્મ માયા વડે જગત સૃજે છે એમ કયાં કહ્યું છે? માયા પણ શુદ્ધજ બ્રહ્મની અનેક શક્તિમાંની એક શક્તિજ છે એમ વારંવાર કહીએ છીએ અને તે જ બ્રહ્મનું સર્વભવન સામર્થ્ય.

વેદમાં તો માયાનો અર્થ વિચિત્ર શક્તિ એવો છે. જુઓ; "यदिंद्राहन्प्रथमजामहीना मान्मायिना ममिनाः प्रोतमायाः" એ ઋગ્વેદનો મંત્ર.

ઇશ્વરબ્રહ્મને જો જીવના કર્માનુસાર ફળ આપનાર જ કેવળ ગણીએ, તો બ્રહ્મ જીવકર્માધીન થઈ જાય અને તેમ થતાં અનીશ્વર થઈ જાય અને અચિન્ત્યાનંત શક્તિમાન બ્રહ્મમાં ઇયત્તા આવી જશે. કર્મસાપેક્ષમાત્રબ્રહ્મ માનવાથી કર્માનુસારજ ફળ બ્રહ્મ આપે, એટલે સર્વેશ્વર બ્રહ્મનું પણ નિયામક કર્મ થઈ જાય. માટે तदात्मानं। શ્રુત્યુક્ત આત્મસૃષ્ટિ જ, વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષ પરિહાર કરવામાં હેતુ માનવો. કર્માધીન ઇશ્વર થઈ જાય, અને ઇશ્વરનું પણ નિયામક કર્મ થઈ જાય એ પક્ષ સૂત્રકારને સંમતજ નથી. માટે पत्युः असामंजस्यात् એ સૂત્ર પુનઃ યોજે છે. કેવળ કર્મ ફળદાયક થઈ ન શકે, કારણ કે તે જડ છે. વળી કર્મનું ફળદાતૃત્વ માનીએ તો ઉપર્યુક્ત નિરીશ્વરવાદનો પ્રસંગ આવે. પોતાનું માહાત્મ્ય દેખાડવા જ બ્રહ્મે આત્મસૃષ્ટિ કરી છે. વિચિત્ર જીવો, વિચિત્ર સાધન, વિચિત્ર ફળ, પ્રકટ કરીને પણ પ્રત્યેક વ્યક્તિને સુખ દુઃખ સમાન દાન કરે છેઃ એ મહાત્મ્ય, જીવ, કર્મ, ફળ, સર્વ આત્મસૃષ્ટિ, ભગવદ્જન્ય, ભગવદ્રૂપ છે. સિદ્ધાન્તી લખે છે કે ઇશ્વર ન્યાયમૂર્તિ છે ને તેનું પર્યવસાન કાંઈ જગતને ક્રીડાભંગ ગણી માત્ર ક્રીડા કરવાનું જ નથી." તો તેના જવાબમાં જણાવવાનું કે જગની ઉત્પત્તિ ક્રીડા માટે જ છે. ઉપનિષદ્ કહે છે કે स एकाकी न रमते स द्वितीयमैच्छत्। स ऐक्षत। स अकामयत। एकोहं बहु स्याम् प्रजायेव। આ બધી શ્રુતિઓથી સ્પષ્ટ જણાય છે કે પ્રભુએ રમણાર્થે આ સૃષ્ટિ કરી અને તે પોતે જ અનેક રૂપ થયા (દેખાયા નહિ) ઉપબૃંહણ ગ્રંથોના क्रीडाभांडमिदं विश्वं। ઇત્યાદિ વાકયોમાં સ્પષ્ટ 'ક્રીડાભાંડ' શબ્દ છે.

સિદ્ધાન્તીએ સૃષ્ટિકાર્યમાં બ્રહ્મની જીવના કરેલા કર્મની અપેક્ષા દર્શાવી છે, પરંતુ તેમ નથી. પ્રાથમિક સૃષ્ટિકાર્યમાં તો ઇચ્છા એક જ માત્ર કારણ છે. ત્યાર પછી સ્વરૂપાભિન્ન વિવિધ રસનો અનુભવ કરવા માટે, એવી રીતે વ્યવસ્થા બાંધી કે અમુક જાતના ફળ આપીશ. મર્યાદાની રક્ષા માટે વેદને કર્યાઃ એટલે પ્રારંભથી જ જીવના વ્યુચ્ચરણ સમયેજ પ્રત્યેક જીવને માટે મોક્ષ પર્યંત બ્રહ્મે વિચાર કર્યો છે અને તે વેદ દ્વારા પ્રગટ પણ કર્યો છે.

कर्ता कारयिता हरिः। એ માનવામાં પણ કાંઈ હરકત આવતી નથી. ગાયત્રી મંત્રમાં જ सवितुः વડે બ્રહ્મનું कर्तृ અને धियो योनः प्रचोदयात् વડે બુદ્ધિપ્રેરકપણું

માન્યું છે. શ્રુતિ પણ સ્પષ્ટ કહે છે કે एषहिएवैनं साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते एष एवैनमसाधु कर्म कारयति तं यं अधो निनीषते।

ગીતામાં પણ ભગવાન આજ્ઞા કરે છે કેઃ

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

આ ઉપરથી શુદ્ધ બ્રહ્મનું જ નિયંતૃત્વ સિદ્ધ થાય છે; નહિ કે કર્માદીનું.

શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં તો વિદ્વદ્દશામાં બ્રહ્મ, જીવ, કર્મ, ફળ, સર્વની જવાબદારી બ્રહ્મજ છે. પરંતુ બ્રહ્મભિન્ન, ઈશ્વરભિન્ન, માયાભિન્ન, કર્મભિન્ન, એમ જે વાદ સર્વત્ર માયાની સાથે ભેદનો આશ્રય લે છે, તેવા સર્વભેદવાદમાં તો દૂષણ આવે છે. શ્રુતિ તો पुण्यो वै पुण्येन कर्मणा भवति। ઇત્યાદિ સ્પષ્ટ કહે છે. તેથી જ ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવાસુરસંપદ્વિભાગ ઉપદેશ્યો છે. ક્રીડાવાદમાં પણ બ્રહ્મની ક્રીડાને આધીન જ જીવને રહેવું પડે. જીવની જવાબદારી અવિદ્વદ્ દશામાં કહે છે. માત્ર વિદ્વદ્ દશામાં સર્વ જ બ્રહ્મ છે એ અનુભવાતા "ब्रह्मभूतः प्रसन्नात्मा" એ શ્લોકોક્ત હર્ષ શોકથી મુક્તિ થાય છે.

आत्मकृतेः परिणामात् એ સૂત્ર तदात्मानं स्वयमकुरुत। એ શ્રુતિ ઉપર રચવામાં આવ્યું છે. હવે આ શ્રુતિનો અક્ષરાર્થ શું છે તે વિચારો. "તેણે પોતે આત્માને કર્યો" આમાં તમે જે અર્થ કર્યો છે તે કયાંથી આવે છે? सह द्वैतावानास। ऐतदात्म्यमिदं सर्वम्। यत् अयमात्मा। ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મજ કાર્યરૂપે પરિણામે છે, કાર્યકારણ અભિન્ન છે એમ જણાવે છે. નામરૂપ જગત વાચારંભણથી પણ બ્રહ્મરૂપજ છે. "सन्मूलाः सोम्येमाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः" ઇત્યાદિથી જણાય છે. આ પ્રજાનું મૂળ સત્ બ્રહ્મ છે; માયા નહિં. બ્રહ્મ જડ ઠરે એવી ભીતિ અસ્થાને છે. જડપણું એ અજ્ઞાન છે. પણ ઈશ્વરને અમૃતરૂપે જોવું એ જ્ઞાન છે. કારણના ધર્મ કાર્યમાં આવે, નહિં કે કાર્યના ધર્મ કારણમાં આવે. જુઓઃ अस्मिन्नु खलु अक्षरे गार्ग्याकाशः। ઇત્યાદી શ્રુતિમાં માયા અવિદ્યા, કાંઈ નથી, પણ આપને દેખાતું હોય તો કોણ જાણે? 'અક્ષર'નો અર્થ માયા કરવો હોય તો શ્રુતિનું પ્રમાણ આપો. "अव्यक्तोऽक्षर इत्युक्त स्तमाहुः परमां गतिम्। यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम" એ ગીતા વાક્યમાં તો અક્ષરને પરમધામ કહ્યું છે. જેવી રીતે પટ તન્તુમાં ઓતપ્રોત થઈ જાય છે તેમ બ્રહ્મ જગદ્રૂપ થાય છે. જેવી રીતે કટકાદીમાં સુવર્ણ વ્યાપ્ત છે તેવી રીતે બ્રહ્મ પણ જગતમાં વ્યાપ્ત છે. સિદ્ધાન્તી વારે વારે વિકાર શબ્દ યોજે છે પરંતુ विकारशब्दादिति चेन्न प्राचुर्यात् એ સૂત્ર તો જુઓ? વિકાર શબ્દનો શું અર્થ કરો છો? તે તો સ્પષ્ટ કરો! વ્યવહારિક સત્તા તો અસત્ય છે; તેને સત્ય કેમ સ્વીકારાય?

જીવને જે અવિદ્યા લાગી છે તે જ દોષાવહ છે; અને નહિં કે બ્રહ્મગત. ઉપરાંત સ્વકીયા હોવાથી તે બ્રહ્મને દોષમુક્ત કરી શકતી નથી. જેમ કે પોતાની લાકડી કાંઈ પોતાને જ મારવા માટે નથી. વળી બ્રહ્મનું એટલું બધું સામર્થ્ય છે, કે જેમ અગ્નિમાં દાહક શક્તિ રહેવા છતાં, ચન્દ્રકાન્તમણિ પાસે હોય તો કુંઠીત થઈ જાય છે. તેવી જ રીતે, બ્રહ્મની આગળ અવિદ્યા કુંઠીત થઈ જાય છે. જેમ બાજીગરની માયા બાજીગરને પોતાને દોષિત કરતી નથી, તેવી જ રીતે ભગવાનની માયા ભગવાનને મોહિત કરતી નથી. અવિદ્યા જીવને જ બંધનકારી છે અને તે પણ ભગવદિચ્છાથી જ. एकस्यैव ममांशस्य जीवस्यैव महामते। એ શ્લોક ઉપરથી પણ એ જ સિદ્ધ થાય છે.

જીવના અંશત્વ સંબંધે સિદ્ધાંતિની શંકા ઠીક નથી. अंशोनानाव्यपदेशात्। એ સૂત્ર સ્પષ્ટ બતાવે છે કે જીવ અંશ છે. બ્રહ્મ નિરંશ છે કે સાંશ છે એનો નિર્ણય કાંઈ લૌકિક યુક્તિનો વિષય નથી; એ તો વેદથી જ નિષ્પન્ન થાય. અગ્નિમાંથી જેમ તણખા નીકળે તેમ બ્રહ્મમાંથી જીવનો ઉદ્ભવ થયાનો શ્રુતિ ઉપદેશ કરે છે. જુઓ यथाऽग्नेः विस्फुलिंगाः ઇત્યાદી.

જીવને અંશ માનવાથી જીવને કષ્ટ થાય તો બ્રહ્મને પણ થાય એ શંકાના ઉત્તરમાં જ બ્ર. સૂ. ૨–૨–૪૬ માં સૂત્રકાર प्रकाशादिवन्नैवंपरः। એ જ સ્પષ્ટ આજ્ઞા કરે છે. "द्वा सुपर्णासयुजा सखायौ" "अनश्ननन्यो अभिचाकशीति। ઇત્યાદી વાક્યો પણ જગતકર્તૃ જ બ્રહ્મનું નિર્લેપત્વ જણાવે છે. બ્રહ્મને સાવયવ માનવામાં શ્રુતિનો દોષ આપની દૃષ્ટિમાં આવે છે પરંતુ તે દોષ બ્રહ્મસૂત્રકારના વિરુદ્ધ ધર્માશ્રયત્વવાદમાં રહેતો જ નથી. બ્રહ્મનું મહાત્મ્ય અગાધ છે, તેમાં વિરોધ જ નથી. શ્રુતિ શબ્દમૂળ છે, એવું પુનઃ પુનઃ આપને સ્મરણ કરાવું છું. તે જેમ આજ્ઞા કરે તેમ જ સ્વીકારી લેવામાં જીવનું કલ્યાણ છે: વિરુદ્ધસર્વધર્માશ્રયત્વ એ તો બ્રહ્મનું ભૂષણ છે. સૂત્રો સ્પષ્ટ આદેશ કરે છે કે "सर्वधर्मोपपत्तेश्च"। "सर्वोपेता च तद्दर्शनात्"। आत्मनिचैवं विचित्राश्च हि. વિરુદ્ધધર્માશ્રયનું નામ સાંભળીને ચકીત ન થવું. પ્રત્યક્ષાનુમાનનો વિષય બ્રહ્મ નહીંજ હોવાથી શ્રુતિ જેમ આજ્ઞા કરે તેવું બ્રહ્મનું સ્વરૂપ સ્વીકારવું પડે. વળી અમુક રૂપમાં ચિત્રવિચિત્ર એમ બન્ને ધર્મો છે એવું નૈયાયીકો માને છે. મીમાંસકો કર્મમાં જડત્વ અને ફલદાતૃત્વ માને છે. સત્વ, રજસ અને તમસરૂપ વિરુદ્ધ ધર્માશ્રયયુક્ત પ્રકૃતિ સાંખ્યાચાર્ય માને છે. અરે માયાવાદીને પણ સદસદ્વિલક્ષણ અનિર્વચનીય માયા–અવિદ્યા સ્વીકારવી જ પડે છે. શબળ બ્રહ્મ પણ વિરુદ્ધધર્માશ્રયયુક્ત માનવું પડે છે. એક જ શ્રુતિમાં પરસ્પર વિરુદ્ધ ધર્મો બતાવ્યા છે. "अणोरणीयान् महतो महीयान्। अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः।

तदैजति। કહીને તરત જ तन्नैजति ઇત્યાદિ શ્રુતિઓથી સ્પષ્ટ થાય છે. બ્રહ્મ વિરુદ્ધ-ધર્માશ્રય છે, કારણ કે નિર્ધર્મક અને સધર્મક પ્રતિપાદન કરતી ઉભય શ્રુતિઓ એક સરખી પ્રમાણ છે. અતએવ જ્યાં જ્યાં ધર્મનો નિષેધ છે ત્યાં ત્યાં પ્રાકૃત ધર્મનો જ નિષેધ છે એમ માનવું. તેથી જ સૂત્રકાર પણ प्रकृतैावत्वं प्रतिषेधति ततो ब्रवीति च भूयः એવી સ્પષ્ટ આજ્ઞા કરે છે. આ તો અત્યંત સરળ અને બુદ્ધિમાં ઉતરે એવું છે.. અને નહિ કે જ્યાં ત્યાં 'માયા' શબ્દ ઘુસાડી બ્રહ્મને પણ કલીબ બનાવી દેવું. વેદમાં જેમ લખ્યું હોય તેમ ન સ્વીકારો તો પછી ચર્ચા જ શી કરવાની છે? તો પછી શ્રી શંકરાચાર્યે વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવાનો પણ શા માટે પ્રયત્ન કર્યો? અને વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય જ શા માટે રચ્યું? વ્યાસસૂત્રો તો શ્રુતિને શબ્દમૂલ જ માને છે તો પછી તેવા સૂત્રોનો આદર પણ શા માટે કરવો? અને શા માટે આટલા બધા ભારપૂર્વક જણાવવાનો પ્રયત્ન થાય છે કે અમારો વાદ વ્યાસસૂત્રમાંથી નીકળે છે, તેને અનુસરે છે, વિગેરે.

शब्द मूलं च ब्रह्म એમ પણ શ્રી શંકરાચાર્યે શા માટે કહે છે? વિરોધી શ્રુતિઓનો સમન્વય માયાવાદનો આશ્રય કરવાથી તમારે મતે ભલે થતો હોય બાકી અમને તો પહેલાં તમારી માયામાં જ શંકા રહે છે. તો પછી તમારા સમન્વયમાં રહે એમાં સંશય જ શો? અરે માયાવાદથી તો જગતમાંના બધા પદાર્થો અસત્ય છે. તો જગતમાંના બધાં શાસ્ત્રો પણ અસત્ય જ ઠરે ને? વળી જીવને અવિદ્યા લાગી છે તો અવિદ્યાવાનને વળી જ્ઞાન કેવું થવાનું? શાસ્ત્રો તો બધાં માયીક છે. કંઇ ઉત્તર આપશો? કે નીચેના વાક્ય ઉપર સહી કરશો?

स्वप्रवृत्तिविघातेन गुर्वादीनां च दूषणात् मायावादो न मंतव्यः सर्वव्यामोहकारकः।

नैकस्मिन्न संभवात् સૂત્રમાં તો જૈન મતનું ખંડન છે. જેને માટે શાંકર ભાષ્ય જ જુઓ.

પાણી ઉપર પત્થરા તરે એમ વેદ કહે તો તે પણ ચુસ્ત વૈદિકને તો માન્ય જ છે. અન્યથા ग्रावाणो प्लवनति। એ રામાવતારની લીલાને કેમ સમજાવશો? આનો અર્થ તમે શું કરો છો તે આપશો?

સદ્ગત ડૉ. થીબોનો અભિપ્રાય મેં ટાંક્યો છે, તેમ જ સિદ્ધાંતિએ પણ એમ કર્યું છે. તો કોણ ખરું એનો નિર્ણય વિવેચકો કરશે. તે પહેલાં અત્રે એટલું સ્મરણમાં રાખવું ઘટે છે, કે ડૉ. થીબોએ પણ બધાં ભાષ્યોનો તુલનાત્મક અભ્યાસ કર્યો ન હતો.

ઉપસંહારમાં જણાવવાનું કે "अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा", "जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्" ઇત્યાદિથી બ્રહ્મનું જગતકર્તૃત્વ સિદ્ધ થાય છે. सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। यदिदं किं च तत्सत्यम्। 'तदात्मानं स्वयमकुरुत' એ

શ્રુતિ બ્રહ્મ અને જગતની અનન્યતા બતાવે છે. **ममैवांशो जीवलोके** અને **अंशो नाना व्यपदेशात्।** એ વાક્યોથી જીવ અંશ છે એ સિદ્ધ થાય છે. **इन्द्रो मायाभिः पुरुरूप ईयते** એ શ્રુતિમાં પણ ઇન્દ્રીયોની વૃત્તિઓ રૂપ માયાઓથી બ્રહ્મમાં ભેદ પ્રતીત થાય છે, એમ કહ્યું છે. બ્રહ્મ માયાસંબંધથી અનેકરૂપ થતું હોત તો અનેક રૂપ થાય છે. (**भवति**) એમ શ્રુતિ ઉપદેશ કરત. પરંતુ માયાવડે અનેકરૂપ દેખાય છે એમ જ કહેલું છે. માટે એક જ બ્રહ્મ વિષે અનેકત્વ–જ્ઞાન થાય છે. તેનું કારણ બહુ વચનાન્ત માયા એટલે કે ઇન્દ્રિયોની વૃત્તિઓ છે. અનેકત્વ–ભેદ–માયિક નથી, પરંતુ ભેદનું જ્ઞાન માયિક છે.

**वैधर्म्याच्च न स्वप्नादिवत्** એ સૂત્રમાં જગત સ્વપ્નવત નથી કારણ કે જગત અને સ્વપ્નાદિમાં વૈધર્મ્ય છે એમ સૂત્રકાર કહે છે.

मायामात्रं तु कात्स्न्र्येनानभिव्यक्तस्वरूपत्वात्। એ સૂત્રમાં માયા શબ્દ છે પરંતુ એ સૂત્ર તો સ્વાપ્નિક સૃષ્ટિ વિષયક છે, જગદ્ વિષયક નથી. એટલે જગત માયા માત્ર નથી એમ તો આપે પણ અંગીકાર કરવું જ પડશે. જુઓ શાંકરભાષ્ય.

"सर्वोपेता च तद्दर्शनात्।" "आत्मनि चैवं विचित्राश्च हि" એ સૂત્રોથી બ્રહ્મ સર્વધર્મયુક્ત છે એમ સિદ્ધ થાય છે; નહિં કે બ્રહ્મ માયિક છે.

"प्रकृतैतावत्वं हि प्रतिषेधति" ઇત્યાદિથી બ્રહ્મમાં પ્રાકૃત ગુણનો જ નિષેધ છે એમ સ્પષ્ટ થાય છે. અતએવ વિરોધી શ્રુતિઓનો પરમ રમણીય સમન્વય શુદ્ધાદ્વૈતમાં થઇ રહે છે. તેથી દૈવી જીવ તો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો જ આશ્રય કરીને કૃતકૃત્ય થાય છે. અન્યથા જગતનું માયાથી અસત્યત્વ સ્વીકારતાં આસુરત્વ આવે અને પાત જ થાય.

## સિદ્ધાન્ત પક્ષ

શુદ્ધ બ્રહ્મવાદમાં માયાને સ્થાન નથી એમ બતાવવા પૂર્વપક્ષીએ જે પ્રયાસ કર્યો છે તે કેટલો નિષ્કળ નીવડ્યો છે તે હું નીચેના લેખથી બતાવી આપીશઃ અવિકૃત પરિણામવાદ અને માયાવાદની તુલનામાં શ્રી રામાનુજાનુયાયીઓએ પરિણામવાદનું ખંડન કર્યું છે તેનો ઇસારો અસ્થાને છે, એમ જે પૂર્વપક્ષીએ જણાવ્યું છે તેના જવાબમાં જણાવવાનું કે અહિકુંડળ, કરોળીઓ, યોગી વિ.ના દૃષ્ટાંતો આપી પૂર્વપક્ષીએ પોતાના વાદને સિદ્ધ કરવા જે કોશીષ કરી હતી તે નિષ્ફળ હતી, એમ બતાવવા જ શ્રી રામાનુજાનુયાયી શ્રી અનંતાચાર્યે તેમણે પ્રકટ કરેલા **'વડવાનલ પ્રથમ જ્વાલા'** એ નામના પુસ્તકમાં પરિણામવાદનું તથા તમોએ આપેલા દૃષ્ટાંતોનું સચોટ ખંડન યોગ્ય રીતે કરેલું હોવાથી જ મેં તે પ્રત્યે વાંચકવર્ગનું ધ્યાન ખેંચ્યું હતું. તેનો રદીઓ આપવામાં આવ્યો નથી. ગયા લેખમાં આપેલી દલીલોનો સીધો જવાબ ન આપતાં સામું લખો છો કે માયાવાદનું શ્રીશંકરાચાર્ય પછીના સર્વે આચાર્યોએ ખંડન કર્યું છે, પણ આ મંતવ્ય ભૂલભરેલું છે, કારણ કે શ્રી વલ્લભાચાર્ય સિવાયના બધા જ આચાર્યોએ સૃષ્ટિકાર્યમાં શુદ્ધબ્રહ્મના પરિણામની

ઉપેક્ષા કરી છે તથા શરીર, શક્તિ, પ્રકૃતિ વિ. ઇતર સાધનની આપેક્ષા બતાવી છે, ને તેથી તેઓ આડકતરી રીતે શ્રીશાંકરમતને જ ટેકો આપે છે. બીજું વિશ્વક્સેનના વ્યાખ્યાનના સંબંધમાં જણાવવાનું કે તેઓએ શરુઆતમાં જ જણાવ્યું હતું કે તેઓની ચર્ચા માત્ર વિનોદાર્થે હતી; નહિ કે કાંઈ શાસ્ત્રીય નિર્ણયાર્થે. એટલે તે બાબત કાંઈ તમારાથી આધાર રાખી શકાય નહિં.

બીજું તમોએ પૂર્વે એમ જણાવ્યું હતું કે તમોએ આપેલા અહિકુંડળ, યોગી વિ.ના દૃષ્ટાંતો અવિકૃત પરિણામ જણાવવા માટે છે. છતાં 'પરિણામિત્વ' શબ્દ 'અવિકૃત' શબ્દની સાથે રાખવાથી દોષાપત્તિ નડે છે, એમ હવે તમારા છેલ્લા લેખના પરિણામે સમજાય છે. તેથી જ લખો છો કે તે દૃષ્ટાંતો તેમનું 'અવિકૃતત્વ' જણાવવા માટે છે. અને તેથી જ હવે 'પરિણામ' શબ્દનો ઉપયોગ છોડી દીધો છે. એટલે એટલું સિદ્ધ થાય છે કે તમોએ આપેલાં દૃષ્ટાંતો તમારા પરિણામવાદનું ખંડન કરે છે. તો તે સત્ય વાત સ્વીકારવા તમો શા માટે આનાકાની કરો છો?

વળી પૂર્વપક્ષી જણાવે છે કે વ્યાસજીએ કોઇ પણ ઠેકાણે પ્રકૃતિના કારણ પરત્વે ઉપનિષદોનો ઉપન્યાસ કર્યો નથી. પણ तदनन्यत्व તથા आत्मकृतेः परिणामात् એ સૂત્રોના શાંકરભાષ્યપર તેમનું ધ્યાન ખેંચું છું. જગતનું મૂળ બ્રહ્મ છે એ વાત તો અમને સંમતજ છે. પણ તેની સાથે શ્રુતિ ને સ્મૃતિ સૃષ્ટિકાર્યમાં શુદ્ધબ્રહ્મ, શક્તિ તથા પ્રકૃતિની અપેક્ષા આપે છે. જુઓઃ 'परास्य शक्तिर्विविधैव श्रूयते।" (श्वे. उ.) તથા "मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं" (भ. गी.) 'अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्ति अहरागमे।' આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જગતના કારણમાં પ્રકૃતિ વિ. વૈકારિક કોઈ ઇતર સાધનની અપેક્ષા છે. જો એમ માનવામાં ન આવે તો પછી બ્રહ્મમાં વિકૃતિ દોષની સંભાવના પૂરેપૂરી રહે જ.

વળી તમે જણાવો છો કે 'અમારું કર્તવ્ય અહીં યથાર્થ રીતે માત્ર સૂત્રનો અર્થ કરવાનું જ છે, પણ આ મંતવ્ય ભૂલભરેલું છે. કારણ કે વ્યાસસૂત્રનો આશય માત્ર શ્રુતિ તથા સ્મૃતિના અર્થનું જ સમન્વયપૂર્વક યુક્તિથી પ્રતિપાદન કરવાનો છે. વ્યાસસૂત્રપર જુદા જુદા આચાર્યોએ જુદા જુદા ભાષ્યો રચી જુદા જુદા અર્થ કર્યા છે તેમાં કયો અર્થ સાચો કહી શકાય? શું તમારા આચાર્યે જે અર્થ કર્યો છે તે જ સાચો છે એમ કહી શકાય ખરું? અને તેનું કાંઈ પ્રમાણપત્ર બતાવશો? વ્યાસસૂત્રનો ખરો અર્થ તો શ્રી શંકરાચાર્યનો જ કહી શકાય, કારણ કે વેદાન્ત દર્શનના વિરોધી દર્શનો જેવાં કે સાંખ્ય, યોગ, ન્યાય વૈશેષિક, બૌદ્ધ, વિ. દર્શનો, વેદાન્તમતના ખંડનમાં શ્રી 'શાંકરમતને'જ વેદાન્ત મત તરીકે જણાવે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે વ્યાસસૂત્રનો ખરો અર્થ શ્રી શંકરાચાર્યનો જ ગણાય. આના સમર્થનમાં જુઓ શ્રી. મહામહોપાધ્યાય હાથીભાઇ શાસ્ત્રીએ 'ગુજરાતી' પત્રમાં પ્રકટ કરેલા લેખો.

હવે બ્રહ્મના લક્ષણ સંબંધમાં જણાવવાનું કે जन्माद्यस्य यतः। એ સૂત્રમાં શ્રી વ્યાસાચાર્યે બ્રહ્મનું તટસ્થ લક્ષણ એટલા માટે આપ્યું છે કે તેમનો આશય બ્રહ્મનો ને જગતનો સંબંધ બતાવવાનો છે. ઉપનિષદમાં શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું લક્ષણ તો આવી ગયું. તો પછી વ્યાસજી તેનું ફરીથી શું કામ પીંજણ કરે ને તેથીજ ઉપલા સૂત્રમાં વ્યાસજીએ સગુણ અથવા શબલ બ્રહ્મનું લક્ષણ આપ્યું છે. વળી તમો જણાવો છો કે तत्तु समन्वयात् એ સૂત્ર યોજી વ્યાસજીએ બ્રહ્મ જ જગતનું સમવાયી કારણ છે એમ ઉપદેશ કર્યો છે. આ મંતવ્ય ખોટું છે. બ્રહ્મનું સ્વરૂપ તો ઉપનિષદ્‌માં બતાવ્યું તેવું જ છે. અને કેવળ નિર્ગુણ તથા નિર્ધમકજ છે. આના સમર્થનમાં જુઓઃ "अरूपवदेव तत्प्रधानत्वात्"। "आह्चतन्मात्रम्"। "तदव्यक्तमाह हि" "पूर्ववद्वा" "न स्थानतोपि परस्योभयलिंगं सर्वत्र हि" (ब्र. सू.) બ્રહ્મને જગતનું સમવાયી કારણ માનવાથી બ્રહ્મનો ઉચ્છેદ થશે તે તમો જાણો છો? પટનું સમવાયી કારણ તંતુ છે એટલે જો પટનો નાશ થાય તો તંતુનો પણ અવશ્ય નાશ થાય જ. તેવી રીતે કાર્ય જગતનો પ્રલય થાય ત્યારે તેની સાથે સમવાયી કારણ-બ્રહ્મનો પણ નાશ થાય. વળી તમો લખો છો કે જગદ્‌રૂપે વૃદ્ધિ પામવી એ બ્રહ્મનો સહજ ધર્મ છે. તો શું બ્રહ્મ, રબ્બરના દડા જેવો છે કે તેની વૃદ્ધિ તથા સંકોચ થાય? જો બ્રહ્મ વૃદ્ધિ તથા સંકોચ પામવાના ધર્મવાળો હોય તો પછી તે વિકારી ને પરિણામી કહેવાય ને છેવટે તેનો નાશ પણ થઇ જાય. અરે! ચૈતન્યસ્વરૂપ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ તો નામરૂપાત્મક જગતને માત્ર અવ્યાકૃત દશામાંથી વ્યાકૃત કરે છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મ વધતો પણ નથી તેમ ઘટતો પણ નથી. વધવાનું તથા ઘટવાનું કામ તો માત્ર ત્રિગુણાત્મક પ્રકૃતિનું છે; નહિ કે શુદ્ધ બ્રહ્મનું. માટેજ શ્રુતિએ દર્શાવ્યું છે, કે "न तस्य कार्यं करणं च विद्यते" (શ્વે. उ.) એટલે શુદ્ધ બ્રહ્મનું કાંઈ પરિણામ થતું જ નથી. સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કામ તો માત્ર શબળબ્રહ્મ માયા શક્તિદ્વારા કરે છે. જુઓઃ "परा अस्य शक्तिर्विविधैव श्रूयते। (श्वे. उ.)

હવે જગતમાંના વિકારો ક્યાંથી આવ્યા એ મારા પ્રશ્નના જવાબમાં તમોએ જીવને નિમિત્ત કર્યો છે ને તેમ કરી અસંબદ્ધ તથા પાયા વગરનું લખાણ કર્યું છે. જગતના વિકારો અજ્ઞાનીને છે ને તેને થતું જ્ઞાન પ્રમાણ ગણાય નહિ, એમ તમો લખો છો તો જીવે વિકારો શી રીતે કર્યા? ભગવતી શ્રુતિ તો એમ કહે છે કે નામરૂપાત્મક જગત ઉત્પન્ન થયા પછીજ આત્માએ તેમાં પ્રવેશ કર્યો. જુઓ શ્રુતિઃ तत्सृष्ट्वा तदेवानु प्राविशत्। (तै. उ.) આથી અજ્ઞાની જીવે વિકારો કર્યા એ મંતવ્ય કપોલકલ્પિત ઠરે છે. જો વિકારોને અજ્ઞાની જીવે કર્યા હોય તો પછી જગતના તમામ પદાર્થો જેને તમોએ સાચા માન્યા છે તે મિથ્યા ઠરેઃ કારણ કે અજ્ઞાનીને થતું જ્ઞાન પ્રમાણ ગણાય નહિ, અને તમને જગત મિથ્યાત્વનો શાંકરસિદ્ધાંત સ્વીકારવાની બળાત્કારે પણ ફરજ પડશે. જીવ વિકારોને કરે છે એ તમારી માન્યતા તો વિજ્ઞાન-

વાદી બૌદ્ધોની છે એટલે તમો પ્રત્યક્ષ બૌદ્ધવાદી ઠરશો. વળી તમો લખો છો કે જગતના પદાર્થો વિષે જે ભેદજ્ઞાન છે તે મિથ્યા છે તો પછી તમારો વ્યવહાર પણ મિથ્યા ઠરશે પણ વ્યવહાર તો નૈસર્ગિક છે, મિથ્યા નહી. જુઓ શાંકર ભાષ્ય અધ્યાસ ભૂમિકા. જો જગતના જુદા જુદા પદાર્થો નૈસર્ગિક છે, તો તે તે પદાર્થોના જ્ઞાનને મિથ્યા કેમ કહી શકાય? જો ભેદ જ્ઞાન મિથ્યા હોય તો પુષ્ટી-માર્ગીય ભક્તિનું શું થશે તેનો કાંઈ વિચાર કર્યો? તમારા સંપ્રદાયમાં ઈશ્વરને ભક્તથી અન્ય ગણવામાં આવે છે. વિરહ દશામાં ભક્તનો વધારે ઉત્કૃષ્ટ પ્રેમ માનવામાં આવે છે ને તે દશામાં ભક્ત ગોપીકા સમાન પોતાના પ્રિયતમ પરમેશ્વરની પુષ્ટિરૂપ પ્રીતિ પ્રાપ્ત કરવાને પ્રેમના માર્મિક આંતર ઉદ્ગારો કાઢે છે ને પ્રભુ મેળવવાને વિરહવેદનાથી આકુળવ્યાકુળ થાય છે, ને પરિણામે તે ભક્ત ઈશ્વિર સાથે પતિપત્નીની માફક પ્રેમરસનો આસ્વાદ લે છે. તો આ ઉપરથી ઈશ્વિર ભક્તથી જુદો ઠરે છે. પણ આથી તો ઈશ્વિર મિથ્યા ઠરે છે, કારણ કે તમારા કહેવા પ્રમાણે ભેદજ્ઞાન મિથ્યા છે.

વળી "न तस्य कार्यं करणं च विद्यते। એ શ્રુતિનો પણ તમોએ મનમાનતો અર્થ કર્યો છે, જે સદંતર ખોટો છે. એ શ્રુતિનો અર્થ તો એટલો જ છે કે શુદ્ધ બ્રહ્મ કાર્યકારણના સંબંધથી રહિત છે. ઉપલી શ્રુતિ તો તમારા પરિણામ-વાદનું ખુલ્લું ખંડન કરી રહી છે, ને તેથી જ તમોએ તે શ્રુતિનો મારીમચડીને અનર્થ કર્યો છે. વળી તમો લખો છો કે બ્રહ્મ આનંદમય છે ને પોતાના સ્વરૂપ-થી જ તે કાર્ય કરે છે. જો બ્રહ્મ નિરાકાર તથા નિર્ગુણ છે, તો પછી પોતાના સ્વરૂપથી તે શી રીતે કાર્ય કરી શકે? જો તમો બ્રહ્મને સાકાર, સાવયવ માનશો, તો બ્રહ્મને ખંડિત થવાનો તથા ઉચ્છેદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને 'निष्कलं निष्क्रियं।' એ શ્રુતિઓનો વ્યાકોપ થશે. વળી આનંદમય તો માત્ર પ્રાજ્ઞની સુષુપ્તિ સ્થિતિનું સ્વરૂપ બતાવે છે, નહિં કે નિર્ગુણ, શિવરૂપ અદ્વૈત બ્રહ્માત્મૈકય સ્વરૂપનું. જુઓ! (માં. ઉ.) એટલે આનંદમય એ શુદ્ધ અક્ષરબ્રહ્મનું પૂર્ણસ્વરૂપ નથી પણ એકદેશીય તથા અંશ જેવું છે. વળી આનંદમય એ તો અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, વિ. કોશોની માફકનો એક કોશ છે. તે કાંઇ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ નથી, કે પોતાના તે સ્વરૂપથી કાર્ય કરે. જો આનંદ-મયને જ પૂર્ણ પુરુષોત્તમભગવાન માનશો તો તે અક્ષરબ્રહ્મની એક ઝાંખી માત્ર છે ને તે છાયાપુરુષને પૂજવા બરોબર છે. ને તેનું ફળ તો વિરોચન નામના અસૂરને સમજાયું તેવું મળશે. જુઓ; ઇંદ્ર વિરોચન–પ્રજાપતિ સંવાદ. (છાંદોગ્ય ઉપનિષદ્) આનંદમયને શુદ્ધનિર્ગુણબ્રહ્મ માનવામાં, જેમ તમો ભૂલના ભોગ થઈ પડ્યા છો તેમ બીજાઓને ન થાય તેને માટે હું સુજ્ઞ વાંચક-વર્ગનું તૈત્તરીય ઉપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લી પર ધ્યાન ખેંચું છું, કે જે વાંચેથી શુદ્ધ બ્રહ્મના સ્વરૂપનું તથા મુક્તિનું સ્વરૂપ સમજાશે.

વળી સાંપ્રદાયિક મતનો લુલો બચાવ કરતાં પૂર્વપક્ષીએ ગીતાના શ્લોકનો પણ મોટો અનર્થ કર્યો છે એ કેળવાયલા માણસને માટે બહુ ખેદકારક કહેવાય. 'न कर्तृत्वं न कर्माणि' એ ગીતાનો શ્લોક તો માત્ર ઇશ્વરનું અકર્તૃત્વ બતાવે છે અને તેને તમોએ જીવ પ્રત્યે લગાડી સદંતર ખોટો તથા કપોલકલ્પિત અર્થ કર્યો છે.

બીજું તમે શંકા કરી છે કે કાર્ય કરવામાં જો પ્રકૃતિ ઇશ્વરને સહાયક હોય તો જે જેની સહાયક હોય તે તેને આધીન થાય અને બ્રહ્મ પ્રકૃતિને વિવશ થઇ જાય ને શબળ બ્રહ્મ થાય. એ બાબતમાં પૂછવાનું કે એક સદ્ગુણી તથા પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીને ગૃહકાર્યમાં સહાયક થાય તેથી શું તેનો પતિ સ્ત્રી–પરવશ થયો એમ કહેવાય? તેમજ રાજા રાજતંત્રના કાર્યમાં અનેક અમલદારો તથા નોકરોની સહાયતા લે, તો તેથી શું રાજા પરવશ થઇ ગયો એમ કહેવાય? પ્રકૃતિ તો છાયાની માફક બ્રહ્મબિંબને સદૈવ આધીન છે, પણ બ્રહ્મ કાંઈ પ્રકૃતિને વિવશ નથી. પંચદશીકાર જણાવે છે કે माया बिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः। अविद्यावशगस्त्वन्यः। तद्वैचित्र्यादनेकधा। એટલે સર્વજ્ઞ ઇશ્વર બિંબરૂપ હોવાથી માયાને હંમેશ વશમાં રાખે છે પણ જીવ અવિદ્યાને વશ રહે છે. એટલે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પૂર્વપક્ષીની શંકા કે ઇશ્વર અવિદ્યાને વશ થઇ જાય તે સંભવી શકતી જ નથી તથા પ્રમાણ વગરની છે. અથવા તે બીજાનો કદાચ અનુવાદ હોય! પૂર્વપક્ષી માયાનો અર્થ વિચિત્રશક્તિ એમ કરે છે, તે અમોને સંમત છે. પણ માયાનો બ્રહ્મ સાથેનો સંબંધ આધ્યાસિક અભિન્નતાનો છે. એથી ઉલટું, પૂર્વપક્ષીએ તો અવિદ્યાને બ્રહ્મની સાચી શક્તિ માની છે ને તેથીજ શુદ્ધ બ્રહ્મમાં કર્તૃત્વધર્મ માનવાની ભૂલભરેલી ફરજ પડી છે. અને એવી રીતે ઉત્તરોત્તર ભૂલભૂલામણીની મોટી જાળમાં ફસાતા જવું પડ્યું છે. શુદ્ધબ્રહ્મમાં કલ્પેલો કર્તૃત્વધર્મ ટકાવવા જતાં બ્રહ્મ વિકારી ઠરે છે ને વિકૃતિ દોષનું નિવારણ કરવાને બ્રહ્મમાં વિરુદ્ધધર્માશ્રયત્વ ઘટાવવાની નવી કલ્પના યોજવાની ફરજ પડે છે. તે પણ ધુમાડાના બાચકાં ભરવા સમાન વ્યર્થ ફાંફાં મારવા જેવું છે. કારણ કે એ નવીન કલ્પના બ્રહ્મમાં ઘટાવવા જતાં વૈષમ્યનૈર્ઘૃણ્યની દોષાપત્તિ ગળે ચોંટે છે તેનો કાંઈ વિચાર કર્યો છે ખરો?

વળી તમો શંકા ઉપસ્થિત કરો છો કે બ્રહ્મ જો જીવના કર્માનુસાર ફળ આપે તો તે કર્માધીન થઈ જાય ને તેથી અનીશ્વર થઈ જાય અને બ્રહ્મમાં ઇયત્તા આવી જશે! આ શંકા પણ ગેરસમજુતીથી ભરેલી છે. રાજા સારાં કાર્યો કરનારને ઇનામ આપે છે તથા ગુન્હા કરનારને શિક્ષા કરે છે; તેથી શું તે રાજાનું સ્વાતંત્ર્ય યત્કિંચિત્ પણ ઓછું થયું કહેવાય? જો ઇશ્વર જીવનાં કર્મની અપેક્ષા ન રાખતાં ન્યાયને બાજુપર મુકી પોતાની સ્વેચ્છા પ્રમાણે પક્ષાપક્ષી કરતો હોય તો પછી તેવા ઇશ્વરને કોણ ન્યાયી કહેશે? વ્યાસજીએ તો वैषम्यनैर्घृण्ये न

सापेक्षत्वात्तथाहि दर्शयति એ સૂત્રદ્વારા જીવકૃત કર્મની સાપેક્ષા બતાવી છે. તો શું વ્યાસજી વેદનો બરોબર અર્થ સમજ્યા નહોતા, કે તેના અર્થમાં પણ તમારે ફેર કરવો પડ્યો ? વળી ઈશ્વરે જ સ્વેચ્છાથી કોઈ પણ કર્મ વિ. ઈતર કારણ વગર પહેલી સૃષ્ટિ રચી એમ તમો જણાવો છો, તો પછી તમને પૂછવાનું કે વેદના અક્ષર માત્રને વળગી રહેવાનો ડોળ કરનાર, આવો નવો કપોલકલ્પિત મનમોજી અનર્થ કરી વૈદિક સિદ્ધાન્તને તિલાંજલિ આપી શકે ખરા ? તમો લખો છો કે ઈશ્વરે પહેલી સૃષ્ટિ સ્વેચ્છાથી કરી તો તે કઇ તિથિએ તથા દિવસે ? તેનું કાંઇ વૈદિક પ્રમાણ બતાવશો ? શ્રુતિ તો જગત પ્રવાહ અનાદિ છે એમ બતાવે છે જુઓઃ શ્રુતિ "सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।" (ऋ. सं.) આ ઉપરથી હવે સ્પષ્ટ સમજાય છે કે આ અનેક મંતવ્યો શ્રુતિથી વિરુદ્ધ છે તથા સંપ્રદાયના અનેક છિદ્રોને ઢાંકવાને માટે તે યોજવામાં આવ્યાં છે એમ જણાય છે. પણ આવી રીતિથી સંપ્રદાયનો જરાપણ ઉત્કર્ષ કરી શકાય એમ નથી.

વળી 'पत्युरसामंजस्यात्' એ સૂત્ર ટાંકીને બ્રહ્મને કર્મની સાપેક્ષા નથી એમ બતાવવા પૂર્વપક્ષીએ કોશીષ કરી છે, પણ એ મત ખોટો છે; કારણ કે સૂત્રનો આશય પાશુપતિ મતને ખંડન કરવાનો છે ને તેનો તમોએ કપોલકલ્પિત રીતે તથા મનમાનતી રીતે દુરુપયોગ કર્યો છે, એ કોઇ પણ વિદ્વાન સમજી શકશે. વળી કેવળકર્મ ફળદાતા થઇ ન શકે, એ પિષ્ટપેષણ વ્યર્થ તથા સમજ્યા વગર જ કરવામાં આવ્યું છે એમ જણાય છે. કારણ કે 'फलमत उपपत्तेः' એ સૂત્ર ટાંકી મેં મારા ગયા લેખમાં જણાવ્યું હતું કે ઈશ્વર જ સર્વ કર્મોના ફળદાતા છે તો પછી આવી રીતે સમજ્યા વગર વ્યર્થ લખાણ કરવામાં શો ફાયદો ?

વળી તમો લખો છો કે પ્રભુએ રમણાર્થે આ સૃષ્ટિ કરી તથા જગતની ઉત્પત્તિ ક્રીડા માટે જ છે. તો શું ઈશ્વર પારણામાં ઝુલતું નાનું બાળક છે કે તે માત્ર ઢીંગલા ઢીંગલીની રમત રમવા સૃષ્ટિ સૃજે? શું સૃષ્ટિ રચનામાં પ્રભુનો ક્રીડા કરવાનો જ હેતુ છે ? આ ક્રીડાવાદ તમોએ કયાંથી તથા શા હેતુથી ઉપજાવી કાઢયો ? આ તો ન્યાયમૂર્તિ ઈશ્વરની મશ્કરી કરવા જેવું થાય છે. શું આપ્તકામ ઈશ્વરને ત્યાં કાંઈ ન્યૂનતા છે કે એને જગતરૂપે ક્રીડાભાંડ રમકડું રચી રમણ કરવાનું બાકી રહી ગયું ? શુદ્ધ બ્રહ્મવાદ કે જે શ્રીશાંકરમતમાં જ છે તેમાં તો રસઉપભોગની ગંધ પણ બ્રહ્મમાં ઘટાવી શકાય એમ નથી. જુઓઃ "अनश्नन्न्यो अभिचाकशीति" (मुं. उ.) તથા संभोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् (ब्र. सू.) ભોગ ભોગવવાની ઇચ્છા તો સંસારમાં સબડતા અજ્ઞાની તથા પામર જીવોને જ હોય. જુઓ શ્રુતિ; 'तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति' ને તેવા સંસારી જીવોના ઉદ્ધારાર્થેજ શ્રીશાંકરમતમાં તમામ રસભોગની વાસનાને તિલાંજલિ આપવામાં આવી છે. આથી ઉલટું ભગવતી શ્રુતિના ઉચ્ચ આદર્શમય સિદ્ધાંતોનો આવો અનર્થ

કરવાથી તો આપ ક્ષીણ બુદ્ધિની, જનતા સમક્ષ કિંમત કરાવી રહ્યા છો! તેમ જ આથી વ્યાસાચાર્યની તીવ્ર બુદ્ધિને પણ અન્યાય કરાવી રહ્યા છો. વ્યાસજી તો લખે છે કે लोकवत्तु लीलाकैवल्यम् (ब्र. सू.) એટલે જગત રચવામાં ઈશ્વરને કાંઈ પ્રયોજન નથી. પણ એ તો શ્વાસોશ્વાસની ક્રિયા સમાન તેની લીલા છે એટલે કે સહજ સ્વભાવ છે. તેમ જ જીવને કર્મ પ્રમાણે યથાયોગ્ય ન્યાય આપવો એ પણ ઈશ્વરનો સહજ સ્વભાવ છે. જુઓ ऋतं सत्यं परं ब्रह्म (नृ. पु. उ.) હવે "सनैव-रेमे।" એ શ્રુતિનો તમો આશ્રય લોછો પણ એ તો સૃષ્ટિક્રિયાને લગતી પ્રજાપતિને માટે છે એમ पुरुषविध: એ લિંગપરથી સમજાય છે. પણ તે શ્રુતિનો પારમાર્થિક ગૂઢ આશય તો માત્ર શુદ્ધ આત્માનું ઐક્ય પ્રતિપાદન કરવાનો છે, એમ કોઈ સાંપ્રદાયિક દુરાગ્રહથી રહિત એવા કોઈ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે તે શ્રુતિના ઊંડા અભ્યાસથી સમજાશે. ઉપલી શ્રુતિમાં ક્રીડા શબ્દ કયાં આવ્યો છે તે જરા બતાવશો? નાના ચતુર્વિધ રસ ભોગવવાની તથા ક્રીડા કરવાની ઇચ્છા એ તો તમારા સંપ્રદાયનો સિદ્ધાંત હોય! પણ તે અત્યંત અનર્થકારક છે તથા અજ્ઞાની જીવોને ઊંધે રસ્તે લઈ જવા જેવો છે. એટલું જ નહિ પણ ભોળા લોકોને વ્યામોહ જાળમાં ફસાવવા જેવો છે એમ ગણી શકાય.

વળી પૂર્વપક્ષી જણાવે છે કે ઈશ્વર દરેક જીવને સુખદુ:ખ સમાન જ દાન કરે છે ને તેને કાંઈ નિયામક સાધનની જરૂર રહેતી નથી. તો તેથી તો ઈશ્વર અન્યાયી ઠરે છે. જો ભક્તિમાન પુરુષને તથા પાપી પુરુષને સમાન ફળ મળે તો પછી ભક્તિ પણ નિરર્થક ઠરે ને હિન્દુભાઇઓનાં દહેરાંને પણ બંધ કરી દેવાં પડશે. વળી શ્રુતિનો એવો અર્થ કરાય કે ઈશ્વર જેને ઉપર લઈ જવા માંગે તેની પાસે સારાં કામ કરાવે ને જેને નીચે લઈ જવા માંગે તેની પાસે નઠારાં કર્મો કરાવે, તો પછી તમારા કહેવા પ્રમાણે તમારો ઈશ્વર તો રાગદ્વેષી તથા જોહુકમી ઠરે. શ્રુતિનો ખરો અર્થ તો એવો છે કે સર્વાંતર્યામી ઈશ્વર જીવના પ્રાક્તનકર્મોને અનુસરીને જ ફળ આપે છે, એટલે કર્મની સંપૂર્ણ જવાબદારી જીવનની જ ઠરે છે. ઈશ્વરના પવિત્ર ન્યાયમાં તો સ્વજન, નિજજન, પ્રેમ, ભક્તિ, પક્ષાપક્ષી વિ. અન્ય કોઇ પણ દાંભિક દલીલોનું સ્થાન પણ નથી અને તેથી જ શ્રી ગીતામાં જણાવ્યું છે કે 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्'। પણ પૂર્વપક્ષી તો કહે છે 'कर्ता कारयिता हरि:' એટલે ભગવાન પોતે જ કાર્યકર્તા છે. તો જીવના પાપાચરણની જવાબદારી પણ પ્રભુને શીર ઠરે! પાપી માણસ પણ ગુન્હાઓ કરીને એવો આશ્રય લઈ શકે કે ગુન્હાનાં કામો તો પ્રભુ પોતે જ જીવદ્વારા કરે છે અને તેને માટે તે જીવ જવાબદાર નથી. શું શ્રુતિનો આવો અનર્થકારક આશય હોઇ શકે ખરો!

વળી વિદ્વદ્દશામાં બ્રહ્મ, જીવ, કર્મ, ફળ, વિ. સર્વની જવાબદારી બ્રહ્મની છે. આ મંતવ્ય પણ ભૂલભરેલું તથા શ્રુતિથી વિરુદ્ધ છે. જુઓ શ્રુતિ: 'तस्य क्रिया:

ज्ञातयः सुकृतमुपयन्ति अप्रिया दुष्कृतं'। (कौ. उ.) એટલે બ્રહ્મજ્ઞાની પુરુષના સુકૃતો તેના મિત્રવર્ગો તથા તેના પાપકૃત્યો તેના દુશ્મનો લઇ જાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તમારું મંતવ્ય કે સુકૃત તથા દુષ્કૃત કર્મોની જવાબદારી બ્રહ્મમાં રહે છે, એ કપોલકલ્પિત તથા શ્રુતિ વિરુદ્ધનું છે.

'विकारशब्दादिति चेन्न प्राचुर्यात्' એ સૂત્ર તો એમ બતાવે છે કે આનંદમય શબ્દમાં મયટ્ પ્રત્યય પ્રાચુર્યાર્થમાં વપરાયો છે, વિકારમાં નહિ. તો પછી આ સૂત્રથી જગતના વિકારી પદાર્થોનો ખુલાસો કયાંથી આવ્યો તે જણાવશો? તેનો કાંઈ પણ ખુલાસો—છે જ નહિ ને તેથી જ તમો મારીમચડીને સૂત્રનો આવો અનર્થ કરી રહ્યા છો.

વળી તમો લખો છો કે જીવને અવિદ્યા લાગી છે તે જ દોષાવહ છે. એ વાત પણ તમારા આચાર્યના કરેલા અર્થ પ્રમાણે નથી. તેમના મત પ્રમાણે તો અવિદ્યા એ ભગવાનની એક સાચી શક્તિ છે તો તમો તમારા આચાર્યશ્રીથી વિરુદ્ધ જઈ તેમના કરેલા અર્થને કેમ ફેરવી નાંખો છો? અવિદ્યા બ્રહ્મની સાચી શક્તિ હોવાથી તમારો બ્રહ્મ અવિદ્યાવાન તથા અજ્ઞાની ઠરે છે. અગ્નિ તથા અગ્નિની શક્તિ તેમ જ ચંદ્રકાન્ત તથા તેની શક્તિ અભિન્ન જ કહેવાય, તો પછી બ્રહ્મમાંથી અવિદ્યાને તમો કેમ છૂટી પાડી શકશો? પ્રકૃતિના વિકારાત્મક ગુણ ધર્મોનું શુદ્ધ પરબ્રહ્મના સ્વરૂપમાં સાંકર્ય કરી નાંખવામાં આવ્યું છે ને તેનું પૃથક્કરણ કરવાનું તમારી પાસે સાધન જ નથી. વળી માયા તથા અવિદ્યાને બાજીગરની શક્તિની માફક ગણો છો તો પછી અમારે તમને માયાવાદી જ ગણવા પડશે, કારણ કે માયા તથા અવિદ્યાને બાજીગરની વિચિત્ર શક્તિ સમાન જ અમે માનીએ છીએ. જેવી રીતે બાજીગર પોતાની રચેલી બાજીથી જરાપણ લેપાતો નથી, તેમ માયાવી ઈશ્વર પણ પોતાની રચેલી માયાથી લેપાતો નથી.

હવે જીવના અંશત્વ સંબંધી તમો લખો છો કે તે તો અગ્નિના તણખા સમાન બ્રહ્મમાંથી ઉદ્ભવ્યા છે. તો તે સંબંધમાં જણાવવાનું કે શ્રુતિ તથા સ્મૃતિઓ તો જીવાત્માની ઉત્પત્તિનો નિષેધ કરે છે. જુઓ! 'न जायते म्रियते वा विपश्चित्।' (ક. ઉ.) એટલે તમારો એ અર્થ ટકી શકતો નથી અને તે અર્થ સ્થૂલ દૃષ્ટિથી કરેલો હોય એમ સાફ દેખાય છે. વાસ્તવિક રીતે વ્યાપક વસ્તુના કદિ પણ વિભાગ કે અંશ હોઈ શકે જ નહિ. વળી અંશવાદમાં બીજા શું દોષો નડે છે તે પ્રત્યે મેં ધ્યાન ખેંચ્યું હતું, છતાં તેનો કાંઇ પણ ખુલાસો તમો હજુ સુધી કરી શકયા નથી.

હવે વિરુદ્ધધર્માશ્રયત્વની બાબતમાં પણ પૂર્વે મેં જણાવી દીધું હતું કે વ્યાસાચાર્યે પોતે જ 'न एकस्मिन्नसंभवात्' એ સૂત્રદ્વારા તમારા એ મતનું ખંડન કર્યું છે. તે સૂત્ર માત્ર જૈનોને માટે જ યોજાયું છે એવું નથી, પણ એ સૂત્ર તમારા

વાદના ખંડનમાં પણ બરોબર લાગુ પડી શકે એમ છે. એટલે તમો તેનો બાધ ન કરી શકો. વળી તમો લખો છો કે બધા જ આચાર્યોને કાંઇક અંશે વિરુદ્ધ ધર્માશ્રયત્વનો ઉપયોગ કરવો પડે છે ને શ્રીશાંકર મતમાં પણ વિરુદ્ધ ધર્મો માયામાં ધટાવવામાં આવ્યા છે. તે બાબતમાં જણાવવાનું કે માયા સદસદ્ વિલક્ષણરૂપા છે; માયા વ્યવહારમાં ભેદજ્ઞાન પ્રતીત કરાવે છે ને આત્માથી પદાર્થો જાણે અન્ય તથા જુદા હોય એમ માત્ર આભાસ કરાવે છે પણ તેની અદ્વૈત જ્ઞાનથી નિવૃત્તિ થઈ શકે છે. અવિદ્યાની નિવૃત્તિ બ્રહ્મરૂપા છે એટલે અધ્યસ્તની નિવૃત્તિ બ્રહ્મરૂપા સદ્નિષ્ઠાથી ભિન્ન નથી પણ તે જાણે ભિન્ન હોય એમ વ્યવહારમાં પ્રતીત થાય છે. એટલે અમને તમારી માફક વિરુદ્ધધર્માશ્રમત્વનો આશ્રય શુદ્ધબ્રહ્મમાં કલ્પવાની કાંઈ જરૂર પડતી જ નથી.

બીજું, તમો લખો છો કે રામાયણમાં 'ग्रावाणः प्लवन्ति।' એટલે પાણી ઉપર પત્થરા તરે એમ લખ્યું છે તે પણ તમને ગ્રાહ્ય છે. તો તે બાબતમાં એમ જણાય છે કે તમારી વૃત્તિ શબ્દોનો સ્થૂલ અર્થ કરવા પ્રત્યે જ છે. જો સૂક્ષ્મગૂઢ અર્થ જાણવો હોય તો જુઓ રા. ચિંતામણી વૈદ્યકૃત 'The Riddle of the Ramayan' એ નામનું પુસ્તક. આપે જાણવું જોઇએ કે વેદનો અર્થ લૌકિક વિષયનું પ્રતિપાદન કરતો નથી. તેનો ખરો સૂક્ષ્મ અર્થ તો તીવ્ર બુદ્ધિથી જ થઈ શકે છે ને તેને માટે જ ઉત્તર તથા પૂર્વ મીમાંસા શાસ્ત્રો રચવામાં આવ્યા છે.

હવે તમોએ आत्मनि चैव विचित्राश्चहि તથા 'सर्वोपेता च तद्दर्शनात्।' એ સૂત્રો ટાંકી બતાવી શુદ્ધ બ્રહ્મમાં અનેક ધર્મો છે એમ જણાવવા કોશીષ કરી છે. તે બાબતમાં જણાવવાનું કે તે સૂત્રો તો બ્રહ્મની માયાશક્તિનું જ પ્રતિપાદન કરે છે ને તે અમને સંમત છે. સગુણ બ્રહ્મના દૈવી ગુણોનું ઉપાસનામાં અત્યંત ઉપયોગીપણું છે; પણ તમો જે જણાવો છો કે શુદ્ધબ્રહ્મમાં પ્રકૃતિથી વિલક્ષણ એવા ગુણો છે તેના જવાબમાં એટલું જ કહેવાનું કે ભગવતી શ્રુતિ તો નેતિ નેતિ। એમ જણાવી શુદ્ધ બ્રહ્મમાં તમામ ગુણોનો નિષેધ કરે છે. શું કાંઈ પણ માણસ વેદમાંથી એવું બતાવી શકશે ખરો, કે બ્રહ્મ, આટલો લાંબો, પહોળો ગૌર કે શ્યામ વર્ણનો કે અમુક ધર્મવાળો છે? જો એમ ન બને તો પછી તમોએ કરેલો અર્થ ખોટો તથા ભૂલભરેલો ઠરે છે. શ્રુતિ તો કહે છે કે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ, મન તથા વાણીથી અગોચર છે તથા ગુણાતીત છે. જુઓ શ્રુતિ 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' (तै. उ.) 'अविज्ञातं विजानतां।' (के. उ.) 'निस्त्रैगुण्यो भवार्जुन।' (भ. गी.) વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવાનું ઉત્કૃષ્ટ-કાર્ય તો માત્ર શ્રી શંકરાચાર્યનું જ છે એમ અત્રત્ય તથા પાશ્ચાત્ય પ્રજાના તત્ત્વ-વેત્તાઓ તથા વિદ્વાનોએ એકમતે અભિપ્રાય આપ્યો છે. એમ છતાં પણ કોઇને તમારા કહેવાતા શુદ્ધાદ્વૈતવાદમાં પરમ રમણીયત્વ તથા રસાત્મકત્વ ભાસતું હોય

તો ભલે તેઓ એ માર્ગે કૃતકૃત્ય થાય. વધુ વાણીનું વિગ્લાપન કરવાનું કાંઈ પ્રયોજન નથી. એવી પદવીની બીજાકોઇને પણ ઇર્ષ્યા કે ઇચ્છા રાખવાનું કાંઇપણ કારણ નથી. પણ ઉપલી ચર્ચાથી કોઈ પણ વિચારશીળ પુરુષની ખાત્રી તો થશે કે શુદ્ધબ્રહ્મવાદ માયાવાદથી જ સિદ્ધ થઈ શકે છે. માયાની નિવૃત્તિ થયાથી જ શુદ્ધબ્રહ્મના યથાર્થ સ્વરૂપનો અપરોક્ષાનુભવપૂર્વક સાક્ષાત્કાર થઈ શકે છે.

## (૧૦) માયાવાદનો સિદ્ધાન્ત ઉપનિષદ્ ગીતા તથા વ્યાસ સૂત્રનેજ અનુસરે છે

### પૂર્વપક્ષ

સિદ્ધાન્તીએ જે પ્રકારનો જવાબ આપવાની કુશળતા (!) દેખડાવી છે તે જોઇને ખરેખર જ સુજ્ઞ વાંચકવર્ગ ચકિત થયા વગર રહેશે નહિ. વિશ્વકસેનાચાર્યના વ્યાખ્યાનને જો વિનોદ ગણતા હો તો આ ચર્ચા પણ વિનોદાર્થે જ છે એમ અવશ્ય માનવું જોઇએ અને એથી જો વિદ્વાનના આક્ષેપોનો રદીઓ ન આપો તો પછી પૂર્વપક્ષીને પ્રત્યુત્તર આપવાની પણ ઉત્કંઠા કેમ થાય છે એનું કાંઈ રહસ્ય સમજાવશો ? × × × પૂર્વપક્ષીના આચાર્યે જે અર્થ કર્યો છે તેજ સાચો છે એમ કહીએ ત્યારે પ્રમાણપત્ર માંગો છો તો શ્રી શંકરાચાર્યનો અર્થ સાચો છે એ પૂરવાર કરનારા પ્રમાણપત્રો આપી શકશો ? પુનઃ કહેવાનું કે શ્રી શંકરાચાર્ય પછીના સર્વ આચાર્યોએ માયાવાદનું—ખંડન જ—કર્યું છે. વ્યાસસૂત્રનો ખરો અર્થ શંકરાચાર્યનો જ છે એમ કહેવા પૂર્વે તેમજ તેના સમર્થનમાં હાથીભાઈ શાસ્ત્રીના લેખનો હવાલો આપવા પૂર્વે સદ્ગત મૂળચંદ તુલસીદાસ તેલીવાળાએ 'ઝાલા વેદાન્ત પ્રાઇઝ' માટે લખેલો 'Discuss how far Shankaracharya truly represents the view of the author of Brahmasutras." એ નામનો નિબંધ વાંચી જવા આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું.

'जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्' એ સૂત્રમાં શબલ બ્રહ્મનું લક્ષણ આપ્યું છે એમ કહો છો, તે ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે. પ્રથમ સૂત્રમાં શુદ્ધ બ્રહ્મની પ્રતિજ્ઞા કરી, બીજા સૂત્રમાં શબલ બ્રહ્મનું લક્ષણ આપવામાં, પ્રતિજ્ઞાહાની અને અપ્રસ્તુતાભ્યુપગમ એ બે દોષ આવી પડે તેનો કાંઇ વિચાર કર્યો છે ખરો ? "ઉપનિષદ્માં નિર્ગુણ બ્રહ્મનું લક્ષણ આવી ગયું, એટલે અત્રે તે આપવાની જરૂર નથી." એ માનવું ભૂલ ભરેલું છે. એવું જો હોત તો પછી આ શાસ્ત્ર બ્રહ્મ વિચારશાસ્ત્ર કહેવાત જ શા માટે ? વળી ઉપનિષદ્માં જેમ 'सत्यं ज्ञानं अनंतं ब्रह्म।' લક્ષણ છે તેમ જ 'यतो वा इमानि भूतानि जायन्ते' પણ છે. વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવા માટે વ્યાસજીએ સૂત્રો યોજ્યાં એ જ્યારે કબૂલ કરો છો ત્યારે સૂત્રમાં જે વાદનો ઉપન્યાસ હોય તે પણ કબૂલ કરવો જોઇએ. એટલે સૂત્રને

મુકી પાછા ઉપનિષદ્‌માં જવું અસ્થાને છે. ઉપનિષદ્‌ના તત્વજ્ઞાનનું વૉલ્યુમ મુંબઇ યુનિવર્સીટી તરફથી હમણાં જ પ્રસિદ્ધ થયું છે અને તેમાં શ્રી શંકરાચાર્યને અને ઉપનિષદ્‌ને કેટલું વૈર છે તે સમજાવ્યું છે. ઉપનિષદ્ શાંકર મતને અનુકૂળ છે, પરંતુ બ્રહ્મસૂત્ર તો અનુકૂળ નથી, એ માન્યતા ભૂલ ભરેલી છે. કારણ કે ઉપનિષદ્‌નો તથા બ્રહ્મસૂત્રનો સિદ્ધાન્ત એક જ છે, નહિં કે કોઇ પણ પ્રકારે ભિન્ન. વેદાન્તસૂત્રનો પણ તેથી શાંકરમત નહિં, પરંતુ ઔપનિષદ્ મત છે. ઉપનિષદ્ એટલે વેદાન્તમત. આ વેદાન્તમતમાં કાળે કરી જે સંદેહો ઉદ્‌ભવ્યા, તેના નિરાકરણદ્વારા સૂક્ષ્મ રીતે જનહિતાર્થે વેદાન્ત મત પ્રકટ કરવો—એ વ્યાસ સૂત્રનું તાત્પર્ય અને તેથી વેદાન્ત પ્રતિપાદ્ય પુરુષ–બ્રહ્મનો જ એમાં વિચાર હોય, નહિં કે માયોપાધિઅવિચ્છિન્ન બ્રહ્મનો. 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि।' એ વાક્યથી સ્પષ્ટ જણાય છે કે માયા શબલ બ્રહ્મને જાણવાની ઇચ્છા મુમુક્ષુને નથી, પરંતુ ઉપનિષદ્ પ્રતિપાદ્ય પુરુષને એટલે કે બ્રહ્મને જ જાણવાની ઇચ્છા છે અને તેથી જ 'जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्।' એ સૂત્રમાં શબલ બ્રહ્મનું લક્ષણ આપવાની વ્યાસાચાર્યને કંઇ પણ જરૂર રહેતી નથી.

ઉપનિષદ્‌માં બ્રહ્મને નિર્ધર્મક અને સધર્મક એમ ઉભયરૂપે બતાવ્યું છે. વારંવાર કહી ચૂકયો છું કે ઉભય શ્રુતિઓ સમાન પ્રમાણ હોવાથી, બ્રહ્મસૂત્ર નિર્ણય આપે છે કે બ્રહ્મમાં પ્રાકૃતધર્મ માત્રનો જ નિષેધ છે.

'अरूपवदेव', એ સૂત્રમાં વ્યાસાચાર્યનો મત નહિ પરંતુ વ્યાસજીના એકદેશીનો મત છે. વ્યાસજી પોતાના સિદ્ધાન્તનું પ્રતિપાદન તો 'अम्बुवदग्रहणात्तु न तथात्वम्' (૩–૨–૧૯) એ સૂત્રથી કરે છે. વધુ માટે જુઓ. અણુભાષ્ય.

"પટનો નાશ થાય તો તંતુનો પણ નાશ થાય" એ મંતવ્ય પણ ભૂલભરેલું છે. કારણ કે બ્રહ્મવાદમાં તો કાર્ય અને કારણ ઉભયે બ્રહ્મ જ છે.

'न तस्य कार्यं करणं च विद्यते।' એ વાકયનો અર્થ આપી ચૂકયા છીએ તે વિચારો; ઘડી ઘડી એક જ વાતનું પીંજણ શા માટે કરો છો!

"પુષ્ટીમાર્ગીય પ્રેમલક્ષણા ભક્તિને માટે જે પ્રશ્ન કર્યો તેમાં પણ અમારા સિદ્ધાન્તનું અજ્ઞાન જ સ્ફુટ થાય છે. પુષ્ટીમાર્ગીય ભક્તિની ઉત્કૃષ્ટ દશામાં ભક્ત ભગવાનથી જુદો કયાંથી? અને બ્રહ્મવાદી શુદ્ધાદ્વૈતીજ્ઞાન પણ અભિન્ન છે. એ માટે જુઓ अविभागो वचनात् એ સૂત્ર અને તેના ઉપરનું અણુભાષ્ય.

"શુદ્ધ બ્રહ્મ જો કાર્ય કારણના સંબંધથી રહિત હોત તો 'अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा' "એમ શ્રીકૃષ્ણ ગીતામાં આજ્ઞા કરત નહિ.

'न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।' એ જેમ ભગવદ્‌વાકય છે તેમ 'मत्तः सर्वं प्रवर्तते' 'जन्मकर्म च मे दिव्यं' એ પણ ભગવદ્‌વાકય છે અને તેથી બ્રહ્મમાં લૌકિકત્વના નિષેધપૂર્વક અલૌકિકત્વ માત્રનું વિધાન છે.

પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માનતાં અભિન્ન નિમિત્તોપાદાન કારણ ઉપાદન નહિ રહે. એથી પ્રકૃતિ પણ બ્રહ્મથી અભિન્ન જ સ્વીકારવી પડશે. प्रकर्षेण करोतीति प्रकृतिः। બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિની ગન્ધ પણ વેદાન્તશાસ્ત્રમાં નથી. જો એમ કહેવામાં આવે, કે બ્રહ્મ પ્રકૃતિની સહાય વગર સૃષ્ટિ કાર્ય કરી શકે છે તો પછી માયા શબલ ઈશ્વર કલ્પવાની જરૂર નથી અને જો સહાયથકી કરી શકે તો સ્વતંત્ર કર્તૃત્વનો નિષેધ થઈ અધીનતા સ્પષ્ટ રીતે આવી જ જાય છે.

શુદ્ધ બ્રહ્મનું જગતકાર્ય છે અને તેમ છતાં પણ તેમાં વિકૃતિ દોષની સંભાવના નથી. કારણ કે તે જ અવ્યક્ત છે અને વૈષમ્યનૈધૃણ્યદોષ પણ નથી, કારણ કે તે જ બ્રહ્મ આત્મા છે. અવિકૃત બ્રહ્મ સ્વેચ્છાએ પરિણામ પામે છે એ વાતનું પૂર્વ લેખમાં પ્રતિપાદન કરી ચૂક્યો છું, એટલે એ વિષયમાં વધુ પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. 'पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदुच्यते।' એ શ્રુતિ સ્પષ્ટ રીતે પૂર્ણ બ્રહ્મમાંથી જ જગત્ વિગેરે પુરતી વસ્તુઓ આવિર્ભાવ પામે છે એમ નિરુપણ કરે છે. શ્રુતિ સ્મૃતિમાં જેવી આજ્ઞા કરી હોય તેમાં તલ માત્ર ફેરફાર કર્યા વિના જે અર્થ નીકળે તે જ ગ્રહણ કરવો એ જ વૈદિકોને માટે તો પ્રાપ્ત છે. તેથી સાક્ષાત્ બ્રહ્મ ઉપાદાન કારણ થાય તો તેમાં વિકૃતિ દોષ આવી જાય એવી બીકથી કલ્પના કરી માયાવાદ ઉપજાવવાની ધૃષ્ટતા ન કરવી. કોઈ પણ શ્રુતિમાં માયા કારણ થાય એવો સ્પષ્ટ ઉપદેશતો દૂર રહ્યો—સૂચન માત્ર પણ નથી.

"પ્રભુએ રમણાર્થ સૃષ્ટિ કરી" એવો ક્રીડાવાદ અમે ઉપજાવ્યો નથી, પરંતુ શ્રુતિમાં તે સ્પષ્ટ ઉપદિષ્ટ છે. તેથી શ્રી શંકરાચાર્યના પરમગુરુ ગૌડપાદને પણ કહેવાની જરૂર પડી કે देवस्यैष स्वभावोऽयम्। દેવ એટલે ક્રીડાશીલ બ્રહ્મનો દેવનો સ્વભાવ જ છે કે જગદ્રૂપે, વિહરવું. 'स एकाकी न रमते सद्वितीयमैच्छत्।' ઇત્યાદિ શ્રુતિઓથી પણ ક્રીડા માટે જ જગત ઉત્પન્ન થયું છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. ઈશ્વર જેને ઉપર લઈ જવા માંગે તેની પાસે સારાં કર્મ કરાવે અને જેને નીચે લઈ જવા માંગે તેની પાસે નઠારાં કર્મ કરાવે એવો નિર્દેશ=શ્રુતિનો જ છે.

'एष ह्येव साधु कर्म कारयति' એ શ્રુતિમાં બ્રહ્મનું કર્તૃત્વ—કારયિતૃત્વ સ્પષ્ટ ઉપદિષ્ટ છે. તે સ્વીકાર્યા પછી જો વૈષમ્યનૈધૃણ્ય જણાય, તો ભેદબુદ્ધિનો ત્યાગ કરવાથી સમજાશે કે આત્મામાં અને આત્મસૃષ્ટિમાં વૈષમ્ય નૈધૃણ્ય હોય જ નહિં.

"જીવના અંશત્વ સંબંધમાં જણાવવાનું કે જીવની ઉત્પત્તિ નહિં પણ ઉદ્ગમ છે. 'यथाग्नेः क्षुद्राः विस्फुलिंगाः।' એ શ્રુતિમાં સ્પષ્ટ ઉક્ત સિદ્ધાંત પ્રતિપાદિત છે. જીવ ઉત્પન્ન થતો નથી. એ સિદ્ધાંતનો મત અમને સંમત છે. नेति नेति। એ શ્રુતિ શુદ્ધ બ્રહ્મમાં ગુણનો નિષેધ કરતી નથી. इति શબ્દ તો પ્રકાર વાચક છે તેથી આ શ્રુતિનો અર્થ 'બ્રહ્મ આવા પ્રકારનો નથી" એમ લૌકિક પ્રકારનો જ બ્રહ્મમાં પ્રતિષેધ કરે છે. વિશેષ માટે જુઓ બ્ર. સૂ. ૩–૨–૨૨ અને

તે ઉપરનું અણુભાષ્ય. અત્રત્ય તથા પાશ્ચાત્ય વિદ્વાનોએ શાંકરમત માટે જે મતો આપ્યા છે તે ટાંકી બતાવ્યા છે. અને તે ઉપરથી સુજ્ઞ વાંચકવર્ગ સમજી શકશે કે વિરોધી શ્રુતિઓનો સમન્વય કરવામાં શ્રી શંકરાચાર્યનું સ્થાન ક્યાં છે? અને તેમનો માયાવાદ પણ વ્યાસસૂત્રને કેટલે અંશે અનુસરે છે! માટે એ બાબત વધુ ચર્ચા નિરર્થક છે. શાંકરભાષ્યનું માહાત્મ્ય 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' એ ઉકત્યાનુસાર જ્યાં સુધી સર્વભાષ્યો સારી રીતે મુદ્રિત થયાં નહોતાં ત્યાં સુધી જ હતું. હવે તે સમાપ્ત થઈ ગયું. અણુભાષ્ય–સપ્રકાશ રશ્મિ એ શાંકરભાષ્યનું અંતિમ ખંડન છે એમ અવશ્ય સમજવું. માટે અંતમાં સૂચના કે વ્યર્થ પુનરુક્તિ નહિં કરતાં, ભાષ્ય પ્રકાશ રશ્મિનો તુલનાત્મક અભ્યાસ કરવા પ્રવૃત્ત થાઓ.

## સિદ્ધાન્તપક્ષ

શ્રી વ્યાસસૂત્રનો યથાર્થ અર્થ શ્રીશંકરાચાર્યનો જ છે, એમ શ્રી મહામહોપાધ્યાય હાથીભાઇ શાસ્ત્રીએ આપેલા અનેક પ્રમાણોથી સિદ્ધ થાય છે અને તેના યોગ્ય રદીઆ પૂર્વપક્ષી રજુ કરી શકયા નથી, પણ માત્ર સદ્‌ગત શ્રી. તેલીવાળાના નિબંધ પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે. પણ તે નિબંધમાં પણ ઉપરોકત લખાણમાં બતાવેલા અનેક પ્રમાણોનો કાંઇ પણ ઉલ્લેખ કે જવાબ આપવામાં આવ્યો નથી. એટલે નવીન મત કેટલો પાયા વગરનો છે, તે સુજ્ઞ વાંચક વર્ગ પોતાની મેળે સમજી શકશે.

'जन्माद्यस्य यतः।' એ સૂત્રમાં આપેલા બ્રહ્મના તટસ્થ લક્ષણના સંબંધમાં મેં અનેક વાર જણાવી દીધું છે કે નિર્ગુણ બ્રહ્મ તથા સગુણ બ્રહ્મ એમ બે જુદા જુદા બ્રહ્મ છે એવી દ્વૈત ઉત્પન્ન કરાવનારી સમજ યોગ્ય નથી અને તેવું મંતવ્ય શ્રીશંકરાચાર્યનું નથી. એના પ્રમાણમાં બ્ર. સૂ. ૩–૩–૩૯ પરના શાંકરભાષ્ય તરફ મેં તમારું ધ્યાન ખેંચ્યું હતું, પણ તેનો તમો કાંઈ પણ જવાબ આપી શકયા નથી ને ઉલટી અસંબદ્ધ વાતો લખી છે. જે કાંઈ દશ્ય વસ્તુ છે તે શુદ્ધબ્રહ્મનું યથાર્થ સ્વરૂપ બતાવતી નથી, કારણ કે શુદ્ધબ્રહ્મ મન, વાણી, અને ઇન્દ્રીયોથી અગોચર છે એ તો કબૂલ કરવું પડશે. તો શુદ્ધબ્રહ્મનો તથા અનિત્ય ને વિકારી એવા દશ્ય જગતનો સંબંધ, માયાવાદનો આશ્રય લેવાથી જ સમજી શકાય છે અને તેનો ઉકેલ બીજા કોઈ પણ વાદથી થતો નથી, એમ અત્રત્ય તથા પાશ્ચાત્ય વિદ્વાનો એકમતે સ્વીકારે છે. જુઓ: Plato's theory of Ideas અને Kant's Critic of Pure Reason. જગતની તમામ વસ્તુઓ એકદેશીય છે અને માયિક છે અને તેથી જ મનુષ્યો માયાની વિક્ષેપ તથા આવરણ નામની વ્યામોહ જાળમાં ફસાઇને, જગત્‌ની નાશવંત તથા વિકારી વસ્તુઓ સત્ય છે એમ માનવાની ભયંકર ભૂલ કરે છે. પણ તે સ્થિતિમાં શ્રીશાંકરસિદ્ધાંત જ પામર જીવોને વેદાન્ત જ્ઞાનદ્વારા વિવેકપૂર્વક બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજાવી બચાવે છે તથા

પરમ કૈવલ્યસ્વરૂપ મુક્તિના રસાસ્વાદનો અનુભવ કરાવે છે. પણ તે છેવટની સ્થિતિ પ્રાપ્ત કરતાં પહેલાં માયોપહિત ઈશ્વિરના સ્વરૂપનું નિરીક્ષણ કરવાને, જગતના વ્યવહારો પ્રતીત કરાવનારી માયાનું સ્વરૂપ શું છે, તેનો પ્રથમ વિચાર કરવો આવશ્યક છે અને તે સમજાવવાને જ 'जन्माद्यस्य यतः' એ સૂત્રદ્વારા બ્રહ્મનું તટસ્થ લક્ષણ એટલે માયા અવિચ્છિન્ન બ્રહ્મનું લક્ષણ જણાવવામાં આવ્યું છે. અરુન્ધતી ન્યાય પ્રમાણે માયાનો વિવેકપૂર્વક નિષેધ કરવાથી જ પહેલા સૂત્રમાં દર્શાવેલા શુદ્ધબ્રહ્મના આત્મૈકય જ્ઞાનદ્વારા સાક્ષાત્કારનો અનુપમ આનંદ અનુભવી શકાય છે.

શુદ્ધબ્રહ્મ નિર્ધર્મક તથા સધર્મક છે, એટલે પરસ્પર વિરોધીધર્મવાળો છે, એમ આપ લખો છો. શું આનું નામ જ બ્રહ્મનું શુદ્ધાદ્વૈત સ્વરૂપ કહેવાય કે? આ તો બુદ્ધિમાં દ્વૈતભાવ, ભ્રમ તથા સંશય ઉત્પન્ન કરાવે છે કે જે શ્રીકૃષ્ણ ભગવાનને સંમત નથી. જુઓ:–'संशयात्मा विनश्यति' (भ. गी.) બીજું આ વિરુદ્ધ ધર્માશ્રયત્વનો વાદ તો માત્ર શ્રી ભાસ્કરાચાર્ય તથા નિંબાર્કાચાર્યના દ્વૈતાદ્વૈતવાદની નકલ છે ને તેમાં કોઈ પણ જાતની અપૂર્વતા નથી, પણ આ મતની તો દરેક સુજ્ઞ તથા વિચારશીલ વેદાંતના આચાર્યોએ તથા પંડિતોએ ઉપેક્ષા કરી છે. આ મત કેટલો દૂષિત તથા પાયાવગરનો છે, તે મેં અનેક વાર દૃષ્ટાંતોથી સિદ્ધ કરી બતાવ્યું છે. છતાં તેનો યોગ્ય જવાબ ન આપતાં પુનઃ પુનઃ ચર્વિત ચર્વણ કરી કાળક્ષેપ કરો છો, તે કાંઇક લખવા ખાતર જ તથા લોકો ભોળવાય તેટલા પૂરતુંજ સ્પષ્ટ માલમ પડે છે. એ મંતવ્ય ઉષ્ણ અગ્નિને શીત કહેવા જેવું છે, ને તે કેવળ હાસ્યાસ્પદ જ ગણાય.

'अम्बुवदग्रहणात्। એ સૂત્ર તો માત્ર પૂર્વપક્ષ બતાવે છે, તેને સિદ્ધાન્ત પક્ષમાં ઘસેડ્યું છે. પણ સિદ્ધાંત પક્ષ તો वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामंजस्यादेवम्। એ સૂત્રમાં ઉપન્યસ્ત છે. એ સૂત્ર ઉપનિષદ્ દ્વારા માયાવાદને જ સાબીત કરી બતાવે છે. વ્યાસજીએ આકાશ બુદ્ધિ વિ. ઉપાધિઓના અનેક દૃષ્ટાંતોદ્વારા ઠેકાણે ઠેકાણે માયાવાદનો ઉલ્લેખ કર્યો છે. તેમજ मायामात्रं तु कात्स्न्र्येनानभिव्यक्तस्वरूपत्वात्'। એ સૂત્રમાં માયાવાદનું ઉપનિષદ્‌માં શું મૂળતત્વ છે તે સ્પષ્ટ કરી બતાવ્યું છે. "સ્વપ્નસૃષ્ટિ માયામાત્રજ છે, કારણ કે તેમાં કૃત્સ્નતાથી એટલે સંપૂર્ણ રીતે સમગ્ર સ્વરૂપ અભિવ્યક્ત થતું નથી." એટલે વ્યાસજીના મતમાં જે સમગ્ર કૃત્સ્નરૂપે દેખાય તેજ સત્ય કહેવાય. ને જે સમગ્ર ન દેખાય તે માયિક છે. સ્વપ્નસૃષ્ટિ માફક જાગ્રતસૃષ્ટિ વિલક્ષણ છે છતાં પણ સમગ્રરૂપ સ્ફુટ કરતી નથી, એમ તમારા મતમાં પણ માનવામાં આવે છે. શુદ્ધાદ્વૈત મતમાં દૃશ્ય જગત્‌ને સમગ્ર કૃત્સ્નરૂપે માનવામાં આવતું નથી, કારણ કે તમો લોકો પણ જાગ્રતસૃષ્ટિમાં શુદ્ધબ્રહ્મનો આનંદાંશ તિરોહિત થયલો માનો છો. શાંકરમતમાં

તેને વિવર્તરૂપ કહેવામાં આવે છે. એટલે તમારા મત પ્રમાણે પણ દૃશ્ય જગત કે જે અકૃત્સ્ન તથા એકદેશીય છે, તેને માયામાત્રજ કહેવાય. તો પછી, તેવા માયિક જગતને સત્ય કેમ કહેવાય? જે કૃત્સ્નતાથી સર્વને અભિવ્યક્ત કરે, તેજ શુદ્ધ બ્રહ્મનું સ્વરૂપ. તેનેજ ભૂમા કહેવામાં આવે છે. પણ જે અકૃત્સ્નરૂપ તથા એકદેશીય પ્રતીત થાય, તેને 'માયા' કહેવામાં આવે છે; એટલે આત્યંતિક અસત્ય અથવા અલીકવત્ મિથ્યા નહીં પણ તે અલ્પ છે. જુઓ છાંદોગ્ય ઉપનિષદ્; ભૂમા પ્રકરણ. માયા એટલે અલીકવત્ અથવા આત્યંતિક મિથ્યા એ શાંકર સિદ્ધાંત નથી પણ એ દુરાગ્રહી સાંપ્રદાયિકોએ કરેલો અનર્થ તથા શ્રી શંકરાચાર્યને કરેલો અન્યાય છે. જુઓ શ્રુતિ. 'तं न पश्यन्ति अकृत्स्नो हि सः' (बृ. उ) આ જગતમાં વ્યાપ્ત થએલા પરમાત્માને લોકો જોઇ શકતા નથી, કારણ કે તે કૃતસ્ન સંપૂર્ણ સ્વરૂપમાં નથી. એટલે અલ્પ એકદેશી અથવા માયા ઉપહિત છે. માટેજ જગતને સત્ય ન કહેવાય, પણ તે માયિક છે, એકદેશીય છે. પણ નિર્ગુણ નિરૂપાધિક બ્રહ્મ, તેજ આત્યંતિક સત્ય છે. છતાં એમ લખવું કે વ્યાસસૂત્રમાં માયાવાદ છે જ નહિ, તે ખુલ્લી આંખે દેખાતા સૂર્યને, 'સૂર્ય દેખાતો નથી.' એમ કહેવા બરોબર છે. માયાવાદનો સિદ્ધાંત વ્યાસસૂત્રમાંથી સ્પષ્ટ નીકળી શકે છે એવો મત મી૦ ગફ એમના The Philosophy of the Upanishads એ નામના પુસ્તકમાં જણાવ્યો છે. તે પ્રત્યે સર્વનું ધ્યાન ખેંચું છું.

બ્રહ્મવાદમાં તો કાર્ય ને કારણ ઉભયે બ્રહ્મ જ છે એમ લખો છો, તે મારા લેખને પરિણામે પહેલાનાં લખાણની વિરુદ્ધ ફેરફાર કર્યો છે એમ સમજાય છે. તમારા મતમાં તો કારણનું તથા પ્રતીત થતા કાર્યજગતનું સંપૂર્ણ ઐક્ય માનવામાં આવ્યું છે, પણ એ મંતવ્ય ખોટું છે. કાર્યજગતમાંથી જો ત્રિગુણાત્મક માયાનો ઉપશમ કરવામાં આવે, તો જ કાર્ય ને કારણમાં બ્રહ્માત્મૈક્યની પ્રતિપત્તિ થાય, એટલે માયિક કાર્યનું ને શુદ્ધ બ્રહ્મનું સંપૂર્ણ ઐક્ય કદિ પણ કહી શકાય નહિ. કારણબ્રહ્મથી કાર્યજગતનું વિલક્ષણપણું વ્યાસજીએ અનેક ઠેકાણે બતાવી આપ્યું છે. તે માત્ર કાર્યજગતમાં પ્રતીત થતી વ્યાવહારિક દશા સમજાવવાને માટે જ છે. જો કાર્યજગતનું તથા કારણબ્રહ્મનું સંપૂર્ણ ઐક્ય માનશો, તોપછી બ્રહ્મના શુદ્ધ સ્વરૂપને માયાના રંગમાં લપેટવા જેવું થશે; ને શુદ્ધ બ્રહ્મ સંસારી જીવની માફક માયિક થશે. પણ એમ માનવાથી તો માયા અતીત તથા ત્રિગુણાતીત થવાના શ્રીભગવદ્ગીતાના સિદ્ધાંતને તિલાંજલિ આપવા બરોબર થશે. ભૌતિક શાસ્ત્રના (Science) કોઈ પણ વિદ્વાનને પૂછશો તો તે સમજાવશે કે કાર્યમાં હમેશ કારણ કરતાં કાંઈ ઊણપ રહેશેજ ને તેમ હોય તો જ તેની વિલક્ષણતા રહી શકે. અનન્યત્વ અધિકરણમાં વ્યાસજીએ ઐક્ય શબ્દ વાપર્યો નથી

એટલે કાર્યનો તથા કારણનો ઐક્ય સંબંધ નથી તેમ જ સમવાયી સંબંધ પણ નથી. સમવાયી સંબંધ માનવાથી પ્રલયકાળમાં કારણ બ્રહ્મનો ઉચ્છેદ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે એમ હું અનેક વાર જણાવી ચુકયો છું, છતાં પણ તેનો ખુલાસો તમોએ કર્યો નથી.

પુષ્ટિમાર્ગીય પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ટામાં જો ભક્તની તથા બ્રહ્મની સંપૂર્ણ એકતા માનતા હો, તો પછી ઔપનિષદીય શાંકરસિદ્ધાંતસંમત કૈવલ્ય મુક્તિનો માર્ગ સ્વીકાર્યો એમ ઠરશે, પણ તે તમારા આચાર્યના મતથી વિરુદ્ધ છે કારણ કે તેમના મનમાં તો પ્રેમલક્ષણા ભક્તિમાં ભક્તને ગોપી સમાન ગણ્યો છે ને તેવો ભક્ત ગોલોકમાં શ્રીકૃષ્ણના અનુપમ પ્રેમરસ–નો આસ્વાદ લે છે એમ જણાવવામાં આવ્યું છે. એવી પ્રેમલક્ષણાભક્તિનો લ્હાવો લેવાને માટે તો પુરુષને પણ તમારા મતમાં સ્ત્રી બનાવી દેવામાં આવે છે. જુઓ બ્ર. સૂ. ૪—૨–૧૫, ૧૬ તે ઉપરનું અણુભાષ્ય તેમાં ઋગ્વેદના મંત્રનો પણ અર્થ વિલક્ષણ રીતે તમારા નવીન મતને ખરો ઠેરવવા મારી મચડીને કરવામાં આવ્યો છે. પણ તે અર્થ શ્રી સાયણાચાર્ય તથા યાસ્કાચાર્ય એઓએ કરેલા અર્થથી ખોટો ઠરે છે. તમારા મતમાં મુક્તિમાં પણ જીવને અણુ તરીકે બ્રહ્મથી વિલક્ષણ માન્યો છે પણ ઉપ-નિષદ્‌માં તો જીવનો સંપૂર્ણ લય બ્રહ્મમાં થાય છે એવો ઉલ્લેખ છે. જુઓ 'यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्' (બૃ. ઉ.) એટલે જ્યાં સર્વાત્મભાવ થયો છે ત્યાં કોણ કોને જુએ ? તો પછી આ ઉપનિષદ્ સિદ્ધાંતથી વિલક્ષણ એવો પ્રેમલક્ષણા ભક્તિનો માર્ગ તમોએ ક્યાંથી ઉપસ્થિત કર્યો છે, તેનું કાંઇ વૈદિક પ્રમાણ બતાવશો ? કાર્ય કારણનો સંબંધ તો માત્ર માયાના સામ્રાજ્યમાંજ છે; નહિં કે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપમાં. પણ તમારા મતમાં તો માયાનો ને બ્રહ્મનો ખીચડો કરી નાંખવામાં આવ્યો છે. આપ 'अहं सर्वस्य जगतः प्रभवः। 'मत्तः सर्वं प्रवर्तते' વિ. ભગવદ્ વાકયો બતાવો છો પણ આપને ખબર છે કે ભગવાન પોતે જ ગીતાના બીજા શ્લોકમાં એમ પણ કહે છે કે 'मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं ।' ? એટલે સગુણ ઈશ્વરના અધ્યક્ષપણા હેઠળ ત્રિગુણાત્મક ભગવતી માયા-દેવી આ સ્થાવર જંગમ જગતને ચલાવી રહી છે. એટલે આપે બતાવેલાં વાકયો માયોપહિત સગુણ ઈશ્વરનો કાર્યકારણસંબંધ બતાવે છે. તેથી કાંઈ શુદ્ધ નિર્ગુણબ્રહ્મને કાર્યકારણની શૃંખલાની ઝૂંસરીમાં જોડી શકાતો નથી. માયા તથા પ્રકૃતિની નિવૃત્તિ બ્રહ્મરૂપા છે, એમ મેં મારા છેલ્લા લેખમાં જણાવ્યું હતું. અમો પ્રકૃતિને બ્રહ્મથી ભિન્ન સ્વતંત્ર વસ્તુ તરીકે માનતા જ નથી, એટલે તમારી તમામ શંકા નાબૂદ થાય છે. જેવી રીતે એક બાજીગર જાદુથી અનેક રંગબેરંગી પદાર્થો દેખાડી લોકોને મોહિત કરે છે પણ તેથી તે પોતે લેશમાત્ર પણ લેપાતો નથી, તે પ્રમાણે ઈશ્વર પણ પોતાની રચેલી જગદ્‌રૂપી માયાથી

લેપાયમાન થતો નથી. શુદ્ધ બ્રહ્મ ઇતર સાધનની અપેક્ષા વગર જગતનું કારણ છે, છતાં તેમાં વિકૃતિ દોષ થતો નથી—એ, બોલતો માણસ એમ કહે કે મારા મ્હોમાં જીભ નથી, તેના જેવું કહેવાય અને તે મતનું, यावद् विकारं तु विभागो स्याल्लोकवत् એ સૂત્રથી સ્પષ્ટ ખંડન થાય છે. છતાં તમોએ તેનો જવાબ ઉડાવી દીધો છે, એ આશ્ચર્યકારક છે! કદાચ આપ 'અવ્યક્ત' શબ્દથી ભૂલભૂલાવામાં પડી ગયા હો એમ દેખાય છે પણ આપને જણાવવાનું કે 'પ્રકૃતિ'ને પણ 'અવ્યક્ત' તથા 'અક્ષર' કહેવામાં આવી છે, પણ બ્રહ્મ તેનાથી પર છે ને તે પણ અવ્યક્ત છે. જુઓ: अव्यक्तात्पुरुषः परः (क. ऊ.) તથા परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात् सनातनः (भ. गी.) શુદ્ધ બ્રહ્મ પરિણામ પામતું જ નથી. જો તે પરિણામ પામે તો ઉપલા સૂત્ર પ્રમાણે વિકારાત્મક ઠરે અને આખરે તેનો ઉચ્છેદ થવાનો દુર્ભાગ્ય પ્રસંગ પ્રાપ્ત થાય. કોઈ પણ પદાર્થની ઉત્પત્તિ થાય ત્યાં વિકારાત્મક પ્રકૃતિ પ્રતીત થવાની જ. આપ લખો છો કે "પૂર્ણબ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થવા પામે છે. પણ બ્રહ્મ તો નિરાકાર તથા નિર્ગુણ છે તો તેનું શી રીતે વિકારી પરિણામ થાય? બ્રહ્મ તો ચૈતન્યાત્મક છે ને તે તો માત્ર અવ્યક્ત એવા જડ જગતને માત્ર વ્યક્ત કરે છે. એમાં બ્રહ્મને કોઈ પણ જાતની રમણ કરવાની કે ક્રીડા કરવાની લાલસા કે પ્રયોજન હોતું નથી. જુઓ लोकवत्तु लीला कैवल्यं એ સૂત્રપર શાંકર ભાષ્ય. જો ઇશ્વરને રમણ કરવાની ઇચ્છા હોય તો પછી आप्तकाममात्मकाममकामं (બૃ. ઉ.) એ શ્રુતિને હડતાલ દેવી પડશે ને ઇશ્વર એક નાદાન બાલક જેવો થશે. માટે જ શ્રી ગૌડપાદાચાર્યે देवस्य एष स्वभावोयं એમ કથન કર્યું છે. એટલે સૃષ્ટિ ઉત્પન્ન તથા લય કરવી એ શ્વાસોચ્છવાસની ક્રિયાની માફક ઇશ્વરનો સહજ સ્વભાવ છે, ને એમાં કાંઈ બચ્ચાંને પારણે ઝુલવાની કે ઘુઘરે રમવાની રમતનો હેતુ કે એવું કાંઈ પ્રયોજન હોતું નથી. શ્રુતિમાં પણ 'ક્રીડા કરવાની ઇચ્છા' એવા શબ્દો વાપરવામાં આવ્યા નથી પણ એ શબ્દો તો એકદેશીય સંપ્રદાયો તથા પંથોએ ઘુસાડી દીધા છે. આવો વિચિત્ર અર્થ કરવાથી તો જગન્નિયંતા સર્વભવન સમર્થ જગદીશની હાંસી કરવા જેવું થાય છે ને તે માત્ર આપના નવીન મતને જ આભારી છે.

एष ह्येव साधु कारयति એ શ્રુતિમાં બ્રહ્મને માટે કાંઈ 'કર્તૃત્વ' શબ્દ વાપર્યો નથી પણ 'કારયતિ' શબ્દ વડે તે માત્ર સંસારી જીવનું 'કર્તૃત્વ' બતાવે છે ને વધુમાં નિયમ જણાવે છે કે ઇશ્વર જીવોની સારી નરસી વાસના પ્રમાણે તેઓએ કરેલા કર્માનુસાર ફળ આપે છે. જો બ્રહ્મ પોતે જ જીવદ્વારા કાર્ય કરતા હોય તો તમામ પાપાચરણની જવાબદારી પણ પ્રભુનીજ ઠરે. તેનો પણ તમોએ જવાબ આપ્યો નથી, ને તેનો તમારા મતમાં કાંઈ જવાબ ઘટી પણ શકતો નથી. 'नेति नेति'નો

અર્થ પણ આપે ઉપનિષદ્ના સ્પષ્ટ શબ્દોથી વિરુદ્ધ રીતે મન ફાવનો કર્યો છે, એટલે એનો જવાબ આપવો નિરર્થક છે.

બીજું તમો જણાવો છો કે તમારા આચાર્યે વિરોધી શ્રુતિઓનો સમન્વય સર્વ આચાર્યો કરતાં ઉત્કૃષ્ટ રીતે કર્યો છે. પણ આ મંતવ્ય પણ આપનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે. આપના મતમાં સમન્વય કરવાનો લેશમાત્ર પણ અવકાશજ નથી, કારણ કે આપ એકી વખતે બ્રહ્મમાં પરસ્પર વિરોધી ધર્મો માનો છો તેમજ આપના મતમાં તમામ વિરોધી શ્રુતિઓને એક સરખીજ સમાન માનવામાં આવે છે. શું આનું નામ વિરોધનો ઉત્કૃષ્ટ સમન્વય કહેવાય કે? તમારે ત્યાં તો કાંઈ પણ તસ્દી લીધા વગર વેદાંતનાં જેટલાં વિરોધી વાક્યો છે તેને તેમના તેમજ કાયમ રાખ્યાં છે. આથી ઉલટું પરસ્પર વિરોધી શ્રુતિઓનો ઉત્કૃષ્ટ સમન્વય કરવાનું અપૂર્વ માન તો શ્રીમદ્ શંકરાચાર્યનેજ ઘટે છે, એમ હિન્દુસ્તાનના સમર્થ વિદ્વાનો જેવા કે પ્રો. રાધાકૃષ્ણ, ઘાટે, તથા રાનાડે, તેમજ પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓ જેવા કે Maxmuller, Jacob, Gough, Deuson; વિ. અનેક વિદ્વાન પુરુષોએ એકમતે જણાવ્યું છે, જે તેમનાં પુસ્તકો વાંચવાથી સમજાશે.

તમો છેવટમાં જણાવો છો કે "'શાંકર ભાષ્યનું માહાત્મ્ય ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' એ ઉક્તિ અનુસાર જ્યાં સુધી સર્વ ભાષ્યો મુદ્રિત થયાં ન હતાં ત્યાં સુધીજ હતું, પણ હવે તે સમાપ્ત થઈ ગયું છે." આ લખવું ઘણુંજ ભૂલ ભરેલું છે. હાલમાં પણ ૨૨ કરોડ હિન્દુઓમાં લગભગ પોણાભાગના હિન્દુઓ શાંકર સિદ્ધાંત માને છે ને તે મુજબ વર્તે છે, એટલે તે લોકોમાં વાસ્તવિક રીતે સંકુચિત વાડા અથવા સંપ્રદાય જેવું કશું નથી. પણ એથી વિરુદ્ધ અન્ય પક્ષકારોએ સ્વાર્થવૃત્તિથી જુદા જુદા મતના અને વિરોધી તથા સંકુચિત દૃષ્ટિવાળા વાડા ઉભા કર્યા છે અને તે પણ મર્યાદા જેવા અન્યની અપેક્ષાએ દેખાવા પુરતાજ ઉપસ્થિત કર્યા છે અને તે માત્ર પરસ્પર વિરોધ તથા વૈમનસ્ય વધારનારજ છે. આવા સંકુચિત દૃષ્ટિના જુદા જુદા અસંખ્ય સંપ્રદાયો તથા વાડાઓ દેશને અત્યંત હાનિકારક છે, એમ કોઇ પણ બુદ્ધિશાળી પુરુષ જોઈ શકશે. એથી ઉલટું શાંકર સિદ્ધાંતને માનનારા તથા શ્રુતિસ્મૃતિ પ્રમાણ માનીને ચાલનારા અસંખ્ય જ્ઞાની–ભક્ત, તથા ઇતર પુરુષો મહારાષ્ટ્ર તથા બીજા ઇલાકામાં તથા મુલકોમાં અસ્તિત્વ ધરાવે છે. તેનો આપે સરવાળો કાઢયો છે, કે જેથી આપે ઉપલો મત બાંધી દીધો? ગુજરાત તથા તેની આસપાસના મુલકો સિવાય, મહારાષ્ટ્ર, મદ્રાસ ઇલાકો જેવા પ્રદેશોમાં વસ્તા હિન્દુસ્તાનના કરોડો હિન્દુઓમાં તમારા મતની ગંધ પણ જોવામાં આવતી નથી. તો પછી એમ કેમ કહી શકાય કે અણુભાષ્ય સપ્રકાશ તથા રશ્મિ સહિત સર્વેથી છેલ્લા લખાયલા હોવાથી તેમાં જણાવેલાં મંતવ્યો સર્વોત્કૃષ્ટ છે! એવું કથન કરવું એ માત્ર આત્મશ્લાઘાજ કહેવાય, પણ

તેથી કોઈ પણ સમજુ પુરુષ તે સત્ય છે એમ સ્વીકારશે નહિ. કુવામાં વિહાર કરતો દેડકો અગાધ સમુદ્રના ગાંભીર્યની ક્યાંથી કલ્પના પણ કરી શકે? શ્રીમદ્-જગદ્‌ગુરુ શંકરાચાર્યનો જો ભારતભૂમીપર પ્રાદુર્ભાવ ન થયો હોત તો વૈદિક ધર્મની શી અવદશા થઈ હોત? તેઓશ્રીએ સર્વત્ર અદ્વૈતમત ફેલાવી તમામ પાખંડ ધર્મોને નાબુદ કરી, રાષ્ટ્રીય સંઘટ્ટન તથા આત્મૈક્યતા સંપાદન કરી, તમામ ભારતવર્ષની પ્રજાપર હમેશને માટે મહદુપકાર કર્યો છે, એમ સર્વ કોઈ એકે અવાજે જણાવે છે. છતાં પણ તેવા અસાધારણ બુદ્ધિચાતુર્ય તથા બળવાળા મહેશ્વર અવતારરૂપ જ્ઞાની–ભક્ત મહાપુરુષને પ્રચ્છન્ન બૌદ્ધ, નાસ્તિક વિ. અનેક દ્વેષમૂલક ઊપનામો આપવાની જે ધૃષ્ટતા પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના પુસ્તકોમાં જોવામાં આવે છે તે કેવી ભયંકર હલાહલ વિષ સમાન તથા અનર્થકારક છે, તે ઉપલી ચર્ચાપરથી સુજ્ઞ વાંચકવર્ગ સહેલાઇથી સમજી શકશે.

માયાવાદની ઉપલી શાસ્ત્રીય લંબાણ ચર્ચાથી એટલો ફલિતાર્થ નીકળે છે કે માયાવાદનો સિદ્ધાંત ઉપનિષદ્ ભગવદ્‌ગીતા તથા વ્યાસસૂત્રનેજ અનુસરે છે ને ભગવત્પૂજ્યપાદ શ્રીમદ્ શંકરાચાર્યે માયાવાદથીજ શુદ્ધબ્રહ્મવાદનું પ્રતિપાદન કર્યું છે. જે સમસ્તકૃત્સ્નસ્વરૂપે અભિવ્યક્ત થાય તેનેજ આત્યંતિક સત્ય કહેવાય ને તેજ શુદ્ધ ચૈતન્યાત્મક નિરાકારી નિર્ગુણ બ્રહ્મતત્વ છે. તદ્‌વ્યતિરિક્ત જગતના તમામ ભિન્ન ભિન્ન પદાર્થો સાકારી દેવતા તથા માયોપહિત શબલબ્રહ્મ (ઇશ્વર) સહિત, અકૃત્સ્ન, અલ્પ તથા માયિક છે. ને ભિન્ન ભિન્નરૂપે પ્રતીત થતા તે તમામ પદાર્થો માયિક હોવાથી પરાધીન પરતંત્ર વિકારી તથા પરિવર્તનશીલ છે. એટલે નિર્ગુણબ્રહ્મની અપેક્ષાએ મિથ્યા છે,એજ વેદાંત છે. જગતના તમામ જુદા જુદા પદાર્થોમાં શુદ્ધ ચૈતન્યાત્મક નિર્ગુણબ્રહ્મ અધિષ્ઠાનરૂપે, ત્રિકાળઅબાધિત સત્તા સ્ફૂર્તિરૂપે તથા સ્વસંવેદ્ય, સ્વતંત્ર અખંડિતરૂપે રહેલું છે તેજ સત્ય છે, ને જેની સત્તા સ્ફૂર્તિથીજ તમામ જગત તેમજ શબલબ્રહ્મ (ઇશ્વર) નિયંત્રિત રીતે તમામ કાર્યો કરી શકે છે. સમષ્ટિમાં અધિષ્ઠિત ત્રણ અવસ્થાથી પર તથા સ્વતંત્ર શુદ્ધ નિર્ગુણ પરબ્રહ્મનું તથા વ્યષ્ટિરૂપ જીવાત્મામાં અધિષ્ઠિત શુદ્ધ સાક્ષીભૂત નિ:સંગ, ત્રણ અવસ્થાથી પર તથા સ્વતંત્ર એવા ચૈતન્યાત્મક આત્માનું સંપૂર્ણ ઐક્ય તથા અદ્વૈત વેદાંતશાસ્ત્ર પ્રતિપાદ્ય છે અને તેવા શુદ્ધ અદ્વૈત તથા અભેદરૂપ સ્વાનુભવપૂર્વક નિરવધિ તથા અનિર્વર્ણનીય બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર કરવો એજ દરેક મનુષ્યનો પરમ પુરુષાર્થ છે, તથા એજ ખરું તત્વજ્ઞાન છે.

છેવટમાં સર્વાંતર્યામી જગન્નિયન્તા પ્રત્યે મારી અંતિમ પ્રાર્થના એટલી જ છે કે સર્વ ભારતવર્ષીય ભાઇઓ ઉપલા લેખોમાં ચર્ચાયલા શુદ્ધ વૈદિક સિદ્ધાંતોનું બુદ્ધિપૂર્વક પુનઃ પુનઃ મનન કરી તથા તે દ્વારા સત્યાસત્યનો યથાર્થ નિર્ણય કરી જુદા જુદા સ્વાર્થસાધુ તથા સંકુચિત મર્યાદાવાળા પરસ્પર વિરોધી સાંપ્રદાયિકોએ

ફેલાવેલી મહામોહાત્મક ઝેરી જાળમાંથી મુક્ત થઈ વેદાંત પ્રતિપાદ્ય અદ્વૈત સિદ્ધાંતનો આશ્રય કરી, રાષ્ટ્રીય સંઘઠનના મહાન કાર્યમાં યથાશક્તિ ફાળો આપી, સર્વત્ર ઐક્યનો વિજયવાવટો પ્રસારે તથા રાષ્ટ્રીય ચેતન, સ્વરાજ્ય, આત્મિક સ્વાતંત્ર્ય તથા બળપ્રાપ્ત કરે, એવી સદ્બુદ્ધિ તથા સામર્થ્ય પ્રેરો इति शिवं. सर्वे शिवाः सन्तु

## (૧૧) વેદાંત પ્રતિપાદ્ય નિર્ગુણબ્રહ્મ એજ શ્રીમદ્ભગવદ્ગીતાનો પરમ સિદ્ધાંત છે

### વાલ્લભમતાનુયાયી પૂર્વપક્ષ–શ્રીકૃષ્ણ તે જ પરબ્રહ્મ (!)

વૈષ્ણવ સેવા મંડળના પ્રમુખ રા. ધીરજલાલ વરજદાસ સાંકળીયાએ શ્રીમદ્ ભગવદ્ગીતાના આધારે ઉપલા વિષયપર એક લેખ પ્રકટ કર્યો છે, અને તેઓશ્રીએ 'શ્રીકૃષ્ણ તે જ પરબ્રહ્મ છે' એમ સાબીત કરવા નીચે મૂજબનો ઉલ્લેખ કર્યો છે.

પૂર્વપક્ષી જણાવે છે કે શ્રીમદ્ભગવદ્ગીતાના સાતમા અધ્યાયને જ્ઞાનયોગ કહે છે. તેમાં શ્રીકૃષ્ણ ભગવાન પોતાના સખા અર્જુનને કહે છે કે "હે પાર્થ મારે વિષે આસક્ત મનવાળો મારે આશ્રયે રહીને યોગ કરતાં મને સમગ્રને (समग्रं मां) અસંશયપણાથી જે પ્રકારે તું જાણી શકશે તે પ્રકાર સાંભળ (૧). હું તને આ સમગ્ર જ્ઞાન વિજ્ઞાન સહિત કહીશ, જે જાણવાથી અત્ર બીજું કાંઈ વિશેષ જાણવાનું રહેતું નથી (૨). સહસ્ત્ર મનુષ્યોમાંથી કોઇક જ સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે અને પ્રયત્ન કરતા સિદ્ધોમાં કોઈકજ મને તત્વતઃ (તત્વના વિચારપૂર્વક) ઓળખે છે (૩). આ ત્રણ શ્લોકમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે આ ઉત્તમોત્તમ જ્ઞાન છે. આનાથી વિશેષ વિજ્ઞાન કે કાંઈ અન્ય ઉત્તમ જાણવાનું રહેતું નથી. ઘણા સિદ્ધાંતોથી પણ કોઈક મારા તત્વને જાણે છે. તે માટે જે ખરું જાણવાનું છે, જે તત્વ છે, તે હું તને કહું છું. નીચેના ચાર શ્લોકો ઘણાજ ઉત્તમ જ્ઞાનના ભંડારરૂપ છે,

અધ્યાય ૭ શ્લોક ૪–૫–૬–૭. અર્થ. "ભૂમિ, જલ, અગ્નિ વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર આ પ્રકારે આ મારી આઠ પ્રકારની પ્રકૃતિ ભિન્ન થયેલી છે. (૪). આ હલકી છે. હે મહાબાહો? આનાથી બીજી મારી પરાપ્રકૃતિ છે, જે જીવ થયેલી છે ને જેનાથી આ જગત ધારણ થયેલું છે (૫). સર્વે પ્રાણિઓ આ યોનિ માંથી નીકળેલા છે એમ સમજ. હું આખા જગતનો પ્રભવ તથા પ્રલય છું (૬). હે ધનંજય, મારાથી ઉચ્ચતર, બીજું કાંઈ નથી. જેમ સૂત્રમાં મણીઓનો સમૂહ પરોવાયલો હોય છે તેમ મારામાં આ સર્વ (જગત) પરોવાયલું છે (૭).

આ શ્લોકોપર ખૂબ વીચાર કરવાનો છે કારણ કે આ મૂળપાયો છે. જયાં સુધી આ હૃદયમાં ઠસશે નહિં, ત્યાં સુધી સીધો ખરો અર્થ સમજ પડશે નહિં.

ગીતામાં શું જ્ઞાન છે, શું વિજ્ઞાન છે, શું તત્વ છે, તે સમજવું હોય તો આ શ્લોકો સમજવા જોઇએ. આમાં શ્રીકૃષ્ણે જે કહ્યું છે તે વચનોપર શ્રદ્ધા રાખીને

પછી મનન કરી, તેને સમજવા પ્રયત્ન કરવો જોઇએ. આ શ્લોકોનો સાર એ છે કે જગત–એટલે પૃથ્વી, આપ (પાણી), તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર, શ્રીકૃષ્ણની અપરા પ્રકૃતિ છે, અને શ્રીકૃષ્ણથી પર બીજું કાંઈ નથી. આ ઉપરથી શ્રીકૃષ્ણ તો માયાવિશિષ્ટ શબલ બ્રહ્મ છે, અને એનાથી પરતર અવ્યક્ત બ્રહ્મ છે, નિર્ગુણ બ્રહ્મ છે એવી ભ્રાંતિ મનમાં કદાપિ ઠસી ગઇ હોય તો તે જરૂર કાઢી નાંખવી. શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે. શ્રીકૃષ્ણ જ પરમાત્મા છે, એવો દૃઢ નિશ્ચય કરવો, નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણથી પરતર છે એમ માનનાર નિર્ગુણનો અર્થ જ સમજ્યો નથી, એ નીચે વધારે સ્પષ્ટ થશે. જો કોઈ શંકા કરે કે શ્રીકૃષ્ણ તો યશોદાના પુત્ર એટલે મનુષ્ય એક વ્યક્તિ છે, તેને પરબ્રહ્મ કેમ કહેવાય? તો પ્રથમ સમજવું કે કૃષ્ણ મનુષ્ય નથી. બુદ્ધિ મૂઢ હોવાથી જ એમ લાગે છે. શ્રી કૃષ્ણ શ્રીમુખથી કહે છે કેઃ–

"મૂઢ મનુષ્યો, પ્રાણિઓનો મહેશ્વર એવો જે હું તેનો પર (ઉચ્ચ) ભાવ નહિ જાણવાને લીધે મને માનુષી તનુનો આશ્રિત માને છે. (ભ. ગી. ૯–૧૧).

શ્રીકૃષ્ણ–પરબ્રહ્મ–પરમાત્માની સમગ્ર લીલાનું વર્ણન શ્રીમદ્‌ભાગવતમાં છે. તેમાંથી એકેક લીલાનું શ્રવણ મનન કરતાં, સમજ પડશે કે શ્રીકૃષ્ણ મનુષ્ય નથી, પણ પુરુષોત્તમ છે. એનાથી પરતર બીજું કંઈ અવ્યક્ત બ્રહ્મ કે નિર્ગુણ બ્રહ્મ નથી જ. વેદ "નેતિ નેતિ" કહે છે; એટલે ઇંદ્રિયથી ગ્રાહ્ય શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોયજ નહી, એવો મિથ્યા આગ્રહ ન કરવો. 'નેતિ નેતિ'નો અર્થ એટલો જ છે કે જગતની સમગ્ર વસ્તુઓમાં કોઈ પૂર્ણ પરબ્રહ્મ નથી. કેમકે સમગ્ર જગત્ અને જીવો માત્ર શ્રીકૃષ્ણ પરબ્રહ્મની અપરા અને પરાપ્રકૃતિ છે. માટે તેમાંથી કોઇ પણ પૂર્ણ પરબ્રહ્મ હોઈ શકે નહીં. સમગ્ર વેદનું–ઉપનિષદ્‌રૂપી ગાયોનું દોહન ગોપાલનંદન શ્રીકૃષ્ણે કર્યું અને વેદનો નિષ્કૃષ્ટ અર્થ શું છે તે અર્જુનને પોતે સમજાવ્યો. તે સુંદર વચનામૃતમાં તને શ્રદ્ધા નથી? સુંદર ગીતાશાસ્ત્રમાં તને શ્રદ્ધા નથી? શંકર, રામાનુજ, મધ્વ, વલ્લભ સર્વે આચાર્યો ગીતાશાસ્ત્રને ઉત્તમ પ્રસ્થાન માને છે. તે ગીતાજીના જ્ઞાનયોગના સાતમા અધ્યાયમાં પોતાના સખા અર્જુનને સમગ્રજ્ઞાન આપવાની પ્રતિજ્ઞા કરી, શ્રીમુખથી કહે છે "मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय" આ જ્ઞાન તારી બુદ્ધિમાં ન જ આવતું હોય તો સમજ ક તારી બુદ્ધિ ભ્રમિત છે મૂઢ છે. માટે દીન થઈ પ્રભુની પ્રાર્થના કર કે તારી બુદ્ધિના આવરણ કાઢી નાંખી ખરા અર્થમાં તને શ્રદ્ધાનું દાન કરે.

સાતમો આખો અધ્યાય એજ સિદ્ધાંતનું સમર્થન કરે છે. "હે કૌંતેય, જલમાં રસ હું છું, શશી સૂર્યની પ્રભા હું છું, સર્વ વેદમાં પ્રણવ હું છું, આકાશમાં શબ્દ હું છું, પુરુષોમાં પુરુષત્વ હું છું (૮). પૃથ્વીમાં પુણ્ય ગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું, સર્વ પ્રાણિમાં જીવન હું છું, તપસ્વિઓમાં તપ હું છું(૯).

હે પાર્થ, સર્વ પ્રાણિનું સનાતન બીજ મને જાણ. બુદ્ધિમાનની બુદ્ધિ હું છું, તેજસ્વિઓનું તેજ હું છું (૧૦). બળવાનોનું કામ રાગથી વિવર્જીત બલ હું છું; હે ભરતર્ષભ પ્રાણિઓમાં ધર્મથી અવિરુદ્ધ કામ હું છું (૧૧). જે સાત્વિક ભાવો છે, રાજસ ભાવો છે, તે મારાથીજ (ઉદ્દભવ પામેલા) છે, એમ જાણ. હું એ ભાવોમાં નથી, પણ તેઓ મારે વિષે છે. (૧૨)."

આનાથી વિશેષ સ્પષ્ટ કેમ સમજાવી શકાય? કરોળીઓ પોતાના શરીરમાંથી જે જાળ કાઢે છે તે જાળમાં કરોળીઓ નથી. પણ તે જાળ કરોળીઓ પોતે પોતામાં સંકેલી લે છે. એ ઉપરથી "હું, એ ભાવોમાં નથી. પણ તેઓ મારે વિષે છે." એ બાબત સમજ પડી શકે છે. એની પછીના શ્લોકમાં માયાનું વર્ણન છે. તે આપણે પછી લઇશું.

**સિદ્ધાંતીની નોંધઃ**—આ શ્લોક પૂર્વપક્ષીએ સમગ્ર લેખમાં જણાવ્યોજ નથી, તેમજ એની પછીના શ્લોકો ૧૮મા શ્લોક પર્યંત તે પણ ઉડાવી દીધા છે, કારણ કે તેમાં સત્વ રજસ્ તથા તમસ્ નામની તમામ સાકારી પદાર્થોની બીજભૂત મૂળપ્રકૃતિ જેને શ્રી વિષ્ણુ દેવતા તથા તેના અંશાવતારી દૈવીપુરુષ શ્રી કૃષ્ણ તેના શ્રીઅંગભૂતરૂપ શ્યામવર્ણા માયાદેવી તરીકે વર્ણવવામાં આવી છે તેનું ઉલ્લંઘન કરવાનું જણાવવામાં આવ્યું છે. એટલુંજ નહીં પણ આધિભૌતિક એટલે સાકારી પદાર્થોની બીજભૂત માયાની આવરણ તથા વિક્ષેપ નામની વ્યામોહશક્તિથી જેઓનું મન હરાઈ ગયેલું છે એવા ભૌતિક શરીરના ઉપાસકોને અસુર—રાક્ષસો ગણવામાં આવ્યા છે. તેમજ વળી ચાર પ્રકારના ભકતોમાં જ્ઞાનીને ભગવાન શ્રીકૃષ્ણે પોતાના આત્મા તરીકે ઉત્તમ કોટીમાં ગણ્યા છે.

૧૯મા શ્લોકમાં પોતે કહે છે કે "જ્ઞાનવાન બહુ જન્મને અંતે મને પામે છે. સર્વ વાસુદેવ છે (એમ જે સમજે છે) એવો મહાત્મા દુર્લભ છે." આગળ પોતે કહે છે કે બુદ્ધિ વગરના લોકો મારો અવ્યય, અનુત્તમભાવ નહીં જાણવાથી મને અવ્યક્તને વ્યક્ત થયલો માને છે (૨૪)."

માટે હે અબુદ્ધ, ભોથડ, 'કૃષ્ણ', 'ગોપાળનદન', 'ગોપીજનવલ્લભ', 'યશોદોત્સંગલાલિત', એવા નામો શાસ્ત્રમાં જેને આપેલાં છે તેજ અવ્યક્ત, તેજ પરમભાવ છે. એ કાંઇ વ્યક્તિ પ્રાપ્ત થયેલા મનુષ્ય નથી. પોતે શ્રીમુખથી કહે છે કેઃ—

શ્લોક ૨૫—૨૮ અર્થ—"યોગ માયાથી સમાવૃત એવો હું સર્વને પ્રકાશતો નથી. (દર્શન દેતો નથી). આ મૂઢ લોકો મને (અજન્માને) અવ્યયને ઓળખતા નથી (૨૫). જે પુણ્ય કર્મવાન, જેઓના પાપનો અંત આવ્યો હોય છે તેજ દ્વંદ્વના મોહથી નિર્મુક્ત થઈ દઢવ્રતથી મને ભજે છે" (૨૮).

આ આખો અધ્યાય વાંચવાથી મનમાં ઠસવું જોઇએ કે સર્વનું મૂળ સર્વથી પર શ્રીકૃષ્ણ છે. એનાથી પર નિર્ગુણ અંધારા જેવું 'નેતિ નેતિ' બીજું કાંઈ નથી. પોતે પરબ્રહ્મ નપુંસક (Neuter) નથી, અંધકારમય નથી. સાંભળ–

અર્થ–"હે પાર્થ જેની અંદર સર્વ પ્રાણીઓ રહેલા છે, જેનાથી આ સર્વ પ્રસરેલું (તતં) છે તે પરપુરુષ અનન્ય ભક્તિથી લભ્ય છે. માટે પરબ્રહ્મ તો પુરુષ છે, પુરુષોત્તમ છે" (ભ. ગી. ૮–૨૨) અને તેથી જઃ–

"હે પાર્થ દૈવી પ્રકૃતિને આશ્રિત મહાત્માઓ, મને પ્રાણીઓનું મૂળ અને અવિકારી જાણીને, અનન્યમનથી ભજે છે. દૃઢવ્રતથી પ્રયત્ન કરતા સદૈવ મારું કીર્તન કરતા, મને પ્રણામ કરતા, નિત્યભક્તિયુક્ત મારી ઉપાસના કરે છે." (ભ. ગી. ૯–૧૩, ૧૪).

આ ભજન, આ ભક્તિ, આ ઉપાસના, નપુંસક (Neuter)ની થઇ શકે નહિ, પણ જ્યારે પુરુષોત્તમનું જ્ઞાન થાય ત્યારે અનન્ય થઇ તેનું ભજન થાય. "હું સર્વનો પ્રભવ છું. મારામાંથીજ સર્વ પ્રવર્તે છે, એમ જાણીને ડાહ્યા માણસો ભાવ સહિત મને ભજે છે" (ભ. ગી. ૧૦–૮) મારામાં ચિત્તવાન, મારામાં પ્રાણ અર્પણ કરનારા, પરસ્પર બોધ કરતા, દરરોજ મારી કથા કરતા સંતોષ પામે છે અને રમણ કરે છે." (ભ. ગી. ૧૦–૯).

વાંચક, આ ભજનકીર્તન પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનુંજ થઈ શકે. તેથીજ અર્જુન કહે છે કેઃ—

"તમે પરબ્રહ્મ છો, પરમધામ છો, પરમપવિત્ર છો, દિવ્ય, શાશ્વત પુરુષ છો, આદિ દેવ છો, અજન્મા છો. વિભુ છો, એમ સર્વ ઋષિઓ દેવર્ષિ, નારદ તથા અસિત, દેવળ અને વ્યાસ કહે છે અને તમે સ્વયં મને કહો છો" (ભ. ગી. ૧૦–૧૨, ૧૩.)

એકાદશના ૧૮ મા સુંદર શ્લોકમાં અર્જુન કહે છે કેઃ—

"તમે પરમ અક્ષર જાણવાયોગ્ય છો. તમેજ આ વિશ્વના પરમનિધાન છો, તમેજ અવિકારી, શાશ્વત, ધર્મના રક્ષણકર્તા છો, તેમજ સનાતન પુરુષ છો એમ હું માનું છું" (ભ. ગી. ૧૧–૧૮.)

વાંચક, સમગ્ર ગીતા પુરુષોત્તમ પરત્વે–કૃષ્ણ પરત્વે હોવાથી આવાં સુંદર વાક્યો ઘણાંજ છે પણ બધાં લખતાં બહુ વિસ્તારનો ભય લાગે છે માટે હવે એક બે શ્લોકો આપી અહીંથીજ અટકું છું.

પંદરમાં અધ્યાયમાં શ્રીમુખથી કહે છે કેઃ—

"આ ઊંડા મૂળવાન અશ્વત્થને દૃઢ અસંગ શસ્ત્રથી છેદીને પછી તે પદ શોધવું જોઇએ કે જેને વિષે ગયલા ફરીથી આવતા નથી. જેમાંથી આ પુરાણી પ્રવૃત્તિ પ્રસરી છે, તે આદ્ય પુરુષને હું શરણ જાઉં છું" (ભ. ગી. ૧૫–૪.)

"નાશવાન અને અવિનાશી એવા બે પુરુષ લોકમાં છે. સર્વ પ્રાણિઓ નાશવંત છે. કૂટસ્થ અવિનાશી કહેવાય છે." ૧૫–૧૬. "ઉત્તમ પુરુષ તો અન્ય છે તેને પરમાત્મા કહેવાય છે, જે અવિકારી ઈશ્વર ત્રણ લોકને ધારણ કરે છે, ભરણપોષણ કરે છે" ૧૫–૧૭. "માટે ક્ષરથી (નાશવાનથી) હું ઉત્તમ છું અને અક્ષરથી (અવિનાશિથી) પણ હું ઉત્તમ છું. તેથી લોકોમાં અને વેદમાં મને પુરુષોત્તમ કહે છે" (૧૫–૧૮) "એ પ્રમાણે મૂઢ નહીં થયેલો એવો જે કોઈ મને પુરુષોત્તમ જાણે છે તે સર્વજ્ઞ, હે ભારત, મને સર્વાત્મભાવથી ભજે છે" ૧૫–૧૯. "હે નિષ્પાપ, આ પ્રમાણે છાનામાં છાનું આ શાસ્ત્ર મેં તને કહ્યું. આ જાણીને બુદ્ધિમાન થવાય અને હે ભારત કૃતકૃત્ય થવાય" ૧૫–૨૦.

હે વાંચક, જે જ્ઞાન સાતમા અધ્યાયમાં કહ્યું તેજ જ્ઞાનનું પુરુષોત્તમ યોગ નામના આ અધ્યાયમાં પણ સમર્થન કર્યું છે. "જે આદ્ય પુરુષમાંથી આ પ્રાચીન પ્રવૃત્તિ પ્રસરી રહી છે તેને શરણે જવાથી પાછો ફેરો રહેતો નથી" એમ ચોથા શ્લોકમાં કહ્યું. માટે શ્રીકૃષ્ણને શરણ જવું એજ મોક્ષ. જેને સાતમા અધ્યાયમાં અપરા અને પરા પ્રકૃતિ કહી તેને અહીં સોળમા શ્લોકમાં ક્ષર અને અક્ષર પુરુષ કહ્યા છે. જેમ સાતમા અધ્યાયમાં પોતાને સર્વના પ્રભવ અને પ્રલય કહ્યા છે અને પોતાથી પરતર બીજું કંઈ નથી એમ કહ્યું છે તેમ અહીં પોતાને આદ્ય પુરુષ, ઉત્તમ પુરુષ, પરમાત્મા, પુરુષોત્તમ વિ. કહ્યા છે અને એમ શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરનારને અસંમૂઢ બુદ્ધિમાન અને સર્વવિદ્, સર્વજ્ઞ કહ્યા છે. જ્યારે પુરુષોત્તમજ ઉત્તમોત્તમ સમજાય ત્યારે સર્વાત્મભાવથી તેનુંજ ભજન થાય એમાં શું આશ્ચર્ય ? આજ સિદ્ધાંત હોવાને લીધે સમગ્ર ગીતાના સારરૂપ આજ હોવાને લીધે પોતે ૧૮ મા અધ્યાયમાં કહે છે કે "ફરીથી મારું પરમ ઉત્તમોત્તમ સર્વથી છાનામાં છાનું વચનામૃત સાંભળ. તું મને બહુ પ્રિય છે, માટે તને હિતકારક છે તે કહીશ. તું મારામાં મનવાળો થા, મારો ભક્ત થા, મારું યજન કર; તું મારી પાસેજ આવશે, એવી હું તને સત્ય પ્રતિજ્ઞા કરું છું. તું મને પ્રિય છે; સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મનેજ શરણ આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. શોક ન કર" (ભ. ગી. ૧૮–૬૪–૬૬).

માટે કૃષ્ણ તેજ પુરુષોત્તમ, તેજ પરમાત્મા, તેજ આદ્ય પુરુષ, તેજ સર્વનું મૂળ અને એની અપરા પ્રકૃતિના મોહમાંથી દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ; વિના મોહમાંથી છૂટી તે આદ્ય પુરુષને શરણે જવું. શ્રીકૃષ્ણને શરણે જવું એજ મોક્ષ. "मामेवैष्यसि" મારી પાસે આવશે એજ સત્ય પ્રતિજ્ઞા શ્રીકૃષ્ણે અર્જુનને આપી.

આટલેથી શાસ્ત્રમાંથી જે ફલિત થયું તે એ કે શ્રીકૃષ્ણ–પરબ્રહ્મ–પરમાત્મા છે. જીવ શ્રીકૃષ્ણની પરાપ્રકૃતિ છે અને જગત અપરાપ્રકૃતિ છે. જીવ અપરાપ્ર-

કૃતિથી મોહિત થઇ ગયો છે, તેથી શ્રીકૃષ્ણને ઓળખતો નથી, માટે એ પ્રકૃતિના મોહમાંથી છૂટી જીવ શ્રીકૃષ્ણ પાસે જાય એજ મોક્ષ.

## સિદ્ધાન્ત પક્ષ-શું શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ છે?

પૂર્વપક્ષીએ ઉપલા લેખમાં જે વિચારો પ્રદર્શિત કર્યા છે તે વેદાંતના સિદ્ધાંતથી કેટલા વિમુખ, ભ્રાંતિમૂલક, તથા સાંપ્રદાયિક વિરોધ ઉપજાવનારા છે, તે હું પૂર્વપક્ષીએ પ્રમાણમાં લીધેલા શ્રીમદ્ભગવદ્ગીતાના તથા અન્ય શ્લોકોપરથી તેમજ શ્રુતિના અનેક પ્રમાણોથી સિદ્ધ કરી આપીશ.

શ્રીમદ્ભગવદ્ગીતામાં વેદાંતપ્રતિપાદ્ય નિત્ય શુદ્ધ બુદ્ધ, મુક્ત સચ્ચિદાનંદ સ્વરૂપ નિર્ગુણ પરબ્રહ્મનુંજ પરમ તત્વ તરીકે મુખ્યત્વે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ગુણધર્મયુક્ત વૈષ્ણવી માયાના કરપાદમુખોદર વિગ્રહવાળું એટલે હાથ પગ, મુખ પેટ વિ. શરીરના અવયવોવાળું એવું શ્રીકૃષ્ણનું સાકારી સ્વરૂપ છે તેજ પરબ્રહ્મનું પારમાર્થિક સ્વરૂપ છે એ કથન કેવળ ભ્રાંતિમૂલક તથા લોકોને ઉંધે રસ્તે દોરવવા જેવું છે, અને તે શ્રીમદ્ ભગવદ્ગીતાનો સિદ્ધાંત નથી, કારણ કે પૂર્વપક્ષી એવા મતના સમર્થનમાં એક પણ પ્રમાણ આપી શકયા નથી. એટલુંજ નહીં પણ ઉપલું કથન શ્રીકૃષ્ણના વચનામૃતને અન્યાય કરે છે. વેદાંત પ્રતિપાદ્ય ચૈતન્યાત્મક परं ज्योतिः એટલે સ્વયંજ્યોતિર્મય શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ અંધારા જેવું છે, એવું કથન જે પૂર્વપક્ષીએ કર્યું છે તે ખરેખર એમના પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના આગ્રહનેજ આભારી છે, ને તે માત્ર શાસ્ત્રનું અજ્ઞાનજ પ્રદર્શિત કરે છે. જુઓ ગીતા. "ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते." 'ભ. ગી, ૧૩-૧૭.' નિર્ગુણ બ્રહ્મ કે જેનું વેદમાં नेति नेति એ રૂપે કથન કરવામાં આવ્યું છે તે જ્યોતિર્મય સ્વયં પ્રકાશ છે, કે જે તમામ માયાના અંધકારનો નાશ કરે છે. निर्गुणं गुणभोक्तृ च (ભ. ગી. ૧૩-૧૪). એટલે પરબ્રહ્મ નિર્ગુણ છે અને પ્રકૃતિના તિમિરમય ગુણોને પ્રકાશિત કરે છે તથા તમામ અંધકારનો ગ્રાસ કરી જાય છે, જુઓ. વેદાંત સૂત્ર. "अत्ता चराचरग्रहणात् (वे. सू.) તો પછી નિર્ગુણ બ્રહ્મ અંધકારમય છે, એવી કલ્પના પૂર્વપક્ષીએ કયાંથી યોજી કાઢી? એનું કંઇ વૈદિક પ્રમાણ છે કે કાલ્પનિક બુટ્ટો કલ્પ્યો છે? વળી એવા અનિર્વર્ણનીય नेति नेति શબ્દોથી નિર્દિષ્ટ પરબ્રહ્મના જ્ઞાનથી શું ઉત્તમ ફળ મળે છે તેને માટે ભગવદ્ગીતામાંના શ્રીકૃષ્ણના વચનામૃતો શું કથન કરે છે તે જુઓઃ "ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते। अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते (ભ. ગી. ૧૩-૧૨ જે જાણવાયોગ્ય પરબ્રહ્મતત્વ છે કે જેના જ્ઞાનથી મોક્ષ (अमृतं) મળે છે તે હું તને જણાવીશ. તે અનાદિ છે. સર્વથી ઉત્કૃષ્ટ છે, તે મૂર્ત (સાકારી) નથી તેમ અમૂર્ત પણ નથી (એટલે અત્યંત ગૂઢ છે). ઉપનિષદ્‌માં નર્દિષ્ટ 'नेति नेति'

શબ્દોનોજ આ અક્ષરશઃ અનુવાદ છે. આવા અમૃતમય અનિર્વર્ણનીય નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરવું એ અશક્ય છે, ને સાહસમાત્રજ છે કારણ કે તે વાણી તથા મનથી પર છે. જુઓ શ્રુતિ "यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह (तै. उ)" શ્રી કૃષ્ણના સાકારી બાળ સ્વરૂપની ઉપાસના કરી, શ્રીભાગવતમાં વર્ણવેલી લીલાઓનું વર્ણન કરી તથા વાણીથી નિર્દિષ્ટ દૈવીગુણ ધર્મોસંપન્ન ભક્તિથી જે સ્વરૂપ સમજાય તેજ પરબ્રહ્મ, તે જ પરમાત્મા તથા તેજ શ્રીકૃષ્ણ એવું જે પૂર્વપક્ષીએ જણાવ્યું છે તે પણ એક ભ્રાંતિ છે. જુઓ શ્રુતિ "यद्वाचानभ्युदितंयेन वागभ्युद्यते तदेव ब्रह्म त्वंविद्धि नेदं यदिदमुपासते। (के. उ) જેનું વર્ણન વાણીથી થઇ શકતું નથી પણ જેના પ્રકાશથી વાણી પ્રકાશિત થઇ શકે છે તેને તું પરબ્રહ્મ જાણ પણ જેની તું ઉપાસના કરે છે તે પરબ્રહ્મ નથી. વળી શ્રુતિ કહે છે કે પરબ્રહ્મ ઇંદ્રિય કે દેહના અવયવ વગર, જગતપર સત્તા ચલાવે છે अपाणिपादोजवनो ग्रहीता पश्यतचक्षुस्स श्रुणोत्यकर्णः (श्वेत. उ) હાથપગ વગર તે જોરથી પકડી શકે છે. ચક્ષુ વગર તે સાંભળી શકે છે. તેમજ વળી જુઓ ગીતા सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् (ભ. ગી.) સર્વ ઇંદ્રિયો વગર તમામ ઇંદ્રિયોના ગુણોને તે પ્રકાશિત કરે છે. આ ઉપરથી સાકારી વિગ્રહવાળા શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ છે એવો પૂર્વપક્ષીનો તમામ આગ્રહ ઉપલા પ્રમાણોથી નિરસ્ત થઇ જાય છે.

પૂર્વપક્ષીએ સ્વપક્ષ સાબિત કરવા ભગવદ્‌ગીતાના આખા અધ્યાયના લગભગ સમસ્ત શ્લોકોના ઉતારા આપ્યા છે પણ તેમ કરવામાં પણ તેઓશ્રીએ સ્વસંપ્રદાયને બાધદાયક એવા કેટલા મુદ્દાના શ્લોકો આપ્યાજ નથી. જુઓ ગીતા दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते। ભ. ગી. ૭–૧૪ ગુણધર્મયુક્ત મારી દૈવી માયા છે જેનું ઉલ્લંઘન કરવું બહુ વિકટ છે. પણ જેઓ મનેજ (એટલે મારા પ્રત્યગાત્મા નિર્ગુણ પરબ્રહ્મના તાત્વિક સ્વરૂપનેજ) ઓળખે છે તેઓ જ આ મારી માયાને તરી જાય છે. એટલે આ શ્લોકપરથી સ્પષ્ટ સમજાય છે કે ત્રિગુણાત્મક પ્રકૃતિવાળું સાકારી શ્રીકૃષ્ણનું સ્વરૂપ તેજ માયાવિશિષ્ટ સગુણ બ્રહ્મ છે, જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લયનું કારણ છે, પણ એ ત્રિગુણાત્મક મહામોહિની એવી શ્રી કૃષ્ણની વૈષ્ણવી માયાનો ઉપશમ કરીએ તોજ શુદ્ધ ચૈતન્યાત્મક નિરાકારી નિર્ગુણ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાળી થવાય. એટલે વિકારાત્મક પ્રકૃતિના ગુણોવાળો સગુણબ્રહ્મ, ઇશ્વર અથવા આધિદૈવિક સ્વરૂપી શ્રીકૃષ્ણ, તેના કરતાં પણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ પર તથા ઉત્કૃષ્ઠ ઠરે છે, જેનુ ગીતામાં न सत्तन्नासद् તે સત્ નથી તેમ અસત્ પણ નથી એમ નિષેધથી વર્ણન કરવામાં આવ્યું છે; એમ ઉપલા ગીતાના શ્લોકપરથી સ્પષ્ટ માલમ પડે છે. વળી પૂર્વપક્ષીએ સ્વપક્ષને પોષવા ખાતર ગીતાના કેટલાએક શ્લોકોના પણ મનફાવતી રીતે અર્થો કર્યા છે. તેમ જ ગીતાના શ્લોકોમાં જે પરસ્પર વિરોધી વાક્યો જોવામાં આવે છે તેનો પણ તેઓએ સંતોષકારક ખુલાસો આપ્યો નથી.

પૂર્વપક્ષીએ ૭ મા અધ્યાયના 'मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय' એ શ્લોકનો એવો અર્થ કર્યો છે, કે શ્રીકૃષ્ણથી પર બીજું કાંઈ નથી તથા જણાવ્યું છે, કે જે લોકો એમ માને છે કે શ્રીકૃષ્ણ માયાવિશિષ્ટ શબલ બ્રહ્મ છે ને એનાથી પરતર ઉત્કૃષ્ટ નિર્ગુણબ્રહ્મ છે તેઓ ભ્રાંતિમાં છે. તેમના મત પ્રમાણે શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે એવો નિશ્ચય કરવો. વળી પૂર્વપક્ષી આગળ જણાવે છે કે શ્રીકૃષ્ણ યશોદાપુત્ર મનુષ્ય નથી. છતાં પણ તેઓશ્રી શ્રીકૃષ્ણને 'ગોપાલ નંદન' 'ગોપીજન વલ્લભ' 'યશોદોત્સંગલાલિત' એવા મનુષ્યને લાગુ પડતાં તેમનાં ઐતિહાસિક જીવન-ચરિત્રની બાળલીલાના વિશેષણોનો ઉપયોગ કરે છે અને પૂર્વપક્ષીએ પોતે જ દેશકાલ તથા વસ્તુપરિચ્છેદથી મર્યાદિતરૂપે વર્ણન કરેલા શ્રીકૃષ્ણના સાકારી વ્યક્તસ્વરૂપને જ અવ્યક્ત જણાવે છે. આ તો વદતો વ્યાઘાત કહેવાય અને પોતાના સિદ્ધાંતનું જ પોતાને હાથે પૂર્વપક્ષી ખંડન કરે છે. જ્યારે શ્રીકૃષ્ણ પોતાના પ્રત્યગાત્મારૂપ નિર્ગુણ નિરાકારી ત્રિકાળાબાધિત સ્વરૂપનું જ અવ્યક્ત શબ્દથી પ્રતિપાદન કરે છે ત્યારે પૂર્વપક્ષી તે શ્લોકોનો અનર્થ કરી એમ જણાવે છે કે શ્રીકૃષ્ણનું કરપાદમુખોદરવાળું દીક, કાળ તથા વસ્તુપરિચ્છેદથી બાધિત શરીર જે સાકારી વ્યક્ત સ્વરૂપવાળુ છે તથા માયાવિશિષ્ટ છે, જેની ભગવાને ઉપેક્ષા કરી છે, તેજ અવ્યક્ત પારમાર્થીક પરમાત્મા છે અને એનાથી પર બીજું કાંઈ નપુંસક અંધકારમય નિર્ગુણ સ્વરૂપ છેજ નહીં એમ માનવાની એઓશ્રી ભલામણ કરે છે. સપ્રકાશ રશ્મી ભાષ્ય સહિત અણુભાષ્યનો અભ્યાસ કરી પૂર્વપક્ષીએ તેઓના આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય કે જેઓશ્રીનો નિર્ગુણ બ્રહ્મ પ્રત્યે આગ્રહ હતો તેઓના સિદ્ધાંતથી પણ વિરુદ્ધ જઈ ગીતાના શ્લોકનો જે વિલક્ષણ અર્થ કર્યો છે તે ખરેખર આશ્ચર્યકારક જ છે! તે મૂળ શ્લોક નીચે પ્રમાણે છે.

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

"મારું નિરાકારી અવ્યક્ત સ્વરૂપ છે તેને જે મૂર્ખ લોકો સાકારી વ્યક્ત થયેલું માને છે, તેઓ મારા અવિનાશી તથા સર્વોત્કૃષ્ટ પારમાર્થિક એટલે શુદ્ધ નિર્ગુણ પરબ્રહ્મ તત્વના ભાવને જાણતા નથી" (ભ. ગી. ૭–૨૪) ઉપલા વિવેચનથી સુજ્ઞવાંચકવર્ગ સહેલાઇથી પોતાની મેળે જ સમજી શકશે કે સાંપ્રદાયિકાનુયાયીઓ પોતાના સંપ્રદાયના મતને ખરો ઠેરવવા શ્રુતિ તથા સ્મૃતિના કેવા ખોટા તથા મનફાવતા અર્થો કરે છે.

હવે પૂર્વપક્ષીને એક બીજી ભીતિ જણાય છે કે નિર્ગુણ નપુંસક પરબ્રહ્મની ઉપાસના શી રીતે થાય? એટલે એ મહાશયે એમ અનુમાન કરી લીધું છે કે શ્રી કૃષ્ણનું સાકારી સ્વરૂપ કે જેની ભક્તિ થઈ શકે છે, તેજ પરબ્રહ્મ તથા

પરમાત્મા. પણ આ મંતવ્ય પણ ગીતાના આશયથી વિરુદ્ધ જ છે. શ્રીકૃષ્ણ ભગવાન તો સમસ્ત ગીતામાં પુનઃ પુનઃ નિર્ગુણ પરબ્રહ્મનું જ સર્વોત્કૃષ્ટપણું ડીંડીમ વગાડીને જણાવે છે. જુઓ; ગીતા. "ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ॥ ते प्राप्नुवंति मामेव सर्वभूतहितेरताः ॥ (ભ. ગી. ૧૨–૩,૪.) આ શ્લોકમાં અવ્યક્ત અક્ષર એટલે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના સ્પષ્ટ નિર્દિષ્ટ છે અને તેના ફળમાં મુક્તિ બતાવી છે. આથી પૂર્વપક્ષીએ રાખેલી ભીતિ કે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના શી રીતે થાય તે પરાસ્ત થઈ જાય છે. તેમજ વળી જુઓ; ગીતા અધ્યાય ૮ શ્લોક ૨૧ મો. "अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् । यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम (ભ. ગી. ૮–૨૧) અવ્યક્ત અક્ષર એટલે નિર્ગુણ બ્રહ્મ તેજ મનુષ્ય માત્ર વિ. સર્વેનું સર્વોત્કૃષ્ટ છેવટનું મુક્તિનું સ્થાન છે ને જે પ્રાપ્ત કર્યા પછી તેઓને આ સંસારમાં પાછું જન્મવું પડતું નથી. અને તે અક્ષર નિર્ગુણ બ્રહ્મ મારું (એટલે વૈષ્ણવી માયોપાધિવાળા શબલ સગુણ ઈશ્વરનું પ્રકાશાત્મક પારમાર્થિક પ્રત્યગાત્મ સ્વરૂપ છેવટનું સ્થાન છે" ધામનો અર્થ રહેવાનું ઘર એવો થતો નથી. એવો નમુનેદાર અર્થ કરવાનું અપૂર્વ માન તો સાંપ્રદાયિકોને સોંપ્યું! આ શ્લોક ઘણો જ અગત્યનો છે અને તે પૂર્વપક્ષીની તમામ શંકાઓનું ઘણી સારી રીતે નિવારણ કરે છે. તેનો ફલિતાર્થ એટલો જ નિકળે છે કે પરમ મુક્તિનું છેવટનું સ્થાન તો નિર્ગુણ અવ્યક્ત અક્ષરબ્રહ્મ છે. તેને જ પરાગતિ કહેવામાં આવે છે ને તે નિર્ગુણબ્રહ્મ, વિષ્ણુ, કૃષ્ણ વિ. શબ્દોથી નિર્દિષ્ટ થતા સગુણ ઈશ્વરનું પણ છેવટનું સ્થાન છે. આમાં કંઇ પુરુષોત્તમનું કે ગોલોકનું છેવટનું સ્થાન જણાવવામાં આવ્યું નથી પણ કેવલ નિર્ગુણ નિરાકાર બ્રહ્મ તેજ છેવટનું ઉત્કૃષ્ટ સ્થાન તથા લક્ષ્ય છે એમ જણાવવામાં આવ્યું છે. એટલે આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે ગીતામાં શ્રીકૃષ્ણના બે સ્વરૂપો જણાવવામાં આવ્યાં છે એક પારમાર્થિક શુદ્ધ પ્રત્યગાત્મસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મનું જ્યોતિર્મય શુદ્ધ સ્વરૂપ તથા બીજું વૈષ્ણવી માયાના ત્રિગુણાત્મક પ્રકૃતિના ગુણોવાળું શબલ બ્રહ્મનું ઈશ્વરી અવતારી સ્વરૂપ. તે બે સ્વરૂપોમાં નિર્ગુણ સ્વરૂપનેજ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણનું સગુણ સ્વરૂપ ગૌણ છે ને તે નિર્ગુણ સ્વરૂપને અધીન છે ને તેના અંશ જેવું ગણાય. નિર્ગુણ સ્વરૂપની ઉપાસનાનું ફળ પણ ઉત્તમ છે ને તેથી કૈવલ્ય મુક્તિ મળે છે, જ્યારે સગુણ સ્વરૂપની ઉપાસનાથી ક્રમ મુક્તિ મળે છે એટલે બ્રહ્મલોક મળે છે; ને ત્યાંથી મહાપ્રલયકાળે હિરણ્યગર્ભની સાથે પરમ મુક્તિ મળે છે. પણ અક્ષર નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો માર્ગ ઘણો કઠિન છે ને અસ્ત્રાની તીણી ધાર જેવો છે જેને ઓળંગવું બહુ મુશ્કેલ છે. જુઓ શ્રુતિ. क्षुरस्यधारा-निशिता दुरत्यया" (ક. ઉ.) માટે જ પરમ કૃપાળુ ભગવાન શ્રીકૃષ્ણે ભક્તોની સુકરતા માટે સગુણ ઉપાસનાનો સરળ માર્ગ બતાવ્યો છે પણ તે નિર્ગુણ

ઉપાસનાથી એક દરજ્જે નિકૃષ્ટ છે. તેમજ વળી સગુણ ઉપાસકોની મુક્તિ પણ પરાધીન તથા પરતંત્ર હોય છે; જ્યારે નિર્ગુણ ઉપાસનાથી માણસ સ્વાશ્રયી બની, પારમાર્થિક સ્વાતંત્ર્ય ને સુખ ભોગવે છે.

હવે ગીતામાં ફરી ફરીને अहं તથા मां શબ્દો વાપરવામાં આવ્યા છે, તેથી પૂર્વપક્ષી ગૂઢ આશય સમજ્યા વગર ગુંચવઈ ગયેલા લાગે છે. શ્રીકૃષ્ણ, બ્રહ્મના પારમાર્થિક સ્વરૂપને આત્મા શબ્દથી નિર્દેશે છે ને अहं તથા मां એ શબ્દોનો ઉપયોગ પણ એવા પારમાર્થિક સ્વરૂપના સંબંધમાં કરવામાં આવેલો જણાય છે. જુઓ ગીતા "अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः" હું પ્રત્યગાત્મા (નિર્ગુણ ચૈતન્ય સ્વરૂપ) પ્રાણી માત્રના હૃદયસ્થાનમાં નિવાસ કરીને રહેલો છું. (ભ. ગી. ૧૦–૨૦) આજ આશયને બતાવતા જુઓ બીજા શ્લોકો:—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारुढानिमायया ॥ ભ. ગી. ૧૮–૬૧

,,દરેક પ્રાણિમાત્રના હૃદયમાં હે અર્જુન? ઈશ્વિર નિવાસ કરે છે ને શરીરરૂપ યંત્રપર આરુઢ થયેલા તે સર્વ પ્રાણિઓને માયાથી તેમના હૃદયમાં રહેલો ઈશ્વિર આ સંસારચક્રમાં ભ્રમણ કરાવે છે."

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांति स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ (૧૮–૬૨)

"ઉપલા શ્લોકમાં જણાવેલા અંતર હૃદયમાં નિવાસ કરતા ઈશ્વિરને સર્વાત્મભાવે હે ભારત, શરણે જા. તેની કૃપાથી તને હમ્મેશનું શાંતિનું સ્થાન એટલે મોક્ષ મળશે." આ શ્લોક પણ પ્રત્યગાત્માનોજ નિર્દેશ કરે છે ને આ શ્લોકમાં 'તેને' એમ ત્રિજા પુરુષના સર્વ નામનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અહીંઆ શ્રીકૃષ્ણ પોતાના સાકારી સ્વરૂપની ભક્તિનો ઉપદેશ કરતા નથી. હવે જે લોકોથી અંતર્મુખવૃત્તિથી પ્રત્યગાત્માની ઉપાસના ન થાય તેવા લોકોની સુકરતાને માટે ૧૦ મા તથા ૧૧ મા અધ્યાયમાં પરબ્રહ્મની વિભૂતિઓનું વર્ણન કર્યું છે, પણ તેમાં પણ સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરતાં વાંચકને સમજાશે કે વિભૂતિઓનું વર્ણન કરવામાં પણ કંઈ ભિન્નભિન્ન સાકારી દેવતાઓની પૂજા કરાવવાનો હેતુ નથી. પણ તે તમામ દેવતાઓમાં અનુસ્યૂત ચૈતન્યાત્મક પ્રત્યગાત્મા અથવા નિર્ગુણ બ્રહ્મ તેનીજ ઉપાસના કરવાનો નિર્દેશ છે; ને નહીં કે કોઈ પણ સાકારી સ્વરૂપની. ને તેથીજ अहं શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જુઓ "आदित्यानामहं विष्णुः" આદિત્યોમાં હું વિષ્ણું છું; रुद्राणां शंकरश्चास्मि રુદ્રોમાં હું શંકર છું दंडं दमयतामस्मि; દમન કરનારમાં હું શાશન દંડ છું; कालोस्मि लोकक्षय कृत् લોકનો સંહાર કરનાર કાળ હુંજ છું. (ભ. ગી. અધ્યાય ૧૦) હવે આ જુદાં જુદાં વાકયોમાં अहं નો અર્થ જો સાકારી કૃષ્ણ થતો હોય તો પછી શ્રીકૃષ્ણનું શરીર તે શી રીતે વિષ્ણુ, શંકર, યમ તથા

કાળ વિ. જુદા જુદા દેવતારૂપે થાય? માટેજ અહીં अहं નો અર્થ પ્રત્યગાત્મરૂપ ચૈતન્ય નિર્ગુણ પરબ્રહ્મ છે, જે જુદા જુદા દેવતાઓનું પણ અધિષ્ઠાન છે ને જેની સત્તા સ્ફૂર્તિથી તે દેવતાઓ પોતાનું કાર્ય કરી શકે છે. એટલે પ્રત્યગાત્માથી સ્વતંત્ર કોઈ પણ દેવતા, પુરુષ કે પદાર્થ નથી. પણ તેથી કંઈ પરમાત્માનું તે તે પદાર્થો તથા દેવતાઓની સાથે સંપૂર્ણ ઐક્ય ન થઈ શકે. પ્રત્યગાત્મા અથવા નિર્ગુણ બ્રહ્મ તમામ જગતમાં તથા દેવતાઓમાં નિવાસ કરે છે પણ તે તમામ પદાર્થો કરતાં તેનું સ્વરૂપ મોટું, વિલક્ષણ તથા સ્વતંત્ર છે ને તે પદાર્થો સાથે તેનો માત્ર આધ્યાસિક સંબંધ છે. જુઓ ગીતા. "सर्वं समाप्नोषि ततोऽसि सर्वः (ભ. ગી.) તમો સર્વવ્યાપી છો માટે તમો સર્વ છો એમ કહેવામાં આવે છે." પૂર્વપક્ષીએ ટાંકેલો "मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय" એ ગીતાના શ્લોકનો અર્થ પણ એવોજ થાય છે. એટલે मत्तः નો અર્થ પ્રત્યગાત્મા અથવા નિર્ગુણ બ્રહ્મ તેનાથી કોઇપણ પદાર્થ સ્વતંત્ર નથી એવો થાય છે, ને નજ હોઈ શકે. પણ અહીંઆ પણ શ્રી કૃષ્ણના સાકારી સ્વરૂપનો અર્થ બંધબેસતો નથી આવતો. હવે આપણે જે શ્લોકોમાં શ્રી કૃષ્ણે પોતાના આધિદૈવિક સ્વરૂપની ઉપાસના કરવાનો ઉપદેશ કર્યો છે તેનો વિચાર કરીએ.

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ ભ. ગી. ૧૨-૩

એવા ઉપાસકોને બીજા લૌકિક કાર્યમાં રોકાયલા સર્વ પુરુષો કરતાં શ્રેષ્ઠ કહ્યા છે પણ તેવા ભક્તોને નિર્ગુણ બ્રહ્મના ઉપાસકની માફક તરત સદ્યોમુક્તિ મળતી નથી. એવા ઉપાસકો પણ અનન્ય ભક્તિથી સર્વાત્મભાવે ઈશ્વરનું સતત ધ્યાન તથા ઉપાસના કરે, તો છેવટે શ્રીકૃષ્ણ અથવા સગુણ ઈશ્વર તેવા ભક્તોપર અનુગ્રહ કરી તેના અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરે છે ને તેઓમાં અદ્વૈત વેદાંત જ્ઞાન પ્રકટાવી તેઓને મુક્તિના અધિકારી બનાવે છે. જુઓ નીચેના શ્લોકો

"तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकं ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ ૧૦-૧૦

એવા સતત્ પ્રીતિયુક્ત ભક્તિમાં જોડાયલા ભક્તોમાં હું બુદ્ધિયોગ પ્રગટાવું છું કે જેથી તેઓને મુક્તિ મળે;"

तेषामेवानुकंपार्थमहमज्ञानजंतमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ૧૦-૧૧

તેવાજ ભક્તો પ્રત્યે કૃપા કરવાને તેમના હૃદયમાં નિવાસ કરતો હું જ્ઞાનરૂપ પ્રકાશિત દીપકથી તેઓના અજ્ઞાનજન્ય તિમિરનો નાશ કરું છું." એટલે સગુણ સ્વરૂપની ભક્તિમાં પણ છેવટે મુક્તિને માટે નિર્ગુણ બ્રહ્મના જ્ઞાનની તથા બ્રહ્માત્મૈક્ય જ્ઞાનની અપેક્ષા રહે છે ને તેવા જ્ઞાન વગર મુક્તિ મળતી નથી.

જુઓ શ્રુતિ. ऋते ज्ञानान्न मुक्तिः જ્ઞાન વગર મુક્તિ ન મળે. હવે સગુણ ઉપાસનાના સ્વરૂપ વિષે પણ શ્રીકૃષ્ણ સમસ્ત ગીતામાં સર્વાત્મભાવનો જ ઉપદેશ કરે છે ને નહીં કે સાકારમૂર્તીને પૂજવાનો ઉપદેશ કરે છે. ચાર પ્રકારના ભક્તો ભગવાને વર્ણવ્યા છે તેમાં ઉત્કૃષ્ટ સ્થાન તો જ્ઞાની ભક્તનેજ આપ્યું છે. ज्ञानी त्वात्मैवमे मतम् (ભ. ગી. ૭–૧૧). હવે એ જ્ઞાન તે પણ વેદાંત પ્રતિપાદ્ય નિર્ગુણ બ્રહ્મ તથા પ્રત્યગાત્માના ઐકયનુંજ છે; ને નહીં કે કોઈ વિભૂતિના મહાત્મ્યનું, કે કોઈ સાકારી આકૃતિનું. જુઓ ગીતા.

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते।
वासुदेवः सर्वमिति स महात्मासुदुर्लभः॥ (ભ. ગી. ૭–૧૯)

ઘણા જન્મે કોઈ જ્ઞાની પુરુષ સર્વત્ર વાસુદેવ છે એટલે સર્વાત્મભાવે જુએ છે, તે મને પામે છે એટલે મુક્તિ મેળવે છે. એવો મહાત્મા બહુ દુર્લભ છે."

આ ઉપરથી એટલું ફલિત થાય છે કે સગુણ ઉપાસનાના સર્વાત્મભાવમાં પણ પ્રત્યગાત્માનું જ ચીંતવન કરવાનું નિર્દિષ્ટ છે. તે જ નિર્ગુણબ્રહ્મ છે ને નહીં કે કોઈ સાકાર સ્વરૂપના ભિન્ન દેવતા નિર્દિષ્ટ છે. તેવા નિર્ગુણ પરમાત્માને અવલંબી સર્વ જગત્ પોતાનું કાર્ય કરે છે, જે પરમાત્માને આધીન છે ને જેનો પરમાત્મા સાથે અનન્ય સંબંધ છે.

હવે અત્રે જણાવવું જરુરનું છે કે સગુણબ્રહ્મ કાંઈ નિર્ગુણબ્રહ્મથી તાત્વિક દૃષ્ટિએ જુદો નથી પણ શુદ્ધ નિર્ગુણબ્રહ્મથી પ્રેરિત જ્યારે ત્રિગુણાત્મિક પ્રકૃતિ નિર્ગુણબ્રહ્મના પ્રકાશથી સ્પંદનાત્મક કાર્ય કરે છે ત્યારે તે અવસ્થાવાળા બ્રહ્મને જ સગુણબ્રહ્મ અથવા ઈશ્વિર કહેવામાં આવે છે. ગુણો હોવાથી ઈશ્વિરને માયાની સુષુપ્તિની કોટીમાં મુકવામાં આવ્યા છે. તેને પ્રાજ્ઞ પણ કહેવામાં આવે છે; જે માયાથી સ્વતંત્ર તથા નિર્લિપ્ત છે, પણ જેને અધીન માયા છે. એટલે અત્રે નિર્ગુણ બ્રહ્મજ અવસ્થાતંર ભાવમાં જોવામાં આવે છે. તેવા સગુણ અથવા શબલ બ્રહ્મને શુદ્ધ નિર્ગુણ બ્રહ્મના અંશ જેવો ગણી શકાય. વાસ્તવિક રીતે તો બ્રહ્મ અખંડ નિરવયવ શુદ્ધ પદાર્થ છે પણ આપણી સુકરતા માટે તથા ઉપાસના માટે આપણે નિર્ગુણબ્રહ્મને પ્રતીકદ્વારા સગુણબ્રહ્મના નામથી તથા અનેક સાત્વિક ગુણધર્મોયુક્ત પુરુષોત્તમરૂપે સંબોધીએ છીએ. એટલે દરજ્જે સગુણબ્રહ્મ અથવા ઈશ્વિર શુદ્ધપૂર્ણ નિર્ગુણબ્રહ્મથી ઉતરતે સ્થાને છે. તેનેજ ભક્ત લોકો પુરુષોત્તમ તથા ભગવાન કહે છે. જુઓ શ્રુતિ पादोस्य सर्वभूतानि त्रिपादस्यामृतंदिवि (રૂ. વે) નિર્ગુણ બ્રહ્મના ચોથા પાદમાં સર્વ પ્રાણિમાર્ગે વ્યાપ્ત છે (Immanent) પણ તેના ત્રણ પાદ જે અમૃતમય એટલે મોક્ષદાયી છે તે ગૂઢ છે (Transcendent) ને જેનો સાક્ષાત્કાર વેદાંત જ્ઞાન તથા યોગથી જ થઈ શકે છે. એટલે એમ સાબિત થાય છે કે નિર્ગુણબ્રહ્મ સગુણબ્રહ્મથી પર તથા ઉત્કૃષ્ટ છે.

હવે પૂર્વપક્ષીએ વળી જણાવ્યું છે કે શ્રી કૃષ્ણ તો અજન્મા છે પણ કયા સ્વ-રૂપે અજન્મા છે તે જણાવવામાં આવ્યું નથી. ઉપલા શ્લોકોમાં શ્રીકૃષ્ણ પ્રત્યગાત્મા-રૂપે પારમાર્થિક દૃષ્ટિએ નિર્દિષ્ટ છે, એમ જો કહેવામાં આવે તો તે બરોબર છે. પરંતુ પૂર્વપક્ષી તો શ્રીકૃષ્ણના સાકારી શરીરનેજ પરમાત્મા કહી નાંખે છે ને તેવી રીતે વર્ણવે છે. ભગવાનનું શરીર તો માયાનુંજ છે એમ ભગવાન પોતે જણાવે છે એટલે શ્રી અંગનો જન્મ થાય છે પણ પારમાર્થિક પ્રત્યગાત્માનો જન્મ નથી થતો. છતાં પણ ઉપલો ભેદ બતાવ્યા વગર પૂર્વપક્ષીએ એમ કહેવું કે શ્રીકૃષ્ણ અજન્મા છે તે ભ્રાંતિકારક છે. જો સાકારી માયિક શ્રીકૃષ્ણ અજન્માજ છે તો પછી વસુદેવદેવકી-પુત્ર નામધારી શ્રીબાળકૃષ્ણનો શ્રાવણમાસની કૃષ્ણપક્ષની અષ્ટમીની માયામયી કૃષ્ણરાત્રીએ શું કામ જન્મોત્સવ ઉજવો છો? માયાનો આશ્રય લઇનેજ શ્રી ભગવાન સ્વેચ્છાથી લોકોના ઉદ્ધાર માટે મનુષ્યદેહે અવતાર લે છે. તેને માટે જુઓ ગીતા—

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥** (ભ. ગી. ૪–૬)

પ્રત્યગાત્મારૂપે હું અજન્મા છું, અવિનાશી છું, તથા પ્રાણિમાત્રનો ઇશ્વર છું. છતાં પણ મારી પ્રકૃતિનો આશ્રય લઇને મારી વૈષ્ણવી માયાથી (કર્મથી નહીં) હું જન્મ લઉં છું." આ શ્લોકપરથી સમજાય છે કે શ્રીકૃષ્ણનાજ શબ્દોમાં શ્રીકૃષ્ણનું અવતારી શરીર માયિક છે એટલે માયોપાધિવિશિષ્ટ શબલ બ્રહ્મ તેજ સાકારી કૃષ્ણ, લોકાનુગ્રહને માટે કોઇપણ પૂર્વકર્મ વગર પોતાની માયાથી અવતાર લે છે પણ આ અવતારી શરીર કાંઈ પ્રત્યગાત્મા કે નિર્ગુણબ્રહ્મ નથી; પણ માયિક છે એમ ભગવાન પોતેજ કહે છે. એટલે પૂર્વપક્ષીનું તેથી વિરુદ્ધનું કથન પાયા વગરનું ઠરે છે.

હવે પૂર્વપક્ષીએ સ્વસંપ્રદાયનો ઉત્કર્ષ સાધવા જણાવ્યું છે કે શ્રીકૃષ્ણ તેજ પરબ્રહ્મ છે અને તેનેજ પૂજવાથી મુક્તિ મળે છે. પણ તેઓશ્રી તો સાકારી શ્રીકૃષ્ણનીજ પૂજાના હિમાયતી જણાય છે ને તેની પૂજા કરવાની જ ભલામણ કરે છે, તો પછી શિવજી, વિષ્ણુ, રામ, સૂર્ય વિગેરે દેવતાઓએ શી ગુન્હેગારી કરી છે કે તેની ગણત્રી ઇશ્વરમાં નથી કરી ને તેની પૂજાનો નિષેધ કર્યો છે? આનું કોઈ પણ વૈદિક પ્રમાણ છે? બીજું પૂર્વપક્ષીના લખવા મુજબ જો શ્રીકૃષ્ણની ભક્તિથી જ મુક્તિ મળતી હોય તો પછી હીંદુભાઇઓથી ઇતર વર્ણના જે લોકો આ ભૂમંડળપર નિવાસ કરે છે ને જેઓએ કૃષ્ણનો 'ક' શબ્દ પણ સાંભળ્યો નથી તે બધા શું નરકમાં જશે? તેમ જ વળી શું મુક્તિમાર્ગનો શ્રીકૃષ્ણ-નાજ ભકતોને એકલાનેજ ઇજારો આપવામાં આવ્યો છે? ઉપાસનાને માટે કોઈપણ ઇષ્ટદેવની મૂર્તિનો આશ્રય લઈ શકાય છે. તે ઇષ્ટદેવની પ્રાણ પ્રતિષ્ઠાથી સ્થાપના થઈ શકે છે, તથા શાસ્ત્રવિહિત અર્ચનપૂજન થઈ શકે છે. લાખો

હિંદુભાઇઓ જુદા જુદા દેવતાની પૂજા કરે છે. કયા દેવતાને ઇષ્ટદેવ ગણવો એ સહુ કોઇની ખુશીની વાત છે તથા ભક્તની અભિરુચી ઉપર આધાર રાખે છે. કોઇપણ ઇષ્ટદેવને ઇશ્વરના પ્રતીક તરીકે ગણી એકજ પરમાત્માની સગુણ ઉપાસના થઈ શકે છે. અમુક દેવ ઉત્તમ છે ને અમુક દેવ ઊતરતા છે; અમુક દેવ વધારે સારું ફળ આપે છે ને અમુક દેવ નઠારું ફળ આપે છે—આવી અનેક વિચિત્ર કલ્પનાઓને વેદાંતની પ્રતીક ઉપાસનામાં સ્થાન પણ નથી. પણ આવી દ્વેષમૂલક ભાવનાઓને પછવાડેથી સાંપ્રદાયિકોએ સ્વાર્થવૃત્તિથી દાખલ કરી હોય એમ લાગે છે. વૈદિક સમયમાં સૃષ્ટિના કુદતરી દેવતાઓનેજ નૈસર્ગિક (Natural) જેવા કે સૂર્ય, સોમ, વાયુ, અગ્નિ વિ. તેનેજ સર્વવ્યાપી નિરાકાર નિરંજન પરમાત્માના પ્રતીક તરીકે માનવામાં આવતા ને તેની માનસિક પૂજા તથા ધ્યાન કરવામાં આવતાં. હાલની માફક ચંદન પુષ્પ, ધૂપ, દીપ વિ. સામગ્રીથી અર્ચનપૂજન કરવામાં આવતાં ન હતાં. તેમ તે લોકોનો આગ્રહ પણ કોઈ અમુક દેવતાજ પૂજવા એવો નહતો. જુઓ શ્રુતિ "प्राणः ब्रह्म, कं ब्रह्म, खं ब्रह्म, आदित्यः ब्रह्म" પ્રાણ બ્રહ્મ છે, આનંદ બ્રહ્મ છે, આકાશ બ્રહ્મ છે તથા સૂર્ય બ્રહ્મ છે. આ કેવી કુદરતી તથા સુંદર પ્રતીક ઉપાસના છે? કયાં વેદકાલની શુદ્ધ તથા ઉચ્ચ ભાવના, ને કયાં આધુનિક સમયની નિકૃષ્ટ ભાવના? ઉપનિષદની ઉપાસનામાં હાથ, પગ, મુખ પેટ વિ. અવયવવાળા મનુષ્ય વિશેષની આકૃતિનું પ્રાધાન્ય ન હતું પણ તેઓનું ધ્યેય તો માત્ર નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત નિર્ગુણ નિરાકાર બ્રહ્મ પ્રત્યે હતું; ને નહીં કે કોઈ પણ સ્વતંત્ર સાકારી દેવતા પૂજાવામાં. કોઈ પણ ઇષ્ટ ઉપાસ્ય દેવતાદ્વારા તેઓ માત્ર એક નિરાકારી ઇશ્વરનીજ ઉપાસના કરતા હતા. ચંચળચિત્તને એકાગ્ર કરવા પ્રતીક ઉપાસનાની જરૂર તથા ઉપયોગિતા વૈદિક લોકોને જણાઈ હતી. વૈદિક સમયના લોકોનો હેતુ મનુષ્યને દેવ બનાવવાનો હતો અને તેથી પ્રતીક દ્વારા એકાગ્ર ચિત્તથી તેઓ યોગ સાધી શકતા હતા તથા પોતે દેવ બની શકતા હતા; જ્યારે આધુનિક સમયમાં દેવને માણસ બનાવવામાં આવે છે અને आनंदमात्र करपादमुखोदरादि એમ કહીને સાકારી શ્રીકૃષ્ણના હાથ, પગ, મુખ, પેટ વિ. અવયવોને આનંદમાત્ર ગણી તેનીજ પૂજા કરવાનું લોકોને કહેવામાં આવ્યું છે. આધુનિક સાકારી મૂર્તિપૂજામાં ઘણી અધોગતી થયેલી જોવામાં આવે છે, જે વેદથી વિપરીત છે તથા ઉપનિષદ-પ્રતિપાદ્ય પ્રતીકોપસનાના આશયથી વિરુદ્ધ છે. એવી અધમ મૂર્તિપૂજાની પ્રથાથી ઘણા અનિષ્ટ પરિણામો થવા પામ્યાં છે, જેમાં ઘણા સુધારા કરવાની આવશકયતા છે. કેટલાએક અધમ તથા મૂઢ મતિના પુરુષો કનિષ્ટ પ્રકારના વામ માર્ગના તંત્રમાં ખેંચાઈ ગયા છે અને તેઓ દુષ્ટ પ્રકારની મૂર્તિઓની પૂજા કરે છે, એ કેટલી અધોગતિ બતાવે છે? ધર્મને નામે સાકારી મૂર્તિપૂજામાંથી પણ ઘણા ભયંકર અનાચારો થવા પામ્યા છે, જે સાંભળી આપણાં રુવાટાં ઉભા થઇ જાય છે,

એ બાબતમાં વધુ હકીગત જોઇતી હોય તો જુઓ સર ભંડારકર કૃત વૈશ્નવીઝમ–શૈવિઝમ. તેવા તમામ પાંખંડી માર્ગોનો ઉચ્છેદ કરવાની અતિઆવશકયા છે. એમ જો કરીશું તોજ આપણે વૈદિક પ્રતીક ઉપાસનાનો પુનરુદ્ધાર કરી શકીશું.

હવે પૂર્વપક્ષીએ એમ જણાવ્યું છે કે સર્વ દેવમાં શ્રી કૃષ્ણજ સર્વોત્કૃષ્ટ છે ને તે પણ સાકારી શ્રીકૃષ્ણ, તેનો આપણે વિચાર કરીશું. આ મંતવ્ય ઉપનિષદના તથા મહાભારતના સિદ્ધાંતથી વિરુદ્ધ છે. દેવતાઓમાં સર્વોત્કૃષ્ટ સ્થાન તો શ્રી શંકર તથા રૂદ્રને, વેદ તથા ઉપનિષદમાં આપવામાં આવ્યું છે. તેનેજ મહાદેવ, મહેશ્વર, ઈશાન વિ. નામે સંબોધવામાં આવે છે. જુઓ યજુર્વેદની અષ્ટાધ્યાયી રુદ્રિ તથા માડૂકય, અને શ્વેતાશ્વતર ઉપનિષદ્. ત્યાં શ્રી શંકર તથા રુદ્રનેજ 'પરબ્રહ્મ' કહેવામાં આવ્યા છે. વળી મહાભારતમાં શ્રીકૃષ્ણ પોતે અનેકવાર મહાદેવની ઉપાસના કરે છે ને તે દ્વારા તેઓએ પુત્રોત્પત્તિ વિ. ઉત્તમ ફળ મેળવ્યું છે. એટલે શ્રીકૃષ્ણ પોતે શ્રી મહાદેવને પોતાથી ઉત્કૃષ્ટ દેવ ગણે છે. પણ આવી રીતે જુદા જુદા દેવતાઓને માનવા ને તેમાં શ્રીકૃષ્ણ અથવા વિષ્ણુ ઉંચા ને મહાદેવ નીચા અથવા મહાદેવ ઉંચા ને શ્રીકૃષ્ણ તથા વિષ્ણુ નીચા, એવા વિચાર વૈદિક સમયમાં ન હતા. પરંતુ હિન્દના કમભાગ્યે પુરાણિક સમયથીજ સાંપ્રદાયિક લોકોએ પોતાનો સ્વાર્થ સાધવા ઉપલા ભેદ ઉપજાવનારા સ્થૂલબુદ્ધિના વિચારો ચોકરદમ ફેલાવ્યા છે પણ તે વેદના તથા ગીતાના આશયથી તદ્દન વિરુદ્ધ છે. સર્વવ્યાપી નિર્ગુણ બ્રહ્મનાંજ ધ્યાનનો એક અદ્વૈત સિદ્ધાંત, વેદાંત તથા સમસ્ત ગીતામાંથી મળી આવે છે ને તેનો આશય ભિન્ન ભિન્ન પ્રતીકને તથા દેવતાને મનાવવાનો કે પૂજન કરાવવાનો નથી. માટેજ શ્રીકૃષ્ણે જગતમાં અભેદ બતાવવા જણાવ્યું છે કે रुद्राणां शंकरश्चास्मि રુદ્રમાં શંકર હું છું તથા તમામ દેવતાઓમાં પ્રત્યગાત્મા રૂપી ચૈતન્ય હું છું. આની વિરુદ્ધ કેટલાએક મરજાદી વૈષ્ણવો શીવના નામથી પણ અભડાઈ જાય છે અને તેને દુશ્મન ગણી તેનું નામ લેતાં પણ ગભરાઇ જાય છે. આ કેવી અધોગતિ બતાવે છે? આની સંપૂર્ણ જવાબદારી સાંપ્રદાયિકોની છે. તેઓએ માત્ર સંકુચિત વાડાઓનોજ વિસ્તાર વધાર્યો છે, ને લોકોને વેદવેદાંત તથા શાસ્ત્રના જ્ઞાનથી વિમુખ કર્યા છે.

હવે પૂર્વપક્ષીએ વળી એમ પણ જણાવ્યું છે કે પરબ્રહ્મ કંઇ નપુંસક નથી પણ તે તો પુરુષ છે, પુરુષોત્તમ છે ને તે સાક્ષાત્ શ્રીકૃષ્ણજ છે. આ મંતવ્ય પણ વેદાંતના સિદ્ધાંતથી કેટલું વિમુખ છે, તે આપણે તપાસીએ. વેદાંતમાં સ્પષ્ટ કથન છે કે પરબ્રહ્મ કંઇ જાતિવાચક શબ્દ નથી. એટલે તે પુરુષ જાતિનો, સ્ત્રી જાતિનો કે નપુંસક જાતિનો નથી. જુઓ શ્રુતિ नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः (શ્વે. ઉ.) પુરુષ શબ્દનો અર્થ શરીરરૂપી પુરમાં રહેનાર એવો થાય છે અથવા જે પૂર્ણ હોવાથી શરીર વિ. સ્થાનોમાં સર્વત્ર વ્યાપે છે, તેને પુરુષ કહેવામાં આવે

છે. તેમજ વળી બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ત્રીજો અર્થ પણ કરવામાં આવ્યો છે. "सर्वान्पाप्मनः औषत्तस्मात्पुरुष औषति । (બૃ. ઉ.) તમામ પાપોને બાળી નાંખે તે પુરુષ. ઉપલી શ્રુતિઓમાં પુરુષ શબ્દને જાતિવાચક ગણવામાં આવ્યો છે એમ પૂર્વપક્ષી કહે છે. તેનો અર્થ જો જાતિવાચક પુરુષ થતો હોય તો શું પરમાત્મા સર્વવ્યાપી નથી કે તે સ્ત્રીઓમાં વ્યાપક નથી? બિચારી નારીઓએ શી ગુન્હેગારી કરી છે કે તેને તમો પુરુષ (પરમાત્મા)માંથી બાતલ કરો છો? બ્રહ્મા, વિષ્ણુ મહાદેવ વિ. તમામ દેવતાઓની માતા અદિતિ સ્ત્રી છે. તેનેજ પરાશક્તિ કહેવામાં આવે છે. તેને અવ્યક્ત પણ કહેવામાં આવે છે. "अव्यक्ताद्व्यक्तयः सर्वाः" (ભ.ગી.) અવ્યક્ત પ્રકૃતિમાંથી સર્વે વ્યક્ત પદાર્થોનો ઉદ્‌ભવ થાય છે. તેમજ શ્રીકૃષ્ણ પોતેજ ગીતામાં જણાવે છે કે "पिताहमस्य जगतः माता धाता पितामहः (भ. गी.)" આ જગતનો હું પિતા, માતા, ધાતા તથા પિતામહ છું." એટલે શ્રીકૃષ્ણ પોતે પોતાને જગતની **'મા'** તરીકે ઓળખાવે છે. તો આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરબ્રહ્મનો અર્થ નરજાતિનો એવો થતો નથી. તેથી પૂર્વપક્ષીએ એવો કરેલો અર્થ ટકી શકતો નથી. સમસ્ત ગીતામાંથી માત્ર એવોજ ફલિતાર્થ નીકળે છે કે પરમાત્મા નિર્ગુણ છે તથા વેદાન્તપ્રતિપાદ્ય નિરાકાર નિર્ગુણ બ્રહ્મ તેજ પરમાત્મા છે, તથા અવતારી શ્રીકૃષ્ણ તેજ માયાઉપાધિવિશિષ્ટ શબલ બ્રહ્મ નિર્ગુણબ્રહ્મને આશ્રિત છે ને તેવા શબલ બ્રહ્મથી પર તથા ઉત્કૃષ્ટ નિર્ગુણ બ્રહ્મ છે.

## (૧૨) પરમાત્માની પ્રાપ્તિનાં સાધનો તથા મુક્તિનું સ્વરૂપ.

હવે આપણે નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિના સાધનો શું છે તથા મુક્તિનું સ્વરૂપ કેવું છે તેનો વિચાર કરીશું. સૌથી પ્રથમ તો નિર્ગુણબ્રહ્મના શુદ્ધસ્વરૂપનું ષટ્‌શાસ્ત્રસંપન્ન શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા આચાર્ય પાસે યથાર્થ જ્ઞાન મેળવી બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજવું જોઇએ. જુઓ શ્રુતિ आत्मा वा अरे श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः (बृ. उ.)–પરમાત્માનું શ્રવણ, મનન, તથા નિદિધ્યાસ કરવાં જોઇએ. આત્માનાં જ્ઞાનથીજ સર્વ વસ્તુનું જ્ઞાન થઈ શકે છે એવી વેદાન્તની પ્રતિજ્ઞા છે, માટે આપણે સર્વથી પ્રથમ આત્માનાં તાત્વિક સ્વરૂપનો નિશ્ચય કરવો જોઇએ. પરમાત્માનું સ્વરૂપ વેદમાં સચ્ચિદાનંદ રૂપે વર્ણવ્યું છે. જુઓ શ્રુતિ सत्यं ज्ञानमनन्तं ब्रह्म (तै. उ.) સત્ય, જ્ઞાન, તથા અનન્ત તે બ્રહ્મ અથવા પરમાત્માનું તાત્વિક સ્વરૂપ છે. ઉપલા શબ્દો એટલે સત્ય, જ્ઞાન તથા અનન્ત એ બ્રહ્મના ધર્મો નથી, પણ સ્વસ્વરૂપ છે એટલે સત્ય તેજ બ્રહ્મ, જ્ઞાન તેજ બ્રહ્મ, તથા અનન્ત તેજ બ્રહ્મ. સત્ય શબ્દથી બ્રહ્મની ત્રિકાળ અબાધિત સત્તા સ્ફૂર્તિ સૂચવાય છે અને તેથી અસત્ય વસ્તુનો બાધ થાય છે. સત્ય શબ્દથી કોઇને શંકા થતી હોય કે બ્રહ્મ પ્રકૃતિના કાર્યપદાર્થ

જેવો જડ છે, તો તે ભ્રાંતી દૂર કરવાને શ્રુતિ જ્ઞાન શબ્દનો ઉપયોગ કરે છે, તે એમ જણાવવાને કે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે અથવા ચૈતન્યાત્મક છે પણ જડ નથી. સત્ય ને જ્ઞાન શબ્દો વાપરવાથી જો કોઈ એવો અર્થ કરે કે બ્રહ્મ જ્ઞાનવાન તથા સત્તાવાન છે પણ તે દેશ કાલ તથા નિમિત્ત વિગેરેથી મર્યાદિત છે તો તે શંકાનું નિવારણ કરવાને શ્રુતિ જણાવે છે કે બ્રહ્મ અનન્ત (Infinity) છે. જો ભગવતિ શ્રુતિ બ્રહ્મને અનિર્વર્ણનીય અનન્ત જણાવે, તો પછી તેમાં ડહાપણ કરીને એમ કહેવું કે બ્રહ્મ તો હાથ પગ નાક કાનવાળો તથા શંખ, ચક્ર, ગદા, પદ્મ, પીતાંબર, આભુષણવાળો સાકારી પુરુષ છે, તો તે એક જાતની ધૃષ્ટતાજ કહેવાય. પુરુષ સૂક્તમાં તેમજ ઉપનિષદોમાં વિરાટ્ સ્વરૂપનું વર્ણન આવે છે પણ તે વર્ણન માત્ર પરમાત્માની સર્વ વ્યાપકતા બતાવવાને છે, ને નહીં કે સાકારત્વ બતાવવા. પરમાત્મા તો સદા નિરાકારી નિર્ગુણ છે. सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ( ऋ. म.)–વિરાટ પુરુષ હજાર માથાંવાળો, હજારો આંખોવાળો, તથા હજાર પાગોવાળો છે. તો શું આથી એમ સમજવાનું છે કે બ્રહ્મને માત્ર હજારજ માથાં તથા હજાર આંખો ને હજાર પગજ છે? 'સહસ્ર' શબ્દ અહીંઆ સંખ્યા વાચક નથી, પણ માત્ર પરમાત્માની અનંતતા બતાવવા–વાપરવામાં આવ્યો છે. અનન્ત બ્રહ્મને માટે એમ કહેવું કે તેને હજારજ માથાં છે તથા હજારજ આંખો ને પગો છે તો તેથી અનંત બ્રહ્મ મર્યાદિત થઈ જાય, જે શ્રુતિના આશયથી વિરુદ્ધ છે અને તે રહસ્યજ્ઞાનનું (esoteric knowledge) તથા શ્રુતિનું અજ્ઞાનજ બતાવે છે.

ઇશ્વરનું બીજું એક લક્ષણ વેદાન્તમાં આપેલું છે, તેને તટસ્થ લક્ષણ કહેવામાં આવે છે. જુઓ શ્રુતિ यतःइमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति (तै. उ) તમામ ભૂત માત્રની ઉત્પતિ સ્થિતિ તથા લયનું કારણ ઇશ્વર છે (તૈ. ઉ.) સૃષ્ટિક્રિયા તથા જગતનો, બ્રહ્મ સાથેનો માત્ર સંબંધ બતાવવા સત્ય, જ્ઞાન તથા અનન્ત સ્વરૂપ બ્રહ્મનું ઉપલું તટસ્થ લક્ષણ આપવામાં આવ્યું છે. તેની સાથે પ્રાણીમાત્રને ખાસ સંબંધ છે અને ઉપાસનામાં તથા રોજના વ્યવહારમાં તે આપણને બહુ ઉપયોગી છે, કારણ કે જગન્નિયંતાના શાસનથીજ આ જગત્ પોતાનું કાર્ય કરી શકે છે. ઇશ્વરની સાથે જગતમાં તેની શક્તિ પણ જોડાયલી છે. તેને બીજ શક્તિ, પરાપ્રકૃતિ તથા અવ્યક્ત, એમ પણ કહેવામાં આવે છે. તેજ ઇશ્વરની અનંત અનિર્વર્ણનીય શક્તિ છે. શુદ્ધ ચૈતન્યાત્મક નિર્ગુણ બ્રહ્મજ તે શક્તિ દ્વારા ઇશ્વરરૂપે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરી શકે છે. હિંદુધર્મથી અન્ય ધર્મવાળાઓ જેમ માને છે તેમ આ સૃષ્ટિ કંઈ પહેલીજ કે છેલ્લીજ સૃષ્ટિ નથી, પણ એવી કેટલીઓ સૃષ્ટિ રચાઇ ગઈ તથા તેનો પ્રલય પણ થઇ ગયો. સૃષ્ટિ રચના તથા પ્રલયનું ચક્ર અનાદિ છે અને તેમાં પરિવર્તન થયાંજ કરે છે. તો આધુનિક સૃષ્ટિ તેમાંની એક છે

અને તે બ્રહ્મની એક આગન્તુક સ્થિતિ છે જે સ્થાયી નથી. એ સૃષ્ટિના અધિપતિ તથા નિયામકને ઈશ્વર કહેવામાં આવે છે. તે નિર્ગુણ બ્રહ્મનું એક અવાન્તર સ્વરૂપ છે. તેની સાથે તેના અધ્યક્ષપણા નીચે પંચભૂતની બીજરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિ અથવા માયા તેને આશ્રયે અનન્ય સંબંધથી મૂળ અવિકૃત સ્વરૂપે રહેલી હોય છે. તે પ્રકૃતિ ઈશ્વરથી સ્વતંત્ર કદાપિ નથી, પણ તે ઈશ્વરને સદૈવ આધીન છે. ચૈતન્યાત્મક ઈશ્વરમાં જ્યારે સૃષ્ટિનો સત્યસંકલ્પ થાય છે ત્યારેજ ઈશ્વરથી પ્રકાશિત થઈ પ્રકૃતિમાં પ્રથમ સ્પંદન થાય છે ને છેવટે પ્રકૃતિમાં સત્વ, રજસ, તથા તમસ રૂપે વિક્રિયા થવા પામે છે અને પરિણામે સૂક્ષ્મ સ્થૂલ પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે ને સૃષ્ટિનો પુરો વિકાસ થવા પામે છે. પરબ્રહ્મનું પારમાર્થિક સ્વરૂપ સદૈવ નિશ્ચલ, શુદ્ધ તથા અવિકૃત રહે છે અને વિવર્તથી તે આચ્છાદિત રહે છે પણ પ્રકૃતિના કાર્યરૂપે તે અન્યરૂપે ભાસમાન પ્રતીત થાય છે. પરબ્રહ્મનું તાત્વિક સ્વરૂપ સંસારી જીવને અજ્ઞાનથી દેખાતું નથી પણ તેનો આવિર્ભાવ યોગ તથા અપરોક્ષજ્ઞાનથીજ થાય છે.

પ્રકૃતિસહિત ઈશ્વરને શબલ બ્રહ્મ કહેવામાં આવે છે. ઈશ્વરની સાથે જગતનો અનન્ય સંબંધ હોય છે, એટલે શબળ ઈશ્વરમાં જગત ઓતપ્રોત થઈને રહેલું છે. પણ ઈશ્વરનો તથા જગતનો કે પ્રકૃતિનો ઐક્ય સંબંધ નથી, કારણ કે ઈશ્વર ચૈતન્યાત્મક નિયામક છે, જ્યારે જગત તથા પ્રકૃતિ જડ છે. સમસ્ત જગત ઈશ્વરને આધીન છે અને ઈશ્વરના શાસનથીજ સૂર્ય, ચંદ્ર વિ. તમામ દેવતાઓ, પ્રાણિમાત્ર તથા પંચમહાભૂતો પોતાનો નિયમિત વ્યવહાર ચલાવી શકે છે. જુઓ શ્રુતિ अस्मिन्नुखल्वक्षरे गार्ग्याकाश ओतश्चप्रोतश्च (बृ. उ.) અક્ષર બ્રહ્મ એટલે પરમાત્મા, તેમાં હે ગાર્ગિ આકાશ એટલે જગત્ ઓતપ્રોત થઈને રહેલું છે. ઈશ્વરથી પ્રાણી માત્ર કે સ્થાવર જંગમ કોઈપણ પદાર્થ સ્વતંત્ર નથી પણ તેનાજ હુકમથી કામ કરે છે. એટલે વેદાન્તમતમાં જ્ઞેય પદાર્થ બ્રહ્મ જ છે. પ્રકૃતિને ઈશ્વરથી કદાપિ સ્વતંત્ર માનવામાં આવતી નથી. પણ ઈશ્વરની ભાવનામાં પ્રકૃતિનો પણ શક્તિરૂપે સમાવેશ થઈ જાય છે. ઈશ્વરના સંકલ્પો સર્વદા સત્ય જ હોય છે, માટે તેને ઉપનિષદ્‌માં सत्यसंकल्पः એમ કહેવામાં આવે છે. વળી તે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન છે, પણ તેથી ઉલટું સંસારી જીવો અલ્પજ્ઞ તથા અલ્પશક્તિવાળા છે. હવે વેદાન્તમાં વર્ણવેલો ઈશ્વર બીજા ધર્મો કરતાં જુદા સ્વરૂપનો છે. એટલે વેદાન્તનો ઈશ્વર, માત્ર સાતમા આસમાનપર સ્વર્ગમાં સિંહાસનપર બીરાજમાન રહેલો એવો જ નથી, પણ તે સર્વવ્યાપી હોવાથી દરેક મનુષ્યના અંતરહૃદયમાં આત્મા તરીકે ગૂઢ રીતે નિવાસ કરે છે. વેદાન્તમતમાં પારમાર્થિક દૃષ્ટિથી આત્મા, ઈશ્વર, તથા બ્રહ્મ કંઈ જુદા જુદા પદાર્થો નથી પણ તે એક ચૈતન્યાત્મક પદાર્થજ છે. વેદાંતમતમાં સૃષ્ટિક્રમ અનાદિ હોવાથી, અનાદિ

કાળની અવિદ્યાથી સંસારી જીવને, જગતના બાહ્ય પદાર્થો પ્રત્યે આસક્તિ થવાથી પોતાના આત્માનું પારમાર્થિક શુદ્ધ ચૈતન્યાત્મકનિરાકારી સ્વસ્વરૂપની વિસ્મૃતિ થાય છે અને તેને બદલે તે પોતાને સાકારી શરીરવાળો તથા પરમાત્માથી જુદો માને છે. પોતાના શરીરને તથા મન ઇન્દ્રિયો, વિગેરેને અભ્યાસથી પોતાનો આત્મા માની બેસે છે. તેથીજ તેને સંસારરૂપી કારાગૃહમાં મનુષ્ય પ્રાણી, જાનવર, વિગેરે જુદે જુદે રૂપે દેહ ધરીને પુનઃ પુનઃ કેદની સજા ભોગવવી પડે છે, જેમાંથી માત્ર વેદાંત જ્ઞાનથીજ તથા ઇશ્વિરાનુગ્રહથીજ તે જીવનો છૂટકારો તથા મુક્તિ થાય છે. માયાની મહામોહીની જાળમાં ફસાયલો પામર સંસારી જીવ, પાપાચરણ કરતી વખતે ભૂલી જાય છે કે તેનું પાપી કાળું કામ જાણનાર તથા જોનાર સાક્ષાત્ અંતર્યામી પરમાત્મા તેનો પોતાનો આત્માજ સાક્ષીરૂપે તેના હૃદયમાં બીરાજે છે. તેનાથી તે પાપી કામ કદાપિ ગુપ્ત રહી શકતું નથી.

મનુષ્યો જો વ્યવહારમાં એટલુંજ સમજે કે તેમના હૃદયમાં પરમાત્મા બીરાજે છે જે સાક્ષીરૂપે તેનાં બધાં કામો જુએ છે તો ખરેખર જગતમાંનાં પોણા ભાગનાં પાપો હંમેશને માટે નાબૂદ થઈ જાય પણ તેમાં પણ હિન્દના કમભાગ્યે સાંપ્રદાયિકોએ મોટો વિક્ષેપ નાંખ્યો છે અને લોકોને એમ સમજાવવામાં આવ્યું છે કે પાપકર્મો કર્યા પછી જો તે માણસ તેની આવકનો એક દશાંશ કે એવો કોઈ ભાગ મંદીરમાં અથવા ગુરુને ત્યાં ભરી આવે તો તેનાં પાપનું નિવારણ થઈ જાય, પણ આ ભ્રાંતિ છે. ઇશ્વિરી કાયદો અચૂક છે અને ઇશ્વિરને કોઇ પણ માણસ ઠગી શકતું નથી. ઇશ્વિરના દરબારમાં કોઈ પણ જાતની પક્ષાપક્ષી નથી તેમજ ત્યાં લાંચ રુશવત પણ ચાલતી નથી. મંદીરોમાં તથા ગુરુઓને ત્યાં પૈસા ભરવાથી પાપો કદી પણ માફ થઈ શકતાં નથી. ઇશ્વિરી ન્યાયમાં કદી એક વાળ જેટલી પણ ભૂલ થતી નથી. જેનું જેવું કર્મ તેવું તેનું ફળ. જુઓ વેદાંતસૂત્ર 'फलमत उपपत्तेश्च.' વે. સૂ. જીવોને કર્માનુસાર ફળ ઇશ્વિરજ આપે છે. કરેલાં કર્મનું નિવારણ તેનાં ફળો ભોગવેથીજ થઈ શકે છે, પણ થએલા પાપના નિવારણ માટે શાસ્ત્રકારોએ પશ્ચાત્તાપનો રસ્તો બતાવ્યો છે. જો શાસ્ત્ર વિધાન મુજબ અંતઃકરણના ખરેખરા પશ્ચાત્તાપથી પ્રાયશ્ચિત્ત કરવામાં આવે, તો પરમાત્મા તેવા પુરુષમાં દુઃખની સહનશીલતાનો ગુણ પ્રગટાવે, જેથી તે પુરુષ થએલા પાપના દુઃખદાયક ફળો ધીરજથી તથા શાંતિથી સહન કરી શકે, અને જો ખરા હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો પરમાત્મા ખરેખર તેવા ભક્તને સદ્બુદ્ધિ આપે જેથી ભવિષ્યમાં તે કદિ પણ પાપાચરણ ન કરે. પણ પ્રભુની કૃપાથી તે સારાંજ કર્મો કરે, જેથી પરીણામે તેને ઈશ્વર સારું ફળ આપે. પણ એકવાર કરેલા પાપાચરણનું ફલ તો ઇશ્વિરી શાસનના નિયમપૂર્વક તેને ભોગવવુંજ પડે છે. પણ તેની જો ઇશ્વિર પ્રત્યે સાચી ભક્તિ હોય તો દુઃખમાં પણ તેને પ્રભુ આનંદ આપે છે.

આ સંસારમાં અનેક જાતનાં કષ્ટો તથા દુઃખો માણસને માથે આવી પડે છે તો તેવા દુઃખમાંથી છૂટવાને માત્ર એક જ ઉપાય છે, ને તે એ છે કે તત્ત્વજ્ઞાનનું ઉત્તમ જ્ઞાન શાસ્ત્રસંપન્ન યોગ્ય ગુરુ પાસે સંપાદન કરવું કે જેથી માણસ દુઃખમાં દિલાસો લઈ શકે તથા નિષ્કામ કર્તવ્ય કર્મો લોકસંગ્રહને માટે નિરાસક્તિથી તથા સ્વાર્થ સુખનો ભોગ આપીને સતત્ કરે તથા વેદાંતજ્ઞાન દ્વારા પરમાત્માની પ્રાપ્તિ તથા મુક્તિ સાધી શકે. એજ પરમ પુરુષાર્થ છે.

પરમાત્માની પ્રાપ્તિને માટે સાધનમાં ભગવતી શ્રુતિએ જ્ઞાન ઉપરાંત ઉપાસનાનો સરળ માર્ગ મુખ્યત્વે નિર્દિષ્ટ કર્યો છે. વેદમાં ઉપાસનાની ત્રણ શ્રેણીઓ દર્શાવવામાં આવી છે.

(૧) સર્વથી પ્રથમ કેવળ દ્રવ્યાત્મક ઉપાસનાની ક્રિયા તથા યજ્ઞ વર્ણવવામાં આવ્યાં છે, તેને કર્મમાર્ગ પણ કહેવામાં આવે છે. સર્વ વૈદિક ઉપાસનાનું યજ્ઞકાંડ તથા કર્મકાંડ એ પહેલું પગથીઉં છે. માટે વેદાંતમત પ્રમાણે પ્રભુપ્રાપ્તિને માટે સહુથી પ્રથમ દરેક માણસે, ઉત્તમમાં ઉત્તમ નૈતિક ધોરણસર, યજ્ઞભાવનાથી નિષ્કામવૃત્તિથી તથા નિઃસ્વાર્થતાથી, નિયત ધર્મકાર્યો પ્રભુને અર્પણ કરી કરવાં જોઇએ. તેમજ ધર્મપરાયણવૃત્તિથી આદર્શમય જીવન ગાળવું જોઇએ તથા સતત્ ધર્મ અને સત્યને માર્ગેજ ચાલવું જોઇએ. आचारः परमो धर्मः (म. स्मृ) સદાચાર એજ પરમ ધર્મ છે. આપણા ધર્મશાસ્ત્રોનો 'સદાચાર' એ પહેલો સિદ્ધાંત છે सत्यं परं धीमहि એજ આપણું ભજન હોવું જોઇએ. नास्ति सत्यात्परो धर्मः સત્યથી બીજો કોઈ ઉત્કૃષ્ટ ધર્મ નથી. ઉપનિષદોમાં પણ છૂટાં છવાયાં નૈતિક સિદ્ધાંતો નિર્દિષ્ટ છે. જુઓ શ્રુતિ सत्यमेव जयते नानृतं (मुं. उ.) સત્યનોજ જય છે અને અસત્યનો પરાભવ છે. તેમ ગીતામાં તથા ધર્મશાસ્ત્રોમાં પણ જણાવવામાં આવ્યું છે, કે સઉથી પ્રથમ દરેક પુરુષે પોતાનો શાસ્ત્રવિહિત વર્ણાશ્રમધર્મ પાળવો જોઇએ. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः (भ. गी.) પોતાના વર્ણાશ્રમ ધર્મના પાલનમાં મૃત્યુ થાય તો ભલે પણ સ્વધર્મનો પરિત્યાગ ન કરવો. સ્વધર્મમાંથી ભ્રષ્ટ થવું એ ભયને આહ્વાન કરવા જેવું છે. ઉપાસનાની આ શ્રેણીમાં પ્રતીક ઉપાસનાનો પણ સમાવેશ થાય છે. પ્રતીક ઉપાસના એટલે કોઈ પણ ઇષ્ટ દેવતામાં પરમાત્માનું ધ્યાન કરવું તે. પ્રતીક ઉપાસનામાં પ્રતીકના સ્થૂલ યા સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન કરવાનું નથી, પણ પ્રતીકમાં શુદ્ધ બ્રહ્મનીજ દૃષ્ટિ કરવાનું વેદાન્તમાં નિર્દિષ્ટ છે. જુઓ, બ્રહ્મસૂત્ર. "ब्रह्मदृष्टिरुत्कर्षात (ब्र. सू.)" પ્રતીકમાં બ્રહ્મદૃષ્ટિ કરવાથી ઉપાસકનો ઉત્કર્ષ થાય છે. એટલે ઉપાસક તે ઉપાસના દ્વારા ઇશ્વરના સાત્વિક દૈવી ગુણો પોતાનામાં સંપાદન કરી શકે છે. વળી આ ઉપાસનાથી ઉપાસકના ચંચળ ચિત્તની એકાગ્રતા તથા ચિત્તશુદ્ધિ થઈ શકે છે, ને રાગદ્વેષથી મુક્ત થવાય છે; તેમજ તે દ્વારા પરમાત્માની પ્રાપ્તિ સારુ યોગ્ય અધિકાર પ્રાપ્ત કરી શકાય છે. પણ આ માર્ગે

છેવટનું સાધન નથી. તે માત્ર જ્ઞાનને માટેજ ઉપાસકને અધિકારી બનાવે છે. વળી પ્રતીક ઉપાસકે ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે પ્રતીક તેજ નિર્ગુણ બ્રહ્મ અથવા ચૈતન્યાત્મક પ્રત્યગાત્મા નથી. કારણ કે પ્રતીક જડ હોવાથી તેનું ચૈતન્યાત્મક આત્માની સાથે ઐકયપણું કદી પણ કહી ન શકાય. એમ કરવાથી તો ઉપાસક જડ થઈ જાય. પ્રતીકના સાકારી સ્થૂલ સ્વરૂપનો સંપૂર્ણ ઉપશમ તથા બાધ કરવાથીજ શુદ્ધ ચૈતન્યનું ધ્યાન થઈ શકે છે તથા બ્રહ્માત્મૈક્ય પ્રતિપત્તને સારુ, યોગ્ય અધિકાર પ્રાપ્ત થઈ શકે છે. જુઓ વેદાંત સૂત્ર "न प्रतीके न हि सः" (ब्र. सू.) એટલે પ્રતીકમાં પ્રત્યગાત્માની દષ્ટિ કરવી નહીં, કારણ કે પરમાત્મા પ્રતીક નથી પણ પ્રતીકથી ઉત્કૃષ્ટ તથા સ્વતંત્ર છે. ઉપલો માર્ગ કનિષ્ઠ કોટીના અધિકારીઓને માટે છે. આધુનિક સમયમાં પ્રતીકનો વૈદિક સિદ્ધાંત ભૂલી જવામાં આવ્યો છે ને પ્રતીક તેજ ઇશ્વિર છે એમ માનવામાં આવે છે ને ગરીબ તથા અજ્ઞાની લોકોના લાખો રૂપીઆનો ધુમાડો કરવામાં આવે છે તથા સ્વાર્થી લોકો ધર્મને નામે, ભોળા તથા નિર્દોષ ભકતોને અનેક જાતની લાલચો બતાવી તેમની પાસે પૈસા ઓકાવે છે. હિંદુસ્તાનની આર્થિક અધોગતિનું આ પણ એક મોટું કારણ છે. તેથી લોકોએ વેદશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરી આવા ધૂતારાઓથી બચવું જરૂરનું છે. આ ઉપાસનાનું ફળ પણ ઉત્તમ નથી. કેવલ દેવલોક તથા પિતૃલોક પ્રાપ્ત થાય છે પણ પુણ્યનો ક્ષય થયે તેવા લોકોનો આ સંસારમાં તે ઉચ્ચ લોકમાંથી ફરીથી પુનર્જન્મ થાય છે.

(૨) બીજી શ્રેણીની ઉપાસનામાં ભાવના સહિત દ્રવ્યાત્મક ઉપાસના આવે છે. તેને જ્ઞાન-કર્મ સમુચ્ચય માર્ગ પણ કહેવમાં આવે છે. આ ઉપાસનામાં દૈવી ગુણધર્મસંપન્ન સર્વાત્મભાવવાળું આધિદૈવિક આનંદમય પુરુષોત્તમ ઇશ્વિરના સ્વરૂપનું ધ્યાન કરવામાં આવે છે, ને તેનું ફળ બ્રહ્મલોકપ્રાપ્તિ છે. તે દ્વારા ઉત્કૃષ્ટ સુખ તથા આનંદ મળે છે જે પરિમિત અવધિવાળો છે પણ કૈવલ્ય સદ્યોમુક્તિ તથા નિરવધિ આનંદ તેવા ઉપાસકોને મળતાં નથી. તેવી મુક્તિ તો પરાંતકાળે હિરણ્યગર્ભની સાથે ક્રમથીજ સંપૂર્ણ બ્રહ્માત્મૈક્ય જ્ઞાન થયેથીજ તથા કેવલ શુદ્ધ સન્યાસ વૃત્તિથીજ મળે છે. તેને ક્રમમુક્તિ કહેવામાં આવે છે. જુઓ શ્રુતિ "वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्ध सत्वाः ते ब्रह्मलोकेषुपरांतकाले परामृताः परिमुच्यंते सर्वे (मु. उ.) વેદાંતશાસ્ત્રના વિશેષ જ્ઞાનથી જે લોકોએ બ્રહ્મના યથાર્થ સ્વરૂપનો નિર્ણય કર્યો છે તથા સન્યાસ ને યોગદ્વારા શુદ્ધ સત્વ પ્રાપ્ત કર્યું છે, એવા લોકોને બ્રહ્મલોકમાં પરાંતકાળે એટલે મહાપ્રલયના સમયમાં સંપૂર્ણ કૈવલ્ય મુક્તિ મળે છે, ને તેથી તે પરામૃત થાય છે."

(૩) ત્રીજી ઉપાસનાને અહંગ્રહ ઉપાસના કહેવામાં આવે છે. તે દ્વારા વેદાંતના બ્રહ્માત્મૈક્યપ્રતિપત્તિજ્ઞાનપૂર્વક શુદ્ધ ચૈતન્યાત્મક નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ

થઈ શકે છે. આ ઉપાસના ઉત્તમ અધિકારીઓને માટે નિર્દિષ્ટ છે. આને કેવલાદ્વૈત જ્ઞાનમાર્ગ પણ કહેવામાં આવે છે, અને એના ફળમાં અમૃતમય સદ્યોમુક્તિ મળે છે. તેવી મુક્તિ અદ્વૈત જ્ઞાનથી તથા સન્યાસવૃત્તિથી આ જન્મમાં પણ સાધી શકાય છે. જુઓ શ્રુતિઓ "यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि स्थिताः। अथ मर्त्योऽमृतोभवत्यत्र ब्रह्म समश्नुते (क. उ) જ્યારે હૃદયની સર્વે કામનાઓ છૂટી જાય છે ત્યારે મર્ત્ય માનવી અમૃતમય પદ મેળવે છે; ને આ જીવનમાં પણ બ્રહ્મસાક્ષાત્કારરૂપી મોક્ષસુખના નિરવધિઆનંદનો અનુભવ કરે છે." "यदा सर्वे प्रभिद्यंते हृदयस्येह ग्रन्थयः। अथ मर्त्योऽमृतो भवति॥ (क. उ.)—જ્યારે ઇંદ્રિઓની વિષયોપ્રત્યેની આસક્તિ તથા વાસનાઓરૂપી હૃદયગ્રંથીઓ ભેદાઈ જાય છે ત્યારે મર્ત્ય માનવી અમર થઈ જાય છે. વળી જુઓ બીજી શ્રુતિઓ तरति शोकमात्मवित् પરમાત્માને જાણવાવાળો શોકને તરી જાય છે ब्रह्मविदाप्नोति परं—બ્રહ્મને જાણવાવાળો એટલે બ્રહ્મનો સાક્ષાત્અનુભવકરવાવાળો જ્ઞાની પરમાનંદરૂપી કૈવલ્ય મુક્તિ મેળવે છે. (તૈ ઉ) ब्रह्म वेद ब्रह्म एव भवति (મું. ઉ.) બ્રહ્મને જાણવાવાળો પોતેજ બ્રહ્મરૂપ થાય છે. આ ઉત્તમ અમૃતમય કૈવલ્ય મુક્તિને માટે, ઉપાસકને વેદાંતશાસ્ત્રના ગૂઢતત્વોનો ઉંડો સતત્ અભ્યાસ કરવો પડે છે, તથા વેદાંતશાસ્ત્રના સતત્ શ્રવણ, મનન, તથા નિદિધ્યાસની આવશ્યકતા રહે છે. તેમજ તેમાં યોગની, આસન, પ્રાણાયામ, ધ્યાન, સમાધિ, વિ. અનેક ક્રિયાઓની તથા તીવ્ર વૈરાગ્ય તથા શમ દમ આદિ ષટ્ સાધનસંપત્તિની પણ જરૂર રહે છે. તેથીજ ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે એવો ઉત્તમ જ્ઞાની ભક્ત કોઇકજ વિરલો હોય છે, ને તેવા જ્ઞાનીને ભગવાન પોતાના આત્મા તરીકે ઓળખાવે છે. જ્ઞાન વગર એકલી જડભક્તિથી કૈવલ્ય મુક્તિ મળી શકતી નથી. જુઓ ગીતા "भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्वतः। ततोमां तत्वतो ज्ञात्वा विशते तदनन्तरम्॥ ભ. ગી. ૧૮–૫૫ પ્રેમપૂર્વક જે પુરુષ મને (એટલે કેવલ નિર્ગુણ પ્રત્યગાત્માને) તાત્વિક દૃષ્ટિથી યથાર્થ રીતે જાણે છે કે મારો કેટલો પ્રભાવ તથા મારું તાત્વિક (સચ્ચિદાનંદ) સ્વરૂપ શું છે, તે પુરુષ તેવી રીતે મને (એટલે પરમાત્માના યથાર્થ સ્વરૂપને) તાત્વિક દ્રષ્ટિથી જાણીને, ત્યાર બાદ વિદેહકૈવલ્યરૂપ પરમમુક્તિ મેળવે છે. એટલે આ શરીર છૂટ્યા પછી જ્ઞાનની પરાનિષ્ઠાથી પરમ સન્યાસદ્વારા સંપૂર્ણ વિદેહમુક્તિ મેળવે છે." આવી પરમ મુક્તિમાં પુષ્ટિમાર્ગીય સંપ્રદાયની માફક રસાસ્વાદ લેવાની યત્કિંચિત્ કામવૃત્તિની ગંધ પણ હોતી નથી. કહેવાય છે કે પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં ઉપાસકની મનોવૃત્તિ, પરમાત્મારૂપી અમૃતમય સાકરમાં રસાસ્વાદ ભોગવી અનુપમ લ્હાવો લેવાની હોય છે, તથા તેવો ભક્ત ગોપીકારૂપી થઈ, શ્રીકૃષ્ણના પ્રેમામૃતરસ લૂંટવા પોતાના વ્યક્તિત્વને એટલે દરજ્જો પરમાત્માથી જુદું જાળવી રાખવા ઇચ્છે છે. માટેજ પુષ્ટિમાર્ગીયમતને શુદ્ધ કેવલાદ્વૈત-

મત કહી ન શકાય. પણ તેની ગણત્રી દ્વૈતવાદમાં કરી શકાય, કારણ કે તે મતમાં પુષ્ટિરૂપમુક્તિમાં પણ જીવનું અંશ તરીકે પરમાત્માથી જુદાપણું રાખવામાં આવે છે અને જો એમ હોય તોજ ભગવદ્રસના અનુપમ રસનો લ્હાવો લઈ શકાય. સાકરનો સ્વાદ લેનાર જો પોતેજ સાકર થઇ જાય, તો પછી તેનાથી ભગવદ્રસનો સ્વાદ કેમ ભોગવાય? આથી ઉલટું શ્રીમદ્ શંકરાચાર્યના સિદ્ધાંતમાં ભેદની કે દ્વૈતભાવની ગંધ પણ નથી. જીવ અંશ તરીકે, પરમાત્માથી યથકિંચિત્ પણ પોતાનું જુદું વ્યક્તિત્વ રાખતો નથી, પણ જીવભાવનો સંપૂર્ણ ઉપશમ કરી તે જીવ પરમાત્માના અખંડાનંદામૃતમય અનંત કોટી સાગરમાં એકતાર રસ થઇ જાય છે, ને કેવલ અદ્વૈત, શાંત, શિવ, આનંદરૂપ થઈ જાય છે. रसोवैसः (तै. उ.) તે રસજ છે; એવો અનુભવ કરે છે. કેટલાએક લોકોનું એવું માનવું છે કે જીવનો પરમાત્મામાં લય થાય તો પછી તે જીવનો નાશ થયો ગણાય, ને તેમાં સુખ શું? પણ આ માન્યતા ભૂલભરેલી છે. જુઓ શ્રુતિ "एवं वा अर इदं महद्भूतमनन्तमपारं विज्ञानघन न प्रेत्य संज्ञास्ति (बृ. उ.) જેમ પાણીમાં નાંખેલો મીઠાંનો ગાંગડો ઓગળી જઈ એકરસ થઈ જાય છે તેમ મુક્ત જીવનો બ્રહ્મમાં લય થઈ જાય છે ને તે આ પ્રમાણે અનન્ત અપારવિસ્તારવાળા જ્ઞાનના ઘનીભૂતભંડારરૂપ બ્રહ્મમય થઈ જાય છે, ને મરી ગયા પછી તેનું વ્યક્તીરૂપે પરમાત્માથી વ્યતિરિક્ત કોઇ જુદું નામ કે ભાન હોતું નથી. એટલે તે જીવનો કંઈ નાશ થતો નથી પણ તે બ્રહ્મરૂપે અતિવિસ્તૃત જ્ઞાનઘન તથા આનંદરૂપ થાય છે. આત્મા શુદ્ધ નિરાકારી નિર્ગુણ ચૈતન્ય હોવાથી તેનો કદાપી નાશ થતો જ નથી અને સચ્ચિદાનંદ બ્રહ્મારૂપી પરમાત્મસ્વરૂપ થવાથી તે જીવને પુનઃ સંસારમાં દેહ ધરી જન્મ લેવો પડતો નથી. એટલું જ નહીં પણ તે બ્રહ્મીભૂત થયેલા જીવને નિર્ગુણ બ્રહ્મસ્વરૂપે સંપૂર્ણ સ્વાતંત્ર્ય, ઐશ્વર્ય, જ્ઞાન, તથા આનંદ પ્રાપ્ત થાય છે. જુઓ શ્રુતિ "एवं विजानन्नात्म रतिरात्मक्रीड आत्ममिथुन आत्मानंदः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति (छां. उ.) આ પ્રમાણે જ્ઞાનસંપન્ન મુક્તજીવને આત્માનાજ સ્વરૂપનો સ્વસંવિદ્ય અનવધિ આનંદ મળે છે. તે સ્વાશ્રયી થઈ સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવે છે તથા ચૌદ ભુવનના લોકોમાં યથેચ્છિત રીતે સ્વરૂપ ધારણ કરી શકે છે." ભગવદ્ગીતા પણ તેવા બ્રહ્મીભૂત થયેલા મુક્તપુરુષનું તેવુંજ વર્ણન કરે છે. ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ભ. ગી. ૧૮–૫૪ બ્રહ્મીભૂત થયલો પુરુષ સતત્ પ્રસન્ન તથા આનંદસ્વરૂપી થાય છે; તેને શોક પણ નથી થતો, તેમ તેને કોઇ પણ જાતની રસ ભોગવવાની કે લ્હાવો લેવાની ઇચ્છા પણ થતી નથી. વળી જુઓ શ્રુતિ "यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ई. उ. જે જ્ઞાની મુક્તજીવમાં તમામ પ્રાણીમાત્રો આત્મારૂપે થઈ ગયા હોય, તેવા આત્મૈક્ય સુખ અનુભવનાર પુરુષને કયો મોહ કે શોક હોય?" આથી ઉલટું પુષ્ટિમાર્ગીય સંપ્ર-

દાયમાં મુક્ત થયલા લોકોને ગોલોકમાં પણ શ્રીકૃષ્ણની વિરહવેદનાનો શોક ભોગવવો પડે છે, ને તે દ્વારા તેવા ભકતોને પરમકાષ્ટારૂપ ભક્તિના અનુપમ રસાસ્વાદનો આનંદ મળે છે એમ તે લોકો જણાવે છે, તેમજ તેવા ભકતોને શ્રીકૃષ્ણની ચરણસેવાનો, સખીભાવનો અથવા પતિપત્નીભાવનાનો રસ લેવાની, અસંખ્ય ઇચ્છાઓ તથા કામનાઓ સતત થયાંજ કરેછે. એટલે તેવા મુક્તજીવોને મુક્તિમાં પણ શોક, મોહ જતો નથી. તો એવા પુષ્ટીમાર્ગીય મુક્ત જીવોમાં અને સંસારિક જીવોમાં શું ફેર રહ્યો? ને તેવી શોકમોહની સ્થિતિને મુક્તિ પણ કેમ કહેવાય? આથી એમ સ્પષ્ટ સમજાય છે કે પુષ્ટિમાર્ગીય મુક્તિ ઉપલા સિદ્ધાંતથી વેદવિરુદ્ધની ઠરે છે, ને તેવી મુક્તિ કરતાં કૈવલ્યમુક્તિજ શ્રેષ્ઠ ઠરે છે, કે જ્યાં સદૈવ આત્માનંદ અનુભવાય છે. જુઓ શ્રુતિ सलिल एकोद्रष्टाऽद्वैतोभवत्येष ब्रह्मलोक एषोस्य परमानन्द। एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति (બૃ. ઉ.) મુક્ત સ્થિતિમાં ઉપાસક પરમાત્માની સાથે એકરસ થઈ જાય છે, તથા કેવળ સાક્ષીરૂપ અદ્વૈત થાય છે. ને તેજ બ્રહ્મ થાય છે, આજ આનો પરમ આનંદ છે ને તેના આનંદના માત્ર એક અંશ ઉપર અન્ય પ્રાણીઓ જીવી શકે છે निष्काम अकामो ब्रह्मैवसन्ब्रह्माप्येति બૃ. ઉ. કામનારહિત આત્મામાંજ પ્રીતિ રાખનાર પુરુષ પોતાના મૂળસ્વરૂપે બ્રહ્મજ હોવાથી, તેનો બ્રહ્મમાં લય થાય છે.

હવે ઉપર જે ત્રણ પ્રકારની ઉપાસના જણાવી છે, તેની તારતમ્યતાનો વિચાર કરીશું તો આપણને સમજાશે કે સાકાર પ્રતીક ઉપાસના સર્વથી અધમ છે. છતાં તેનેજ હાલમાં સર્વથી શ્રેષ્ઠ સાધન તરીકે માનવામાં આવે છે, જે પણ ગીતાના આશયથી વિરુદ્ધ છે. ખરી ભક્તિ દ્રવ્યાત્મક પૂજામાં નથી, ને તેવી જડપૂજામાં અંધભક્તિથી લાખો રૂપીઆનો ધૂમાડો કરવો, એ એક જાતની રાષ્ટ્રીય અર્થની હાનીજ કહેવાય. ખરી ભક્તિ તો ભાવનામાં છે. ભગવાન તો ભાવનાના ભુખ્યા છે. હૃદયની શુદ્ધ ભાવના તેનેજ ગીતામાં ઉત્કૃષ્ટ માનવામાં આવી છે. જુઓ ગીતા "श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप (ભ. ગી.) દ્રવ્યમયયજ્ઞ (અથવા સાકારી મૂર્તિની અર્ચાપૂજા) કરતાં પણ ભાવનાત્મક એવો જ્ઞાનયજ્ઞ વધારે શ્રેયસ્કર છે." વળી સાકારી દેવોને, દ્રવ્યથી પૂજનારા ભકતોને કંઈ સ્થાયી મુક્તિ મળતી નથી, પણ પુણ્યના ક્ષય થયા પછી, તેઓને પાછું સંસારમાં જન્મવું પડે છે. જુઓ ગીતા. "ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं। क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ते લોકો વિશાળ સ્વર્ગલોકમાં પોતાના પુણ્યકર્મનું ફળ ભોગવી, પુણ્ય ક્ષીણ થયે પાછા આ મૃત્યુલોકમાં જન્મ લે છે." સમસ્ત ગીતાનો આશય, નિષ્કામ કર્મોને નિરાસક્તિથી તથા ફળની અપેક્ષા વગર, ઈશ્વરનેજ મનથી અર્પણ કરવામાં છે. જુઓ ગીતા. ब्रह्मार्पणं ब्रह्म हविः ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्। ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ભ. ગી. ૪–૨૪ બ્રહ્મનું અર્પણ, બ્રહ્મરૂપી બળીદાન, બ્રહ્મરૂપી અગ્નિમાં, બ્રહ્મથી એટલે

યજ્ઞકર્તા યજમાનથી હોમવામાં આવે છે. બ્રહ્મકર્મસમાધિમાં જેનું ચિત્ત છે તે
ઉપાસકને નિર્ગુણબ્રહ્મરૂપીજ પરમ મુક્તિ મળે છે." આ શ્લોક ચોખ્ખો અદ્વૈ
વાદજ બતાવી આપે છે,ને તે માત્ર અદ્વૈત ભાવનાથીજ સાધી શકાય છે.તેમાં જ્ઞા
જ્ઞેય, તથા જ્ઞાનની ત્રિપુટીના ઉપશમ દ્વારા, બ્રહ્માત્મૈક્યશુદ્ધભાવનાત્મક ઉપાસ
નીજ ઉત્કૃષ્ટતા બતાવવામાં આવી છે, ને તેનું ફળ અમૃતમય મુક્તિ
સગુણ ઉપાસનામાં પણ એજ ભાવના જોવામાં આવે છે. ધ્યેય પદાર્થ
નિર્ગુણ બ્રહ્મજ છે, ને નહીં કે કોઈ ઉપાસ્ય ઇષ્ટ પ્રતીકનો અભિમાની દેવ. પ
સગુણ ભક્તિ તો વસુધૈવ કુટુંબકંની વિસ્તૃતભાવના વધારવામાંજ છે.

"अयं निजःपरोवेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥ "

"આ મારું ને આ પારકું એવી ગણત્રી ટુંકી બુદ્ધિના માણસો કરે છે. ,
ઉદારચિત્તના માણસો તો આખી દુનીઆને પોતાનું કુટુંબ ગણે છે." તેજ પ
ભક્તિ છે તથા તેજ ખરું અદ્વિતીય જ્ઞાન છે. એટલે સમષ્ટિરૂપ પ્રાણિમાત્ર
નિવાસ કરતા પ્રત્યગાત્માની, તન, મન ને ધનના ભોગથી, શુદ્ધ હૃદયના નિઃસ્વ
પ્રેમથી તથા ઐક્યરસવૃત્તિથી સેવા કરી, પ્રીતિ સંપાદન કરવામાં છે. તેજ ,
પુરુષાર્થ છે ને તેમાં જ રાષ્ટ્રનું હિત સમાયલું છે; ને નહીં કે સાંપ્રદાયિક વ્યામે
જાળનો વિસ્તાર કરવામાં. જુઓ ગીતા छिन्नद्वैधा सर्वभूतहितेरताः । જે લોક
દ્વૈતરૂપી ભેદભાવ નાશ પામ્યો છે, તેવા લોકો પ્રાણિમાત્રના હિતમાંજ નિમગ્ન
છે, ને તેમાંજ પરમાનંદ માને છે. હાલનો વખત ઘણો કટાકટીનો (
ગંભીર છે અને સાવધાનપણાની જરૂર છે. સુજ્ઞ વાંચક વર્ગના મનનને મ
છેવટે હું ભગવતિ શ્રુતિના નીચલા શબ્દો અત્રે ટાંકીશ, કે જેથી તેઓને સ
ને સરળ માર્ગે સમજાય, ને તે દ્વારા તેઓ પોતેજ, આત્મોન્નતિનો વિકાસ સ
શકે, તથા છેવટે આધુનિક સમયમાં પ્રચલિત ભિન્ન ભિન્ન નવા ઉદ્‌ભવેલા પા
ધર્મોને નાબૂદ કરી, એક શુદ્ધ સનાતન વૈદિક ધર્મના આશ્રય હેઠળ, સ્વયં
તિર્મય અદ્વૈતવાદનો સર્વત્ર વિજય વાવટો ફેરવી, રાષ્ટ્રીય ઐક્ય તથા સં
સંપાદન કરી, સામ્રાજ્યપદ તથા સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકે. "उत्तिष्ठत जाग्रत प्रा
वरान्निबोधत (क. उ.)કમ્મર કસીને ટટાર થઈ જાઓ, જાગ્રત થાઓ, (
ઉત્તમ બ્રહ્મજ્ઞાની પુરુષને શોધી કાઢી તેની પાસે આત્મૈક્યનો બોધ લો." ,
કૃપાળુ જગન્નિયન્તા ઈશ્વર સર્વે ભાઇઓમાં અદ્વૈત સિદ્ધાન્તનો સદ્‌માર્ગે સાધવ
સદ્‌બુદ્ધિ પ્રેરો. इति शिवम्.

સમાપ્ત.

## પરિશિષ્ટ



### (૧) શ્રીમદ્‌શંકરાચાર્યવિરચિત સાધનપંચકસ્તોત્ર

**वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां ।**
**तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।**
**पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-**
**मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥**

વેદનું નિત્ય અધ્યયન કરવું, તેમાં કહેલા કર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવું, તે કર્મવડે શ્રી ઇશ્વરની પૂજા કરવી, કામ્યકર્મમાં રહેલી પ્રીતિ મૂકી દેવી, પાપના સમૂહને સારી રીતે ધોઈ નાંખવા, સંસારના સુખમાં દોષનું અનુસંધાન કરવું, આત્માને જાણવાની દૃઢ ઇચ્છા કરવી, ને પછી પોતાના ઘરમાંથી શીઘ્ર નીકળી જવું.

**संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां,**
**शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ।**
**सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां,**
**ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥**

પછી સત્પુરુષોનો સમાગમ કરવો, પરમાત્માની દૃઢ ભક્તિ કરવી, શાંતિ આદિ શુભગુણોનો સારી રીતે સંગ્રહ કરવો, વધારે દૃઢ કર્મનો શીઘ્ર સારી રીતે ત્યાગ કરવો, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષનું શરણુ ગ્રહણુ કરવું, પ્રતિદિવસ તેમની પાદુકાનું સેવન કરવું, તેમની પાસે એક અવિનાશી બ્રહ્મના ઉપદેશની પ્રાર્થના કરવી, ને તેમની પાસેથી ઉપનિષદોનાં વાક્યોનું સાવધાનતાપૂર્વક શ્રવણુ કરવું.

**वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां,**
**दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ।**
**ब्रह्मैवास्मि विभाव्यतामहरहो गर्वः परित्यज्यतां ।**
**देहेऽहंमतिरुज्झ्यतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥**

પછી વાક્યના અર્થનો વિચાર કરવો, વેદાંતના પક્ષનો સારી રીતે આશ્રય કરવો, કુતર્કથી સારી રીતે વિરામ પામવું, શ્રુતિને અનુકૂલ એવા તર્કનું વારંવાર અનુસંધાન કરવું, હું બ્રહ્મજ છું એવી દૃઢભાવના નિત્ય કરવી, મિથ્યાભિમાનનો પરિત્યાગ કરવો, શરીરમાં રહેલી હુંપણાની બુદ્ધિને ત્યજી દેવી, ને જ્ઞાનિપુરુષોની સાથેના વાદનો પરિત્યાગ કરવો.

क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां,
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात् प्राप्तेन सन्तुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ४ ॥

ભૂખરૂપ રોગનો ઉપાય કરવો,–પ્રતિદિવસ ભિક્ષાન્નરૂપ ઓસડ ખાવું સ્વાદવાળા અન્નની માગણી ન કરવી, પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલાવડે સંતોષ રાખવો, ટાઢ તડકાદિને સારી રીતે સહન કરવાં, તથા પ્રયોજન વિનાનું વચન ન બોલવું, ઉદાસીનપણાને સર્વભણીથી ઇચ્છવું, ને મનુષ્યો ઉપર કૃપા કરવાનું તથા નિર્દયતા કરવાનું મૂકી દેવું.

एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां,
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां,
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥ ५ ॥

એકાંતમાં સુખપૂર્વક બેસવું, માયાથી પરમાં–બ્રહ્મમાં ચિત્તને સારી રીતે એકાગ્ર કરવું, પૂર્ણાત્માનો સારી રીતે સાક્ષાત્કાર કરવો, તે વડે આ જગત્‌ને બાધ પામેલું જોવું, ચૈતન્યના સામર્થ્યથી સંચિતકર્મોને સારી રીતે વિલીન કરવાં, ઉત્તરોની–ક્રિયમાણ કર્મોની–સાથે પણ ન જોડાવું, અહિં પ્રારબ્ધને ભોગવવું, ને પછી પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી.

यः श्लोकपञ्चकमिदं पठते मनुष्यः,
सञ्चिन्तयत्यनुदिनं स्थिरतामुपेत्य ।
तस्याशु संसृतिदवानलतीव्रघोर-
तापः प्रशान्तिमुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

જે મનુષ્ય આ પાંચ શ્લોકોનું અધ્યયન કરે છે, અને પ્રતિદિવસ સ્થિરતા રાખીને તેનું મનન તથા ધ્યાન કરે છે, તેનો સંસારરૂપ દાવાનલનો તીવ્ર ને ભયંકર તાપ ચૈતન્યના અનુગ્રહથી શીઘ્ર અત્યંત શાંતિ પામે છે.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं साधनपञ्चकस्तोत्रं संपूर्णम् ॥**

## (૨) શ્રીમદ્‌શંકરાચાર્યવિરચિત ચર્પટપંજરિકાસ્તોત્ર

भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढमते ।
प्राप्ते सन्निहिते मरणे, नहि नहि रक्षति डुकृञ्करणे ॥ १ ॥

મરણ સમીપમાં આવે "डुकृञ् करणे" એવું વ્યાકરણમાંથી ગોખેલું સૂત્ર નહિં જ રક્ષણ કરે, (માટે) હે મૂઢબુદ્ધિવાળા! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

बालकस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः, परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥भज० ॥ २ ॥

બાલક હોય ત્યાંસુધી રમતમાં પ્રીતિવાળો, જુવાન થાય ત્યારે યુવતીમાં પ્રીતિવાળો, ને વૃદ્ધ થાય ત્યારે ચિંતામાં ડુબેલો (થાય છે,) પરબ્રહ્મમાં કોઇ પણ જોડાતો નથી, (માટે) હે મૂઢબુદ્ધિવાળા! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

अंगं गलितं पलितं मुंडं, दशनविहीनं जातं तुंडम् ।
वृद्धो याति गृहीत्वा दंडं, तदपि न मुंचत्याशापिंडम् ॥भज० ॥ ३ ॥

શરીર ગળી ગયું, માથું પળીઆંવાળું થયું, મુખ દાંતરહિત થયું, વૃદ્ધ થયો ત્યારે લાકડી લઇને ચાલે છે, તો પણ આશાના પિંડને છોડી દેતો નથી, (માટે) હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे खलु दुस्तारे, कृपयाऽपारे पाहि मुरारे ॥ भज० ॥ ४ ॥

આ દુસ્તર ને અપાર સંસારમાં ફરી ફરી જન્મવું ને ફરી ફરી મરવું, અને પુનઃ પુનઃ માના ઉદરમાં સૂવું (થાય છે, તેથી) "હેમુરારે! કૃપાવડે (મારું) રક્ષણ કરો." હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

दिनमपि रजनी सायं प्रातः, शिशिरवसन्तौ पुनरायातः ॥
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायुः ॥भज०॥ ५ ॥

દિવસ ને રાત, સાયંકાલ (ને) પ્રાતઃકાલ, (અને) શિશિર ને વસંત પુનઃ આવે છે. કાલ રમત કરે છે, (ને) આયુષ્ ચાલ્યું જાય છે, પણ આશારૂપ વાયુ છોડતો નથી. હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

जटिलो मुंडी लुंचितकेशः, काषायांबरबहुकृतवेषः ।
पश्यन्नपि न च पश्यति लोकः, उदरनिमित्तं बहुकृतशोकः॥भज०॥६॥

જટાવાળો, મુંડન કરાવેલો, વાલને ચુંટાવી કાઢેલો, કાષાયવસ્ત્રવડે ઘણા વેશોને ધરનારો, અને પેટને માટે બહુ શોક કરતો મનુષ્ય, જોતાં છતાં પણ જોતો નથી. હે મૂઢબુદ્ધિવાળા ઇત્યાદિ.

वयसि गते कः कामविकारः, शुष्के नीरे कः कासारः ।
क्षीणे वित्ते कः परिवारो, ज्ञाते तत्त्वे कः संसारः ॥भज० ॥ ७ ॥

વય ગયે કામવિકાર કેવી રીતે રહી શકે? પાણી સૂકાયે તળાવ ક્યાં રહ્યું? દ્રવ્ય ક્ષીણ થયે પરિવાર કોણ? તત્ત્વને જાણ્યા પછી સંસાર સત્યરૂપે કેમ જણાઈ શકે? હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

अग्रे वह्निः पृष्ठे भानू, रात्रौ चिबुकसमर्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः ॥ भज० ॥ ८ ॥

આગળ અગ્નિ (ને) પાછળ સૂર્ય (છે,) રાત્રિમાં હડપચી એ ઢીંચણોની વચ્ચે રાખેલી છે, હાથમાં ભિક્ષા (લે છે, અને) વૃક્ષની નીચે નિવાસ (કરે છે,) તો પણ આશારૂપ પાશ છોડતો નથી. હે મૂઢબુદ્ધિવાળા; ઇત્યાદિ.

**यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।**

**पश्चाज्जर्जरभूते देहे, वार्तां कोऽपि न पृच्छति गेहे ॥भज० ॥ ९ ॥**

જ્યાં સુધી ધન મેળવવામાં સમર્થ (હોય છે,) ત્યાં સુધી પોતાનું કુટુંબ પ્રીતિ રાખનારૂં (રહે છે,) પછી શરીર અતિવૃદ્ધ થયે ઘરમાં કોઈ પણ માણસ તેને વાત પૂછતું નથી. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**रथ्याकर्पटविरचितकंथः, पुण्यापुण्यविवर्जितपंथा ।**

**न त्वं नाहं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥भज०॥ १० ॥**

માર્ગમાંનાં ચીંથરાંઓવડે (તેં) કંથા બનાવી છે, પુણ્યપાપથી રહિત (તારો) માર્ગ (છે,) તું નથી, હું નથી, (ને) આ લોક નથી, તોપણ ક્યા પ્રયોજન માટે (તારાવડે) શોક કરાય છે ? હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**नारीस्तनभरजघननिवेशं, दृष्ट्वा मायामोहावेशम् ।**

**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारम् ॥भज० ॥ ११ ॥**

અજ્ઞાનવડે આસક્તિનો બહુ વેગ ઉપજાવનાર સ્ત્રીનાં પુષ્ટ સ્તનો ને વિસ્તારવાળા નિતંબો જોઇને આ માંસ તથા મેદાદિનું કાર્ય છે (એમ તારા) મનમાં (તું) વારંવાર વિચાર. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**गेयं गीतानामसहस्रं, ध्येयं श्रीपतिरूपमजस्रम् ।**

**नेयं सज्जननिकटे चित्तं, देयं दीनजनाय च वित्तम् ॥भज० ॥ १२ ॥**

ગીતા ને સહસ્રનામ ગાવા યોગ્ય (છે,) શ્રીપતિનું રૂપ નિરંતર ધ્યાન કરવાયોગ્ય (છે,) સજ્જનના સમીપમાં ચિત્ત લઈ જવાયોગ્ય (છે), અને દીન જનને દ્રવ્ય આપવાયોગ્ય (છે,) હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**भगवद्गीता किंचिदधीता, गंगाजललवकणिका पीता ।**

**येनाकारि मुरारेरर्चा तस्य यमः किं कुरुते चर्चाम् ॥भज० ॥ १३ ॥**

ભગવદ્‌ગીતા કાંઇક અધ્યયન કરી, ગંગાજલની નાની કણિકા પીધી, (ને) જેણે મુરારિની પૂજા કરી, તેને પકડવાની ચર્ચા શું યમ કરે છે? (નહિંજ—એવો ભાવાર્થ છે) હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**कोऽहं कस्त्वं कुत आयातः, का मे जननी को मे तातः ।**

**इति परिभावय सर्वमसारं, सर्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥भज० ॥ १४ ॥**

હું કોણ (છું ?) તું કોણ (છે ?) ક્યાંથી આવ્યો છે ? મારી મા કોણ ? મારો બાપ કોણ ? એમ ભાવના કર. સર્વ સ્વપ્નવિચાર ત્યજીને સર્વને અસાર (નક્કી કર.) હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

**का ते कांता कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः ।**

**कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिंतय मनसि भ्रातः ॥भज०॥ १५ ॥**

તારી સ્ત્રી કોણ? તારો પુત્ર કોણ? આ સંસાર અતિશય વિચિત્ર (છે.) તું કોનો (છે?) કોણ (છે?) ને ક્યાંથી આવ્યો છે? હે ભાઈ! તત્ત્વને મનમાં વિચાર. હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

**सुरतटिनीतरुमूलनिवासः, शय्या भूतलमजिनं वासः ।**

**सर्वपरिग्रहभोगत्यागः, कस्य सुखं न करोति विरागः ॥भज०॥ १६ ॥**

ગંગાના તીરપરના વૃક્ષના મૂલઉપર નિવાસ, પૃથ્વિપર શય્યા, મૃગચર્મરૂપ વસ્ત્ર, (અને) સર્વ પરિગ્રહનો ને ભોગનો ત્યાગ (આ) વિરાગ કોને સુખ કરતો નથી? (સર્વને સુખકારક છે) હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं चर्पटपंजरिकास्तोत्रं संपूर्णम् ॥ ॥**

## (૩) શ્રીમદ્ શંકરાચાર્યવિરચિત ષટ્પદીસ્તોત્ર

**अविनयमपनय विष्णो दमय मनः शमय विषयरसतृष्णाम् ।**

**भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥ १ ॥**

હે વિષ્ણો! અવિનયને દૂર કરો. મનને દમો. વિષયસુખની તૃષ્ણાને શમાવો. ભૂતદયાને વિસ્તારો. સંસારસાગરથી તારો.

**दिव्यधुनीमकरन्दे परिमलपरिभोगसच्चिदानंदे ।**

**श्रीपतिपदारविन्दे भवभयखेदच्छिदे वन्दे ॥ २ ॥**

દેવનદીરૂપ પુષ્પરસવાળાં, સચ્ચિદાનંદરૂપ સુગંધ ને પ્રસન્નતાવાળાં, ને સંસારના ભય તથા ખેદનો વિનાશ કરનારાં શ્રીપતિનાં ચરણકમલને હું નમું છું.

**सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।**

**सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥ ३ ॥**

હે નાથ! ભેદની નિવૃત્તિ થયા છતાં પણ હું તમારો છું, તમે મારા નથી. તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કદિ પણ તરંગનો નથી.

**उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे ।**

**दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः ॥ ४ ॥**

હે પર્વતને ઊપાડનારા! હે ઇંદ્રના નાના ભાઇ! હે દનુજકુલના શત્રો! ને હે સૂર્યચંદ્રરૂપનેત્રવાળા! સદાદિરૂપવાળા આપનો સાક્ષાત્કાર થયે શું સંસારનો તિરસ્કાર નથી થતો?

**मत्स्यादिभिरवतारैरवतारवतावता सदा वसुधाम् ।**

**परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम् ॥ ५ ॥**

હે પરમેશ્વર! મત્સ્યાદિ અવતારોવડે અવતારવાળા ને સમગ્ર પૃથિવીનું પાલન કરનારા આપશ્રીવડે સંસારદુઃખોથી ભય પામેલો હું પરિપાલન કરવાયોગ્ય છું.

**दामोदर गुणमन्दिर सुन्दरवदनारविन्द गोविन्द ।**
**भवजलधिमथनमन्दर परमं दरमपनय त्वं मे ॥ ६ ॥**

હે દામોદર! હે ગુણમંદિર! હે સુંદરવદનારવિંદ! હે ગોવિંદ! હે ભવસાગરના મથનમાં મંદર! તમે મારા પરમ ભયને દૂર કરો.

**नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ ।**
**इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु ॥ ७ ॥**

હે નારાયણ! હે કરુણામય! આપશ્રીનાં ચરણોનું હું શરણ ગ્રહણ કરું છું. આ ષટ્પદી મારા મુખકમલમાં સર્વદા વસો.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं षट्पदीस्तोत्रं संपूर्णम् ॥ ३ ॥**

**પરિશિષ્ટવિભાગ સંપૂર્ણ.**



# અગત્યના દોષોનું શુદ્ધિપત્રક

## ઉપોદ્‌ઘાતનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૧ | સામ્યપણું | સામ્ય |
| ૭ | ૧૩ | તત્વ | તત્ત્વ |
| ૮ | ૨૨ | આધ્યામિક | આધ્યાત્મિક |
| ૮ | ૨૮ | સંસારિક | સાંસારિક |
| ૯ | ૪ | નીંદિત | નિંદિત |
| ૯ | ૧૦ | નીંદા | નિંદા |
| ૯ | ૨૦ | બાલિષ્ક | બાલિશ |
| ૯ | ૨૨ | નીંદવાનો | નિંદવાનો |
| ૧૦ | ૧૩ | સર્જ્યું | સર્જ્યું |
| ૧૦ | ૨૦ | તારતમ્યતા | તારતમ્ય |
| ૧૧ | ૧ | જગત | જગત્ |
| ૧૧ | ૭ | શારીરિક | શારીરક |
| ૧૧ | ૧૧, ૧૩ | સાકારી | સાકાર |
| ૧૧ | ૧૬ | નિરાકારી | નિરાકાર |
| ૧૧ | ૨૦ | રૂગ્વેદના | ઋગ્વેદના |
| ૧૧ | ૨૧ | સુકતમાં | સૂક્તમાં |
| ૧૧ | ૨૨ | રૂ. વે | ઋ. વે. |
| ૧૨ | ૨૮ | શારીરિક | શારીરક |
| ૧૨ | ૨૯, ૩૧ | અસ્તિત્વપણું | અસ્તિત્વ |
| ૧૩ | ૪ | અસ્તિત્વપણાની | અસ્તિત્વની |
| ૧૩ | ૨૬ | સંસારિક | સાંસારિક |
| ૧૪ | ૩, ૫ | અહંતાત્મક | અહંતામમતાત્મક |
| ૧૪ | ૧૪ | સંપતિ | સંપત્તિ |
| ૧૪ | ૨૮ | ઉપયોગી | ઉપયોગ |
| ૧૫ | ૪ | મીથ્યા | મિથ્યા |
| ૧૫ | ૧૬ | અલીકવત | અલીકવત્ |
| ૧૫ | ૩૦ | કર્યા છે | કર્યો છે |
| ૧૬ | ૨૬ | ત્રિગુણાત્મક | ત્રિગુણાત્મિકા |
| ૧૭ | ૫ | Nonemal | Nouemenal |
| ૧૭ | ૯ | ઉપનિષદ | ઉપનિષદ્ |
| ૧૭ | ૨૩ | નિરાકારી | નિરાકાર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૬ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૧૮ | ૭ | વિ, | વિ. |
| ૧૮ | ૮ | બતાવવાનો | બતાવવાનું |
| ૧૮ | ૧૦ | જેમકે | વળી |
| ૧૮ | ૧૧ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૧૮ | ૩૩ | લીંગ | લિંગ |
| ૧૮ | ૩૩ | सूत्र | सूत्र |
| ૧૯ | ૫ | नैहनाना | नेहनाना |
| ૧૯ | ૨૨ | વિ. | વિ૦ |
| ૧૯ | ૧૩ | ખોટાં | ખોટા |
| ૧૯ | ૧૬ | આયંક્તિ | આત્યંતિક |
| ૧૯ | ૧૯ | બીંદુમાંજ | બિંદુમાંજ |
| ૧૯ | ૨૩ | ગૂઢ રહેલો | ગૂઢ રહેલું |
| ૧૯ | ૨૬ | અનન્તા | અનન્તતા |
| ૨૦ | ૨ | વ્યવહારિક | વ્યાવહારિક |
| ૨૦ | ૧૨ | લીંગ | લિંગ |
| ૨૦ | ૧૫ | अस्मिन्नुस्वलु | अस्मिन्नु खलु |
| ૨૧ | ૩૦ | મી | મિ. |
| ૨૧ | ૧૯ | પુર્ણ | પૂર્ણ |
| ૨૨ | ૩૪ | પામ છે | પામે છે |
| ૨૩ | ૭ | દેવતા | દેવ |
| ૨૩ | ૧૧ | नुपवत्ते | नुपपत्ते |
| ૨૩ | ૧૩ | प्रतृत्ति | प्रवृत्ति |
| ૨૩ | ૨૨ | स्थीति | स्थिति |
| ૨૪ | ૬ | ત્રિગુણાત્મક | ત્રિગુણાત્મિકા |
| ૨૪ | ૧૧ | વિ. | વિ૦ |
| ૨૪ | ૨૭ | ક્ષેત્રની | ક્ષેત્રનું |
| ૨૪ | ૨૭ | તારતમ્યતા | તારતમ્ય |
| ૨૪ | ૨૮ | આવી | આવ્યું |
| ૨૪ | ૩૨ | चपिमां | चापिमां |
| ૨૫ | ૧૪ | જાણીતા | જાણીતાં |
| ૨૫ | ૩૩ | વચ્ચ | વચ્ચે |
| ૨૫ | ૨૮ | પાર્વતિ | પાર્વતી |
| ૨૬ | ૧ | નહ તો | ન હતો |
| ૨૬ | ૮ | सुहृदं | सुहृदं |
| ૨૭ | ૨૫ | धर्म | धर्मः |
| ૨૭ | ૩૩ | कलमत | फलमत |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૨૯ | ૧૬ | क। | का |
| ૨૯ | ૩૩ | हिदर्शयति | हि दर्शयति |
| ૩૦ | ૧૧ | નિષ્કૂર | નિષ્ઠુર |
| ૩૨ | ૭ | असंग: | असंगो |
| ૩૨ | ૮ | શારીરિક | શારીરક |
| ૩૩ | ૪ | અત્માથી | આત્માથી |
| ૩૮ | ૩ | यद्वैश्य | यद्वैश्य: |
| ૩૮ | ૪ | વિરાટ | વિરાટ્ |
| ૩૮ | ૧૧ | સ્રીઓ | સ્ત્રિઓ |
| ૪૦ | ૧૦ | વ્યવહારિક | વ્યાવહારિક |
| ૪૦ | ૧૫ | was | we |
| ૪૦ | ૨૬ | ब्राह्मणो प्रभुः | ब्राह्मण: प्रभुः |
| ૪૪ | ૮ | દ્વવિધર્મ | દ્વૈવિધર્મ |

# તત્ત્વજ્ઞાનના નિબંધોનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| | | તત્વજ્ઞાનના નિબંધો | તત્ત્વજ્ઞાનના નિબંધો |
| ૧ | ૬ | શા લાભ | શો લાભ |
| ૧ | ૧૬ | ધર્માનુયાયિકો | ધર્માનુયાયિકોને |
| ૨ | ૨૧ | નિદિધ્યાસ | નિદિધ્યાસન |
| ૨ | ૨૩ | જગત | જગત્ |
| ૨ | ૨૬ | રૂપે | રૂપે |
| ૨ | ૨૮ | શક્તિમાન | શક્તિમાન્ |
| ૩ | ૫ | तन्मर्त्यं | तन्मर्त्यम् |
| ૩ | ૧૨ | જગત | જગત્ |
| ૩ | ૧૯ | यमंमातरि | यम मातरि |
| ૩ | ૨૦ | श्वान माहु: | श्वानमाहु: |
| ૩ | ૩૧ | (સ. સા. ૭) | (સ. સા. ૭.) |
| ૪ | ૧ | ......पंचक। | ......पंचकम्। |
| ૪ | ૬, ૭, ૮, ૯ | જગત | જગત્ |
| ૪ | ૧૨ | ......मम्रे | ......मम्र |
| ૪ | ૧૩ | સદ્દ્માત્ર | સન્માત્ર |
| ૪ | ૨૨ | બાહ્યક | બાહ્ય |
| ૫ | ૧ | भवनि | भवति |
| ૫ | ૫ | બહિર | બહિર્ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૬ | અંતર | અંતર્ |
| ૫ | ૬ | તાત્વિક | તાત્ત્વિક |
| ૫ | ૬ | ……રૂપે | ……રૂપે |
| ૫ | ૯ | રૂપી | રૂપી |
| ૫ | ૧૦ | બહિર | બહિર્ |
| ૫ | ૨૮ | નીતી | નીતિ |
| ૬ | ૨ | થશે | થાય છે |
| ૬ | ૩ | વિરુદ્ધ | વિરુધ્ધ |
| ૬ | ૧૫ | પુષ્ટી | પુષ્ટિ |
| ૬ | ૨૨ | મેકસ્મ્યુલર | મેક્સ્મ્યુલર |
| ૭ | ૧૪ | પરીચ્છિન્નતા | પરિચ્છિન્નતા |
| ૮ | ૭ | મહાન | મહાન્ |
| ૮ | ૯ | મહાન | મહાન્ |
| ૮ | ૧૭ | જીવનમુક્ત | જીવન્મુક્ત |
| ૮ | ૩૨ | શ્રીશંકરાનુયાયિક | શ્રીશંકરાનુયાયિ |
| ૯ | ૨૨ | કે: | કે:— |
| ૯ | ૨૬ | યોગ | સંયોગ |
| ૧૦ | ૨૩ | સ્વભાવવાળો | સ્વભાવવાળું |
| ૧૧ | ૪ | વિરોધ | વિરોધ |
| ૧૧ | ૭ | કર્યા છે | કર્યાં છે |
| ૧૧ | ૧૫ | કાંઈ | કંઈ |
| ૧૧ | ૨૫ | ધામિક | ધાર્મિક. |
| ૧૨ | ૭ | શ્રીમદ્ | શ્રીમદ્ |
| ૧૨ | ૧૭ | આવવા | આવા |
| ૧૩ | ૫ | ……वद्दव | ……व द्दव. |
| ૧૩ | ૭ | રૂચીઓ | રૂચિઓ |
| ૧૩ | ૧૨ | અધોગતિ | અધોગતિ |
| ૧૩ | ૨૯ | ભગવાન | ભગવાન્ |
| ૧૪ | ૮ | અગ્ની | અગ્નિ |
| ૧૪ | ૧૨ | આધીદૈવિક | આધિદૈવિક |
| ૧૪ | ૧૭ | પુરાણિક | પૌરાણિક |
| ૧૫ | ૪ | ऋतेज्ञानान्न | ऋते ज्ञानान्न |
| ૧૫ | ૫ | અનુસ્થુલ | અનુસ્યૂત |
| ૧૫ | ૬ | शिवः सोक्षरः | शिवः सेन्द्रः सोक्षरः |
| ૧૫ | ૮ | આધદૈવિક | આધિદૈવિક |
| ૧૫ | ૧૬ | સમજયા | સમજ્યા |
| ૧૫ | ૧૭ | …छाह मम्… | …छाहमम्… |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૫ | ૨૩ | પરંભાવ...... | પરં ભાવ... |
| ૧૫ | ૨૩ | ...વ્ય ય... | ...વ્યય... |
| ૧૫ | ૨૪ | એટલે | અર્થાત્ |
| ૧૫ | ૨૫ | . | , |
| ૧૫ | ૨૫ | પર | પરસ્વરૂપને |
| ૧૬ | ૨ | (કઉ) | (ક. ઉ.) |
| ૧૬ | ૫ | મનાવવુંકે | મનાવવું કે " |
| ૧૬ | ૧૦ | માનવાનહિ. | માનવા નહિં." |
| ૧૬ | ૧૪ | અધ્યાય | અધ્યાય |
| ૧૬ | ૨૦ | કંકાશ | કંકાસ |
| ૧૭ | ૬ | ૐમ | ૐમ્ |
| ૧૭ | ૨૩ | પરાયણુનિષ્ઠ | પરાયણુ |
| ૧૭ | ૨૬ | જગદ્ નિયન્તા | જગન્નિયન્તા |
| ૧૭ | ૨૯ | પુષ્ટીમાર્ગીય | પુષ્ટિમાર્ગીય |
| ૧૮ | ૩ | રુગ્વેદમાં | ઋગ્વેદમાં |
| ૧૮ | ૪ | રુગ્વેદમાં | ઋગ્વેદમાં |
| ૧૮ | ૭ | રૂ. | ઋ. |
| ૧૮ | ૭ | ઉપનિષદ | ઉપનિષદ્ |
| ૧૮ | ૧૪ | સમાધીની | સમાધિની |
| ૧૮ | ૨૨ | દિક, | દિક્, |
| ૧૮ | ૨૩ | (શ્વે ઉ) | (શ્વે. ઉ.) |
| ૧૮ | ૨૮ | વિ | વિ. |
| ૧૮ | ૨૮ | વિનો | વિ. નો |
| ૧૯ | ૨ | રૂ. | ઋ. |
| ૧૯ | ૧ | (શ્વે ઉ) | (શ્વે. ઉ.) |
| ૧૯ | ૪ | ભીતી | ભીતિ |
| ૧૯ | ૭ | વેશ્નવો | વૈષ્ણુવો |
| ૧૯ | ૨૫ | યેહ | य इह |
| ૨૦ | ૧૪ | વેશ્નવ | વૈષ્ણુવ |
| ૨૦ | ૨૦ | परमं ॥ | परम् ॥ |
| ૨૦ | ૨૭ | સહચર્ય | સાહચર્ય |
| ૨૦ | ૨૯ | जन्म जन्मनि | जन्मजन्मनि |
| ૨૨ | ૭ | (છાં ઉ.) | (છાં. ઉ.) |
| ૨૨ | ૨૫ | રાષ્ટ્રીય | રાષ્ટ્રીય |
| ૨૩ | ૮ | नहिसः | न हि सः |
| ૨૩ | ૧૬ | मूयो | भूय |
| ૨૩ | ૨૩ | ફીલોસોફી | ફીલૉસોફી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩ | ૨૯ | वि | वि. |
| ૨૩ | ૩૨ | (તે ઉ) | (તે. ઉ.) |
| ૨૩ | ૩૩ | (બૃ ઉ) | (બૃ. ઉ.) |
| ૨૩ | ૩૩ | (એ ઉ) | (એ. ઉ.) |
| ૨૪ | ૫ | वेदसः | वेद सः |
| ૨૪ | ૧૧ | ...ण्योम... | ...ण्यो म... |
| ૨૪ | ૩૦ | तद्वा... | तद्धा... |
| ૨૪ | ૩૧ | ताद्ध | तद्धा... |
| ૨૫ | ૬ | आत्म व... | आत्मव... |
| ૨૫ | ૨૨ | શાકતવાદની | શાક્તવાદની |
| ૨૬ | ૫ | પાણીનીનું | પાણિનિનું |
| ૨૬ | ૩૧ | ઘોષ | ઘોષ |
| ૨૭ | ૩ | પ્રાતષ્ઠા | પ્રતિષ્ઠા |
| ૨૭ | ૬ | પ્રરબ્રહ્મ | પરબ્રહ્મ |
| ૨૭ | ૧૧ | સિદ્ધાતનું | સિદ્ધાંતનું |
| ૨૭ | ૧૩ | जतिम | ...जतिमां |
| ૨૮ | ૩૩ | ब्रह्म द... | ...ब्रह्मद |
| ૨૯ | ૩૩ | સ્તુતી | સ્તુતિ |
| ૩૦ | ૫ | Hindu | Indian |
| ૩૦ | ૧૦ | પ્રમણિકપણે | પ્રમાણિકપણે |
| ૩૧ | ૨ | સતત્ | સતત |
| ૩૧ | ૧૮ | ધમશાસ્ત્રના | ધર્મશાસ્ત્રના |
| ૩૧ | ૨૮ | રાસક | રસિક |
| ૩૨ | ૫ | વિદ્વાન | વિદ્વાન્ |
| ૩૨ | ૧૨ | રાષ્ટ્રીય | રાષ્ટ્રિય |
| ૩૨ | ૧૩ | મતમતાંતરો | મતમતાંતરો, |
| ૩૨ | ૩૧ | विद्यते | विद्यते |
| ૩૨ | ૩૨ | उभयो रपि | उभयोरपि |
| ૩૨ | ૩૨ | ...यो स्त... | ...योस्त... |
| ૩૨ | ૩૨ | दर्शिभिः | दर्शिभिः |
| ૩૩ | ૮ | પરીણામવાદને | પરિણામવાદને |
| ૩૬ | ૬ | જીવનમુક્ત | જીવન્મુક્ત |
| ૩૬ | ૨૨ | जगद् मिथ्या | जगन्मिथ्या |
| ૩૯ | ૧ | परिणामात्! | परिणामात् । |
| ૪૦ | ૪ | મૃતપિંડના | મૃત્પિંડના |
| ૪૧ | ૨૫ | શક્તિમાન | શક્તિમાન્ |
| ૪૨ | ૧ | નિધર્મક | નિર્ધર્મક |

# શુદ્ધિપત્રક

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ૧૪ | અણીમા, | અણિમા, |
| ૪૨ | ૧૪ | ગરીમા, | ગરિમા, |
| ૪૨ | ૨૮ | સિવાયછુટકો | સિવાય છુટકો |
| ૪૪ | ૨ | એકયતા | એકતા |
| ૪૪ | ૨૦ | यावदद्विकारं | यावद्विकारं |
| ૪૪ | ૨૫ | विभक्तमिव | विभक्तमिव |
| ૪૫ | ૧૦ | અધીકરણમાં | અધિકરણમાં |
| ૪૫ | ૧૪ | જાગ્રત | જાગ્રત્ |
| ૪૫ | ૧૮ | કાલ્પનીક | કાલ્પનિક |
| ૪૫ | ૩૦ | हृदेसे... | हृद्देशे... |
| ૪૬ | ૪ | ડીકું | ડિકું |
| ૪૬ | ૫ | તાત્કિ | તાત્વિક |
| ૪૬ | ૩૩ | चन्द्र म... | चन्द्रम... |
| ૪૬ | ૩૩ | ...सौधा... | ...सौ धा... |
| ૪૮ | ૧૦ | अ: | अ. |
| ૪૮ | ૧૧ | ...म सं... | ...मसं... |
| ૪૯ | ૧૦ | સિદ્ધાંતિ | સિદ્ધાંતી |
| ૪૯ | ૨૪ | સિદ્ધાંતિ | સિદ્ધાંતી |
| ૫૦ | ૨૩ | શુદ્ધબ્રહ્મનું | શુદ્ધબ્રહ્મનું |
| ૫૧ | ૭ | સિદ્ધાંતિ | સિદ્ધાંતી |
| ૫૨ | ૭ | પ્રતીતી | પ્રતીતિ |
| ૫૨ | ૧૦ | પ્રતીતી | પ્રતીતિ |
| ૫૨ | ૧૪ | શ્રીમાન | શ્રીમાન્ |
| ૫૨ | ૨૧ | नतां... ... | न तां... ... |
| ૫૨ | ૨૨ | मूलए | मूल ए... ... |
| ૫૪ | ૧૮ | ત્રિગુણાત્મક | ત્રિગુણાત્મિકા |
| ૫૪ | ૨૬ | કુંડળનો | કુંડળનું |
| ૫૪ | ૨૬ | વ્યવહારનો | વ્યવહારનું |
| ૫૪ | ૩૧ | न्यत्य | न्यत्व |
| ૫૪ | ૩૨ | મીથ્યા | મિથ્યા |
| ૫૫ | ૪ | અહિકુંડળનો | અહિકુંડળનું |
| ૫૫ | ૪ | આપ્યો | આપ્યું |
| ૫૬ | ૮ | तदतयत्व | तदन्यत्व |
| ૫૬ | ૧૯ | तत्स्रष्टात दे... | तत्स्रष्टातदे... |
| ૫૬ | ૨૮ | આધ્યાત્મિક | આધ્યાસિક |
| ૫૮ | ૨ | સ્વાભાવિ ક... | સ્વાભાવિક |
| ૫૮ | ૬ | ઉપાધી | ઉપાધિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૮ | ૮ | અત્ર | અત્રે |
| ૫૮ | ૩૩ | બ્રહ્માત્યૈક્યનું | બ્રહ્માત્મૈક્યનું |
| ૫૯ | ૨ | જાગ્રત | જાગ્રત્ |
| ૫૯ | ૩૧ | મહાનપદ | મહાન્ પદ |
| ૬૦ | ૧ | गोविन्दंभज मूढमते, | गोविन्दं गोविन्दं भज मूढमते, |
| ૬૧ | ૮ | उपपत्तेश्च | उपपत्तेः |
| ૬૩ | ૧૭ | નાહ | નહિ |
| ૬૩ | ૨૪ | આદિનાં | આદીનાં |
| ૬૪ | ૧૩ | સંભવના | સંભાવના |
| ૬૫ | ૧૧ | નેધૃણ્ | નૈર્ઘૃણ્ |
| ૬૫ | ૨૧ | જગની | જગત્‌ની |
| ૬૫ | ૨૨ | प्रजायेव | प्रचायेय |
| ૬૫ | ૩૩ | योनः | यो नः |
| ૬૬ | ૧ | एवहिए | एष हि ए... |
| ૬૬ | ૨૬ | ... ...क स्त... | ...कस्त... |
| ૬૭ | ૨ | સ્વકીયા | સ્વકિયા |
| ૬૭ | ૫ | ... ...કુંઠીત... ... | કુંઠિત |
| ૬૭ | ૧૬ | ... .वंपरः... ... | ...वं पर... |
| ૬૭ | ૧૭ | ...र्णास... ... | ...र्णा स... |
| ૬૭ | ૨૮ | રજસ અને તમસ... | રજસ્ અને તમસ્ |
| ૬૮ | ૧ | तनैजति | तदेजति |
| ૬૮ | ૪ | प्रकृतौवत्वं | प्रकृतैतावत्वं |
| ૬૮ | ૨૦ | માયીક | માયિક |
| ૬૮ | ૨૨ | नैकस्मिन्न सं | नैकस्मिन्न सं |
| ૬૮ | ૨૫ | प्रावाणो प्लवनति | प्रावाणः प्लवन्ति |
| ૬૯ | ૩ | ઇન્દ્રીયોની | ઇન્દ્રિયોની |
| ૬૯ | ૯ | સ્વમવત | સ્વપ્નવત્ |
| ૬૯ | ૨૩ | નિષ્કળ | નિષ્કળ |
| ૬૯ | ૨૯ | પ્રથમ | પ્રથમા |
| ૭૦ | ૩ | વિશ્વક્સેન | વિશ્વક્સેન |
| ૭૦ | ૧૯ | ...कादृश्य... | ...काद् श्य... |
| ૭૧ | ૩ | ઉપનિષદ | ઉપનિષદ્ |
| ૭૧ | ૮ | નિર્ધમક | નિર્ધર્મક |
| ૭૧ | ૯ | आहृचत | आह च त... |
| ૭૧ | ૧૮ | આવ્યાકૃત | અવ્યાકૃત |
| ૭૧ | ૨૯ | ...नु प्र... | ...नुप्रा... |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | કરેઃ | કરે, |
| ૭૧ | ૩૧ | વિદ્વાન્ | વિદ્વાન્ |
| ૭૪ | ૧૬ | ... ...શ્રમત્વને | ... ...શ્રયત્વનો |
| ૭૭ | ૯ | ... ...શ્ચહિ | ... ...શ્ચ હિ |
| ૭૭ | ૧૯ | કાઇ | કોઇ |
| ૭૭ | ૨૫ | વિગ્લાયન | વિગ્લાપન |
| ૭૮ | ૧ | વિશ્વક... | વિશ્વક્... |
| ૭૮ | ૧૦ | ...નૈધૃણ્ય | ...નૈર્ઘૃણ્ય |
| ૮૦ | ૮ | સદ્વિતીય... | સ દ્વિતીય... |
| ૮૦ | ૨૧ | ...નૈધૃણ્ય | ...નૈર્ઘૃણ્ય |
| ૮૦ | ૨૬ | —નૈધૃણ્ય | ...નૈર્ઘૃણ્ય |
| ૮૦ | ૨૭ | ઉકત્યાનુસાર | ઉકત્યનુસાર |
| ૮૧ | ૬ | ઇન્દ્રીઓથી | ઇન્દ્રિયોથી |
| ૮૧ | ૨૪ | કૃતસ્ન | કૃત્સ્ન |
| ૮૩ | ૧૧ | નિરૂપાધિક | નિરુપાધિક |
| ૮૩ | ૧૩ | મનમાં | મતમાં |
| ૮૪ | ૮ | અમા | અમો |
| ૮૪ | ૩૦ | સ્યાલ્લોકવત | લોકવત્ |
| ૮૫ | ૪ | શ્વાસોચ્છવાસની | શ્વાસોચ્છ્વાસની |
| ૮૫ | ૨૦ | ...ભૂમી... | ...ભૂમિ... |
| ૮૭ | ૩ | આત્મૈક્યતા | આત્મૈક્ય |
| ૮૭ | ૫ | સંઘઠન | સંગઠન |
| ૮૮ | ૨ | સહસ્ત્ર | સહસ્ર |
| ૮૮ | ૧૬ | ક તારી | કે તારી |
| ૮૯ | ૨૮ | રાશી | રાશિ |
| ૮૯ | ૩૧ | ઉદ્ભવ | ઉદ્ભવ |
| ૯૦ | ૪ | નર્દિષ્ટ | નિર્દિષ્ટ |
| ૯૩ | ૩૨ | ...તયેન | ...તં યેન |
| ૯૪ | ૬ | પશ્યત... ... | પશ્યત્ય... ... |
| ૯૪ | ૧૦ | શૃણો... | શ્રૃણો... |
| ૯૪ | ૧૧ | ઉત્કૃષ્ઠ | ઉત્કૃષ્ટ |
| ૯૪ | ૨૮ | ઠીક | ઠિક્ |
| ૯૫ | ૧૪ | ... ...વાણુ | ... ...વાળું |
| ૯૫ | ૧૫ | ... ...થીંક | ... ...થિંક |
| ૯૫ | ૧૬ | રશ્મી | રશ્મિ |
| ૯૬ | ૧૮ | ...તેरताः | ...ते रताः |
| ૯૬ | ૪ | तिष्टति | तिष्ठति |
| ૯૭ | ૧૧ | | |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૭ | ૧૨ | ...रुद्दानिमा | ...रुद्दानि मा- |
| ૯૭ | ૧૪ | આરુઢ | આરૂઢ |
| ૯૭ | ૩૧ | શાશન | શાસન |
| ૯૮ | ૨૬ | સતત્ | સતત |
| ૯૮ | ૨૮ | ......जंतमः | ...ज तमः |
| ૯૯ | ૩ | મૂર્તીને | મૂર્તિને |
| ૯૯ | ૪ | त्मेवमे | ...त्मेव मे |
| ૯૯ | ૧૪ | ચીંત્વન | ચિંત્વન |
| ૯૯ | ૩૦ | तंदिवि | ...तं दिवि |
| ૧૦૦ | ૧૩ | ...भिष्ठाय... | ......धिष्ठाय |
| ૧૦૧ | ૨ | અભિરૂચી | અભિરુચિ |
| ૧૦૧ | ૧૬ | ઉપનિષદની | ઉપનિષદ્દુની |
| ૧૦૧ | છેલ્લી | ઉભા | ઉભાં |
| ૧૦૨ | ૧ | હકીગત | હકીકત |
| ૧૦૨ | ૨ | શૈવિઝમ | શૈવીઝમ |
| ૧૦૨ | ૧૫ | પુરાણિક | પૌરાણિક |
| ૧૦૪ | ૧ | ભ્રાંતી | ભ્રાંતિ |
| ૧૦૪ | ૧૧ | सहस्र... | सहस्र...... |
| ૧૦૪ | ૧૧ | सहस्राक्षः | सहस्राक्षः |
| ૧૦૪ | ૧૨ | सहस्रपात् | सहस्रपात् |
| ૧૦૪ | ૧૨ | (ऋ. म.) | (ऋ. सं) |
| ૧૦૫ | ૮ | રજસ | રજસ્ |
| ૧૦૫ | ૮ | તમસ | તમસ્ |
| ૧૦૫ | ૨૦ | ...नुर...... | ...न्नु र... |
| ૧૦૬ | ૨૩ | उपपतेश्च | उपपत्तेः |
| ૧૦૭ | ૨૨ | पर धर्मो | परधर्मो |
| ૧૦૮ | ૭ | પ્રતિપત્તને | પ્રતિપત્તિને |
| ૧૦૮ | ૨૪ | નિસ્વધિ | નિરવધિ |
| ૧૦૮ | ૨૭ | शुद्ध सत्वा | शुद्धसत्वा |
| ૧૦૮ | ૨૭ | ब्रह्म... | ब्रह्म... |
| ૧૦૮ | ૨૭ | ...षुपरांत...... | ...षु परांत... |
| ૧૦૯ | ૫ | ...तोम...... | ...तो म..... |
| ૧૦૯ | ૮ | ...ऽमृतो | ...ऽमृतो |
| ૧૦૯ | ૯ | ગ્રંથીઓ | ગ્રંથિઓ |
| ૧૦૯ | ૨૨ | ततोमां | ततो मां |
| ૧૧૦ | ૫ | ભગવદરસને | ભગવદ્દરસને |
| ૧૧૦ | ૧૩ | विज्ञानधन | विज्ञानघन |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૦ | ૩૧ | ......वा. मू...... | ......वामू... |
| ૧૧૧ | ૧૦ | परमानन्द | परमान्दः |
| ૧૧૨ | ૧૭ | ......हितेरता... | ......हिते रताः |
| ૧૧૨ | ૨૫ | રાષ્ટ્રીય | રાષ્ટ્રિય |
| ૧૧૨ | ૨૫ | સંગઠ્ઠન | સંગઠન |
| ૧૧૨ | ૨૯ | સદ્માર્ગ | સન્માર્ગ |

## પરિશિષ્ટ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૬ | ૯ | पंथा | थः |
| ૧૧૬ | ૩૦ | सर्वत्यक्त्वा | सर्व त्यक्त्वा |
| ૧૧૭ | ૩૧ | तावता | ताऽवता |
| ૧૧૮ | ૪ | षरमं | परमं |

તા૦ ક૦ જગત, સતત, ભગવાન,–વાન,–માન, ઉપનિષદ, સિદ્ધાન્તિ, રજસ તમસ, ત્રિગુણાત્મક માયા, તત્વ, ઇત્યાદિ જેવી અશુદ્ધિઓ વારંવાર આવે છે. તેને ઠેકાણે અનુક્રમે જગત્, સતત્, ભગવાન્,-વાન્,–માન્, ઉપનિષદ્, સિદ્ધાન્તી, રજસ્, તમસ્, ત્રિગુણાત્મિકા માયા, તત્ત્વ, ઇત્યાદિ શબ્દો વાંચવા.

—⁂◆□◆⁂—

# ઋગ્વેદ સંસ્કારિકા

આ લઘુ પુસ્તક સર્વે સનાતનધર્માવલંબી આર્યોને અત્યંત ઉપયોગી તથા અવશ્ય રાખવા યોગ્ય છે. ઋગ્વેદ સંહિતાના દરેક મંડળમાંથી ચૂંટી કાઢેલો ઉત્તમ સૂક્તોનો સંગ્રહ શરૂઆતમાં એકત્રિત કરવામાં આવ્યો છે. જેનો ઉપયોગ શ્રાવણીના ઉપાકર્મમાં કરવામાં આવે છે. બીજા વિભાગમાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધ તથા મહાલયશ્રાદ્ધવિધિ, સંકલ્પ તથા ગુજરાતી સમજુતિ સહિત આપવામાં આવ્યાં છે ને તેનો કામ પણ ત્રૈવર્ણિક પુરૂષ અન્ય કોઈની મદદ વગર સહેલાઈથી ઉપયોગ કરી શકશે તેમજ ત્રીજા વિભાગમાં અંત્યેષ્ટિ સંસ્કારવિધિ ષટ્પિંડદાન વિ. ગુર્જરાતી અર્થ સહિત સમજાવવામાં આવ્યા છે. દરેક ધર્મજીજ્ઞાસુ બાંધવે આ પુસ્તક ઘણું ઉપયોગી છે.

કિંમત માત્ર ૦-૧૨-૦

પ્રકાશક:
રા. બ. ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડ્યા. બી. એ.
રિટાયર્ડ ગવર્મેન્ટ પેન્શનર

પુસ્તક મળવાનું ઠેકાણું—
નારાયણ મૂળજી બુકસેલર્સ,
કાલબાદેવી ઝવેરબાગ–મુંબાઈ.